# આર્યજીવનરક્ષક

# આયુર્વેદામૃત

યોજક અને પ્રસિદ્ધકર્તા,

**વૈદ્ય જીવનરામ માણેકરામ ઓઝા**

'ઔષધસિદ્ધિ' અને 'ઔષધનિધિ'ના કર્તા.

"જીવનરક્ષક ઔષધાલય"

**અંબાજીરોડ, સુરત.**

કીમત બે રૂપીઆ

# આર્યજીવનરક્ષક

# આયુર્વેદામૃત

વ્યાધિ ઉત્પન્ન થવાના કારણો, તથા
તેની પરિક્ષા અને રોગનું નિદાન તથા
તેને લાગુ પડતા અનુભવસિદ્ધ ઔષધો,
રસાયનો અને તેના અનુપાનો તથા પથ્ય.

યોજક અને પ્રસિદ્ધકર્તા,
**વૈદ્ય જીવનરામ માણેકરામ ઓઝા**
'ઔષધાબ્ધિ' અને 'ઔષધનિધિ'ના કર્તા.
"જીવનરક્ષક ઔષધાલય"
અંબાજીરોડ, સુરત.

સંવત ૧૯૮૪ સને ૧૯૨૮

કીંમત બે રૂપીઆ.

"દેશી મિત્ર" પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે
છાપ્યું. લીમડાચોક, સુરત.



શ્રીયુત રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ.
બી૰ એ૰ જે૰ પી૰

# અર્પણ પત્રિકા

શ્રીયુત્

**રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ**

**બી. એ., જે. પી.**

( શાર્દૂલ વિક્રીડિત )

જે. પી. તો જગમાં થશે અતિઘણા, તેમાં શું મારૂં વળ્યું ?
જે જે. પી. થકી થાય આ જીવનનું હંમેશ મ્હોંડું ગળ્યું—૧

આપો આશ્રય ગુણગ્રાહક બની, હે શ્રેષ્ઠ ગુણી ! સદા,
નિત્યે ઉન્નતિ પામજો, પ્રભુ કને માગું મુખે સર્વદા—૨

દીપાવી કુળ કીર્તિ ઉજ્વળ કરી, સત્કર્મથી શોભતા,
રાખી રૂચિ પરાર્થમાં મન વિષે, સદ્ધર્મ ના લોપતા—૩

એવા જે. પી. જીવાડીને જગતમાં કષ્ટો પ્રભુ કાપજો
આયુર્વેદની ઉન્નતિ નિરખવા દિર્ઘાયુષો આપજો—૪

પ્રીતે અર્પણ ગ્રંથ આજ કરતાં માંગુ પ્રભુ ! જેટલું,
આપો યશ ધન પુત્ર પૌત્ર સર્વે રાજેન્દ્રને એટલું—૫

સ્નેહાધીન,

**વૈદ જીવનરામ માણેકરામ**

**ઓઝા.**

# સદ્‌ગુરૂ સ્મરણ.



## દોહરા

સત્સંગત સત રામજી, દાદુ દીન દયાળ,
કૃપાદ્રષ્ટિ મુજપર કરો, જાણીને નીજબાળ-૧
મંગળમય શુભ નામજે, **શ્રી ગુરૂ ગણેશદાસ,**
કૃપા તેમનીથી કર્યો, લખવા ગ્રંથ પ્રયાસ-૨
ગુણ અગણીત ગુરૂ આપમાં, ગણતાં કેમ ગણાય,
રૂણ આપનું વાળવા, નથી ગતી મુજમાંય-૩
કરી દયા વૈદક તણું, દીધું વિદ્યા દાન,
બદલો તેનો વાળવા, નથી મતિ કે ભાન-૪
રહેમ નજર રાખી સદા, ગણતા પુત્ર સમાન,
પરોપકાર કરતા બહુ, દઇને અનુભવ જ્ઞાન-૫
વૈદ અને વેદાંતમાં, હતા રત્નરૂપ આપ,
દરદીના દુઃખ ટાળવા, ધરતા ખંત અમાપ-૬
જ્ઞાન ગહન વેદાંતનું, દેતા સૌને બોધ,
ટાળી તાપ ત્રિવિધના, મન નવ ધરતા ક્રોધ-૭
સિદ્ધ રસાયન જ્ઞાનથી, કીધું જગમાં નામ,
પરમારથને કારણે, ફરતા ગામો ગામ-૮
અર્પણ શું કરૂં આપને, નથી ગજુ મુજમાંહ્ય,
પુસ્તક રૂપે આપની, અમર નામના થાય-૯
મળી પ્રસાદી જે મને, આપ કૃપાથી આમ,
અર્પણ તે કરી આપને, વિનવે **જીવનરામ**-૧૦

# પ્રસ્તાવના.

**मा बोधि वैद्यकमथाऽपि महामयेषु**
**प्राप्तेषु यो भिषगिति प्र[illegible]मव ।**
**आका[illegible]खल एव [illegible]दर्शी**
**लोकेऽपि तेन भिषगेषन दूषणीयः ॥**

આયુર્વેદ સંબંધી અનેકાનેક ગ્રંથો વિદ્યમાન છે છતાં આ "આયુર્વેદામૃત"ની વળી શી જરૂર પડી? આવો સવાલ પ્રત્યેક મનુષ્યના મનમાં થવાનો સંભવ છે. પરંતુ આયુર્વેદને લગતા મહાગ્રંથો આપણા પૂર્વાચાર્યો અને અર્વાચીન પંડિતોએ પ્રગટ કરી જનસમૂહને જીવનપર્યન્તના ઋણુ હેઠે મુકયો છે એ ખરૂ; તથાપિ એ મહાગ્રંથો ગુઢાર્થોથી ભરેલા, સામાન્ય મનુષ્યથી તો સમજાય પણુ નહિ એવા ને ગુરૂ પાસે અધ્યયન કર્યા વગર અગમ્ય રહે એવા છે. તેમજ દ્રવ્ય અને સમયનો પુષ્કળ વ્યય કરાવે એવી ક્રિયાઓ એમાં દર્શાવી છે. આમ છતાં પણુ એમાં કંઇ પ્રમાદ થઇ ગયો તો અર્થનો અનર્થ તરતજ થઇ જાય છે. અર્થાત્ એ ગ્રંથો ઘન અરણ્ય જેવા છે. પ્રથમ તો એમાં પ્રવેશ થવોજ દુર્લભ, પ્રવેશ કર્યા પછી પણુ ખરો માર્ગ જડવો મુસ્કેલ અને ખરો માર્ગ જડયા પછી પણુ પ્રાપ્યસ્થાને પ્હોંચતાં કંઈ કંઈ અણુધારી આફતો આવે. વિષને પણુ યથાવિધિ શુદ્ધ કરવામાં આવે તો તે અમૃત તુલ્ય ગુણુકારી થાય છે. અને અમૃત સમાન દ્રવ્ય પણુ વિધિપૂર્વક શુદ્ધ કર્યા વગર ખાવામાં આવે તો તે ઝેર જેવું બની જઇ મનુષ્યનો પ્રાણુ હરે છે એ સુવિદિત છે.

આથી મને થયું કે મારી પાસે અવશેષ રહેલા અનુભવસિદ્ધ ઓષધો, રસાયન પ્રયોગો, અને તે બનાવવાની ક્રિયાઓ છે તે પ્રજા સમક્ષ મુકું તો ઘણું સારૂં. પરંતુ અત્યાર સુધી અસ્વસ્થ પ્રકૃતિને લીધે તેમ થઈ શકયું ન્હોતું.

'ઔષધાબ્ધિ' તથા 'ઔષધનિધિ' નામના વૈદક વિષેના બે પુસ્તકો મેં બહાર પાડયા છે. વૈદ્યવર્ગે તેમજ જનસમુહે પણ તેનો સારો સત્કાર કર્યો ત્યાર પછી હું નિવૃત્ત થઇને બેઠો હતો. પરંતુ મારી હૃદયગત ઉર્મિઓને બહાર ખેંચી આણનાર મારા પરમ સ્નેહી શ્રીયુત રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલે તથા મારા ગુણજ્ઞ ગ્રાહકો અને મિત્રોએ મને ઘણોજ આગ્રહ કર્યો કે હજી તમારી પાસે બીજા ઘણા અનુભવિક પ્રયોગો છે. તે પ્રગટ કરો.. અમે તમને એ તમારી સાથે લઈ જવા દેવાના નથી. માટે હવે જે કંઇ પણ બાકી રહેલું હોય તે લોકસેવાર્થે પ્રગટ કરી દો ને પછી નિશ્ચિન્ત ચિત્તે પ્રભુસેવામાં કાલ નિર્ગમન કરો.

મને પણ ઘણા સમય થયાં લાગ્યું છે કે આપણા દેશમાં હુન્નર ક્રિયાઓ વગેરે છુપા રાખવાનો અનિષ્ટ રિવાજ પેસી ગયો છે. આથી આપણી ઉન્નતિ થતી નથી. હોય છે તેટલું પણ રહેતું નથી. ખાસ કરીને વૈદ્યકીય પ્રયોગોમાં તો આ છુપું રાખવાનો ચાલ, દેશના દુર્ભાગ્યે, સર્વવ્યાપી થઇ પડયો છે. અને તેથી અજર, અમર એવી વિદ્યા પણ આ લોકમાં તો ન રહી. માત્ર સ્વાર્થવૃત્તિને આધિન થઇને વિદ્યાનો આમ લોપ થવા દેવો એના જેવું નિંદ્ય કાર્ય એક પણ નથી. નવું આવતું નથી, હતું તે રહ્યું નથી અને આ સ્થિતિ રહેશે તો છે તે પણ નહિ રહે.

આવા વિચારોથી પ્રેરાઇને મેં આ ગ્રંથ લખવાનો આરંભ કર્યો.

આગલા બે ગ્રંથોમાં ઘણે ભાગે વનસ્પતિના કાષ્ટાદિક પ્રયોગો આવી ગયા છે. પરંતુ એ શિવાયના બીજા મારા અનુભવસિદ્ધ ઔષધો અને રસાયણો તથા માત્રાઓ અને જટલી પ્રયોગો કે જેનું જ્ઞાન મને મારા સદ્‌ગત ગુરૂ મહારાજની કૃપાપ્રસાદી રૂપે પ્રાપ્ત થએલું તેમજ તેમના હાથ નીચે ઘણા વરસ રહી આવી જે જે દવાઓ અનુભવપુર્વક મેં શીખી લીધેલી અને જાતે બનાવીને લાંબા વખત સુધી અનેક દરદીઓને આપેલી તે સર્વનો લાભ જનમંડળને આપવો એવા વિચારથી પ્રેરાઇને મેં આ ગ્રંથની રચના કીધી છે.

આગલા ગ્રંથોમાં આવી ગએલાં વ્યાધિ, તેનું વર્ણન, તેની પરીક્ષા, ને નિદાન વગેરેને પાછા આ ગ્રંથમાં દાખલ કર્યા છે. કારણ કે દરેક રોગનું પુર્વરૂપ, સંપ્રાપ્તરૂપ, આકાર, લક્ષણાદિની પરીક્ષા કરી તેને ઓળખવો જોઇએ અને ત્યાર પછી તેની ચિકિત્સા યોગ્ય ઔષધોપચાર વડે કરવી એવું શાસ્ત્રનું વિધાન છે. આથી વ્યાધિની પરીક્ષા અને તેના લક્ષણાદિકના જ્ઞાન સિવાય માત્ર ઔષધો અને રસાયન પ્રયોગો જાણ્યાથી શો ફાયદો થશે? એમ ધારી, તથા એકજ ગ્રંથ જોવાથી સર્વ હેતુ સધાય એટલા માટે પુનરૂક્તિ દોષ વ્હોરી લઇને પણ આગલા ગ્રંથોમાં કરેલા વ્યાધિ, નિદાન, પથ્ય, અનુપાન વગેરે વિષેના વિવેચનો આમાં પણ ઘણાજ સુધારાવધારા સાથે ફરીથી લખ્યા છે.

સો વર્ષ પ્હેલાં વૈદ્યોને આવા રસાયણાદિ બનાવતાં પ્હેલાં તેમાં વપરાતા તમામ દ્રવ્યો, ધાતુ, ઉપધાતુ, રત્નો, ઉપરત્નો, તમામ જાતના વિષ, ઉપવિષ, પારદ વગેરેનું યથાવિધિ શાસ્ત્રીય રીતે શુદ્ધિ તથા સંસ્કરણ કરી ભસ્માદિ બનાવી તેનો સંગ્રહ કરી રાખવો પડતો. પરંતુ હાલમાં

તેમના તેમજ આપણા સદ્ભાગ્યે એ કાર્ય અનેક સંસ્થાઓએ ઉપાડી લીધું છે. સ્થળે સ્થળે રસશાળાઓ અને ફાર્મસીઓ ખોલવામાં આવી છે. અને ત્યાં દ્રવ્યોને શુદ્ધ કરી તથા યથાવિધિ સંસ્કારો આપી ભસ્મો વગેરે મોટા જથામાં તૈયાર રાખવામાં આવે છે. કલકત્તા, મદ્રાસ, પુના, પનવેલ, મુંબાઈ, અમદાવાદ, ઉંઝા, ગોંડલ, જામનગર વગેરે સ્થળોની રસશાળા સર્વમાન્ય ઠરી ચુકી છે અને પ્રસંશાપાત્ર કાર્ય કરી રહી છે.

તેમાંની કેટલીક રસશાળા અને ફાર્મસીઓની અમે જાતે તપાસ કરી છે અને ત્યાં શાસ્ત્રોક્ત ક્રિયા વડે તૈયાર થએલી ભસ્મો અને માત્રાઓ જોઇને આનંદ થયો છે. આ પદ્ધતિ પ્રમાણે બનાવેલી ભસ્મો અને માત્રાઓનો કોઈ પણ રસાયણ કે ઔષધ બનાવવામાં ઉપયોગ કરવાથી કોઈ પણ પ્રકારનું નુકસાન થવાનો સંભવ નથી. વૈદ્યોને આવી જાતની ભસ્મો તથા માત્રાઓ વાપરવાથી પોતાના ધંધામાં ઘણી સુગમતા પડશે.

આ વાત મુંબાઇના પ્રાંતિક સંમેલનમાં પધારેલા વિદ્વાન્ વૈદ્યરાજો અને પાશ્ચાત્ય વૈદ્યવિદ્યાની ઉપાધિ (ડિગ્રિ) પામેલા મોટા ડાકટરો વચ્ચે ચર્ચાઇ હતી. દરેકનો અભિપ્રાય, વસ્તુસ્થિતિ જોતાં, એવો થયો હતો કે વૈદ્યકનો ધંધો કરનારને દરેક કાર્ય પોતાને હાથે કરવું પડતું હોવાથી તેમને ઘણી અગવડ, અતિશય અડચણ અને બેસુમાર ત્રાસ વેઠવો પડે છે. રોગીઓની મુલાકાત લેવી, તેના વ્યાધિનું નિદાન કરવું, તથા ઔષધ આપી ચિકિત્સા કરવા વગેરેની કાળજી રાખવી એ ઘણી મહેનતનું કામ હોવાથી જોઇતી વસ્તુઓ આવી સંસ્થા પાસેથી તૈયાર લેવાથી ઘણો લાભ થાય છે. મહેનતની વ્હેંચણી (division of labour) નો

સિદ્ધાંત આપણે ત્યાં જોઇએ તેટલો પ્રચારમાં નથી, આથી કાર્ય જોઇએ તેટલી શીઘ્રતાથી થતું નથી, એટલુંજ નહિ પણ શક્તિ દ્રવ્ય અને સમયનો વ્યય વધારે પ્રમાણમાં થાય છે. માટે આવી સંસ્થાઓ પાસેથી જોઇતી વસ્તુઓ ખરીદ કરી લેવી એ વિશેષ લાભદાયક છે.

આ વાતનો મારા મનમા નિશ્ચય થવાથી, તેમજ મારી સર્વ ક્રિયાઓ પણ ગ્રંથસ્થ હોવાથી મેં તેનું પિષ્ટ-પેષણ કરવું ઉચિત ધાર્યું નથી.

આ સર્વ પ્રયોગો મારા અનુભુત છે. એનો લાભ દરેક બંધુ લેશે તો મારો શ્રમ સાર્થક થશે. આ ગ્રંથ લખવામા તેમજ તેનું લખાણ સુધારવામાં ભાઈ જ્યોતિન્દ્ર એચ. દવે એમ. એ, નો તથા મારા મુરબ્બી અને પરમપ્રિય મિત્ર ધીરજરામભાઇનો પોતાના લખેલા નિબંધો આપી મદદ કરવા માટે ખાસ આ તકે આભાર માનું છું.

ગ્રંથકર્તા, વિદ્વાન વૈદ્ય, લેખક કિંવા કવિ તરીકેનો હું મુદ્દલ દાવો કરતો નથી. હું તો માત્ર મારા ગુરૂની કૃપાનું મને મળેલું ફળ—મેં અનુભવમાં મૂકી જોએલા પ્રયોગો—જનતા સમક્ષ રજુ કરૂં છું. રવિરાજના રશ્મિઓ ઝીલી તે પ્રતિબિમ્બિત કરનાર માત્ર કાચનું કાર્ય મેં કર્યું છે. આમાં થએલી ભુલચુક વિદ્વાન વાચક વર્ગ હંસક્ષીર ન્યાયે સુધારી લેશે એટલી જ વિનંતી.

| | |
|---|---|
| ૧૯૮૪, વસંતપંચમી<br>"જીવન રક્ષક ઔષધાલય"<br>અંબાજી રોડ, સુરત | કૃપાકાંક્ષી,<br>વૈદ્ય જીવનરામ માણેકરામ<br>ઓઝા. |



# અનુક્રમણિકા

# શરીરનું આરોગ્ય અખંડ રાખવાના ઉપાયો.



દીર્ઘાયુષ્ય અને શરીરનું સ્વાસ્થ્ય જાળવવા ત્રણ વસ્તુ આવશ્યક છેઃ– (૧) સ્વચ્છ હવા (૨) સ્વચ્છ પાણી અને (૩) પૌષ્ટિક ખોરાક. આમાંના એકના પણ અભાવે મનુષ્યની જીંદગી ટૂંકી થઇ જાય છે. આહાર અને વિહારના વિષયોમાં નિયમસર રહેવાથી વ્યાધિની ઉપાધિ અડધી ઓછી થઇ જાય છે. અને પશ્ચાદ્ જીવનમાં પશ્ચાતાપ કરવાનો રહેતો નથી. નિયમિત જીવન ગાળવાથી બહુધા રોગો ઉત્પન્નજ થતા નથી, તો તેના ઉપાયની ચિંતા તો ક્યાંથીજ ઉત્પન્ન થાય ! અને આ બાબતને આ પુસ્તકમાં અગ્રસ્થાન આપવાનું પણ એજ કારણ છે.

તૂટી ફૂટી ઝુંપડીમાં રહેતા મજુરથી માંડીને લક્ષ્મીના નિવાસસ્થાન જેવા મહેલમાં મહાલનાર રાજા સૂધી સર્વને પ્રથમ જરૂરની વસ્તુ તે સ્વચ્છ હવા છે. સ્વચ્છ હવાથી લોહી આવે છે. ને કામ કરતાં થાક લાગતો નથી, અને રુધિરાભિસરણ વધારે જોસથી થાય છે. અતિ ઉષ્ણ કે અતિ શીતળ હવા નુકસાનકારક છે. અસ્વચ્છ હવાથી ફેફસાં બગડે છે, હોઠપરની લાલી ચાલી જાય છે. અશુદ્ધ હવાને લીધે મુખ્યત્વે નીચેના રોગો થાય છે :–

(૧) મસ્તક વેદના.
(૨) અપચો.
(૩) કબજીઆત.
(૪) અગ્નિમાંદ્ય.
(૫) શારીરિક નિર્બળતા.

અતિ ઉષ્ણ હવાથી સ્નાયુઓ શિથિલ થાય છે, તેમજ મનોબળ પણ ઓછું થઇ જાય છે. ઉધરસ, સળેખમ, સંધિવા, દમ, સસણી, મગજપર લોહીનું ચઢી જવું, માણસનું બેભાન થવું, કાનમાં ચસકા નાંખવા તથા બાહ્ય ભાગપર સોજો આવવો વગેરે રોગો અતિ શીતળ હવાને આભારી છે. વારંવારની શરદી એટલે શરીરનુ બીજારોપણ, ઠંડી હવાથી હૃદય, કલેજાં, મૂત્રપિંડ, ગર્ભસ્થાન ઇત્યાદિ ભાગોમાં લોહી જામી જાય છે, વરમ ઉપડવાનો ભય રહે છે. કેટલીકવાર મૂત્રકચ્છ પણ ઉત્પન્ન થાય છે, તેમજ સ્ત્રીનો માસિક અટકાવ અટકી જાય છે, શૂળ, સોજો, શરીરનું રહી જવું ઇત્યાદિ વાયુપ્રધાન વ્યાધિઓ પણ શરદી લાગવાથીજ થાય છે.

કોઇપણ રોગ થાયજ નહિ તેના જેવું સારૂં કંઇ નથી. રોગનો પરિચયજ ન થાય એ સ્થિતિ સર્વોત્તમ. પરંતુ એ સર્વોત્તમ સ્થિતિનો અનુભવ કરવાનું માનવ ભાગ્યમાં ભાગ્યેજ લખાયું છે. મનુષ્યને પોતાના વીસ વર્ષના પાડોશીનો અનુભવ ન થાય એ સંભવિત છે, પરંતુ પાંચ વર્ષમાં એકે રોગનો પરિચય ન થાય એ બહુધા અશક્ય નહિ તો અસંભવિત તો છેજ. અને તેથી વ્યાધિઓનું દમન કરે એવી ઔષધિઓની આવશ્યકતા અનિવાર્ય છે.

ઉષ્ણ હવાને લીધે રૂધિર પાતળું પડી જાય છે, તેજ પ્રમાણે ઠંડી હવાથી વાતાદિ વ્યાધિઓનો પ્રકોપ થાય છે.

અતિશય ગરમ પવનને લીધે પિત્ત ઉછળે છે; પરિણામે શારીરિક પીડા થાય છે, અળાઇથી શરીર ભરાઇ જાય છે, લુખસ, ધવડો તથા ત્વચાને લગતાં અન્ય રોગોનો ઉપદ્રવ થાય છે. એકનું અમૃત તે અન્યનું વિષ એ લોકોક્તિ પ્રમાણે દમ, સળેખમ, સસણી વગેરેના દરદીઓને ઉષ્ણ હવા લાભકારી છે, પરંતુ સૈયદ, અછબડા, અતિસાર, કોલેરા ઇત્યાદિના રોગીઓને ઉષ્ણ હવાવાળા સ્થાનોનો ત્યાગ કરવોજ ઉચિત છે. તેમને માટે તો શીત હવાવાળા સ્થાનજ અનુકૂળ છે.

જેમ હવામાં શુદ્ધતાની જરૂર છે તેમ પાણીની બાબતમાં પણ શુદ્ધતા આવશ્યક છે. પીવાનું પાણી ચોખ્ખું, સ્વચ્છ અને હલકું હોવું જોઇએ. ગંદું, મેલું અને ખરાબ પાણી પીવાથી શરીરને દૂષિત કરે છે, ને વાસણ અજવાળવાથી વાસણને બગાડે છે. તેલ, ક્ષાર અને જંતુ નિર્મળ દેખાતાં પાણીમાં આ ત્રણ વસ્તુઓ છુપાએલી હોય છે. આ સિવાય તેમાં ગંદો અને સડેલો પદાર્થ પણ ભળેલો જોવામાં આવે છે. આવા પાણીથી અનેકાનેક રોગો ઉદ્દ્ભવ પામે છે. અજીર્ણ, અતિસાર, મરડો અને કોલેરાના કારણરૂપ પણ આવું ગંદુ પાણીજ છે. વાળાનો વ્યાધિ વાવના મલિન જળને લીધે થાય છે. નભોમંડળમાં રવિરાજનો ઉદય થાય ને રાત્રિનું તિમિર, ને એ તિમિરના સહગામિ ચોરાદિ નિશાચરો જેમ અદૃષ્ય થાય છે તેજ પ્રમાણે ઘરમાં નિરંતર સ્વચ્છ પાણીનો ઉપયોગ કરવામાં આવે તો અનેક રોગો અને એ રોગોની સહગામિની પીડાઓ દૂર થાય. દુર્જલ અથવા જેને પાલિયું પાણી કહેવામાં આવે છે, જેને લીધે પેટના આંતરડા તથા હોજરી બગડે છે, તેને લીધે લાગુ પડેલા દરદો આત્મજ્ઞાનથી માયાનું અજ્ઞાન જેમ ખસી જાય

છે, તેમ સ્વચ્છ પાણી અને સ્વચ્છ હવાથી આપોઆપ નષ્ટ થાય છે.

પીવામાં ઠંડુ પાણી સારૂં; અને ન્હાવામાં ગરમ પાણી શ્રેષ્ઠ, ગરમ પાણીથી શરીરનો મેલ જલદી દૂર થાય છે, ગરમ પાણી ચામડીના દરદોને દૂર કરે છે, એટલુંજ નહિ પણ આપણા શ્રમને પણ હરે છે. ગરમ પાણી વડે ધોવાથી દરદનો ગંદો ભાગ જલદી જતો રહે છે, કહોવાટ અટકે છે, અને રૂઝ તરત આવે છે, આ ઉપરાંત ગરમ પાણી સેક કરવા માટે પણ વપરાય છે. સેક કરવાથી દરદ પરનો સોજો જલદીથી ઉતરી જાય છે, અને રૂઝ આવવા માંડે છે, પોસદોડાનો સેક કરવાથી ભયંકર દરદોનો પણ સોજો ઉતરી જાય છે.

એન્જીનને ચાલવા માટે રસ્તો સાફ હોવો જોઇએ, પાટા યથાસ્થિત હોવા જોઇએ, પરંતુ તે ઉપરાંત એન્જીનની અંદર કોલસા નાંખવાની પણજરૂર છે; તેજ પ્રમાણે શરીરના આરોગ્યને અર્થે શુદ્ધ હવા અને શુદ્ધ પાણી ઉપરાંત ચોગ્ય પૌષ્ટિક અને સાત્વિક ખોરાકની આવશ્યકતા છે, દેશ દેશમાં જગદીશ્વરે ભિન્નભિન્ન પ્રકારની વસ્તુઓ અને જુદી જુદી જાતના મનુષ્યો ઉપજાવ્યાં છે. એકનો એક ખોરાક એકને અનુકૂળ આવે છે તો અન્યને પ્રતિકૂળ નીવડે છે. જેની જેવી પ્રકૃતિ તેવો તેનો ખોરાક. પ્રકૃતિને શરીર અનુસાર ખોરાક ન હોય તો ગમે તેવો સુંદર ખોરાક પણ અંતે હાનિકર્તાજ નીવડે. દાખલા તરીકે પિત્તના રોગથી પીડાતા મનુષ્યને ગરમ પદાર્થનું સેવન અવગુણકારક થાય છે.

જે મનુષ્ય હંમેશા મિષ્ટાન્ન કે મધુર પદાર્થોપર મારો રાખે છે તેનાપર રોગાદિ પણ મારો રાખે છે. ખાસ કરીને કફના રોગો થવાનો એવા મનુષ્યને બહુ સંભવ હોય છે.

દરેક મનુષ્યે પોતાની પ્રકૃતિને રૂચતો આવે એવો, પૌષ્ટિક પણ હલકો, અને સાત્વિક છતાં સ્વાદિષ્ટ ખોરાક નિયમિત રીતે લેવો જોઇએ.

દરેક ખોરાકમાં કેવા મરીમસાલા વાપરવા તેનું યોગ્ય સૂચન પાકશાસ્ત્રના ગ્રંથોમાં કરીને આપણા પૂર્વજો આપણને અત્યંત ઋણી કરી ગયા છે. તેમના સૂચન અનુસાર વિવિધ પ્રકારની વાનીઓમાં યોગ્ય પ્રકારના મરીમસાલાઓનો ઉપયોગ કરવાથી તે વસ્તુઓ દોષરહિત અને સ્વાદિષ્ટ થાય છે. મનુષ્યે ખોરાક કેટલો લેવો તે તેની પાચનક્રિયાપર આધાર રાખે છે. વૈદ્યકશાસ્ત્રના સામાન્ય નિયમાનુસાર દરેક મનુષ્યે એક ભાગ ખોરાકનો, બે ભાગ પાણીના અને એક ભાગ વાયુને હરવા ફરવા માટે ખાલી રહેવા દેવો જોઇએ. **अति सर्वत्र वर्जयेत्** એ સૂત્ર મુજબ ખોરાક પણ અતિ પ્રમાણમાં લેવાથી અનેકાનેક વ્યાધિઓ ઉત્પન્ન કરે છે. મરડો, કોલેરા જેવા ભયંકર રોગો અતિશય અન્નથી થાય છે. અન્ન વગર તો શરીર ટકી શકેજ નહિ. માટે આ પરથી સિદ્ધ થાય છે કે ન છેક ભૂખ્યા રહેવું તેમજ ન અતિશય પ્રમાણમાં ખોરાક લેવો. મધ્ય માર્ગજ બીજી બાબતની પેઠે આમાં પણ ઇષ્ટને સ્વીકાર્ય છે.

આ પ્રમાણે યોગ્ય આહારને વિહાર કરવાથી મનુષ્યનું શરીર આજીવન સબળ, સ્વસ્થ અને સુંદર રહે છે, એ નિર્વિવાદ છે. પ્રાણી માત્રમાં માનવ દેહ શ્રેષ્ઠ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની પ્રાપ્ત એ માનવ દેહ વડેજ થઈ શકે છે. વ્યાધિરૂપી વાઘના પંજા હેઠળ સપડાએલો મનુષ્ય પોતાના જન્મનું સાર્થક શી રીતે સાધી શકે ? મરણોન્મુખ દશામાં જીવન ગાળતો, આ જીવન રોગો સાથે લડવામાંજ સમય, સાધન ને દ્રવ્ય ખરચતો

મનુષ્ય પોતાનું કે પારકાનું શી રીતે કલ્યાણ કરી શકે ! કવિકુલ ભૂષણ કાલિદાસનું કથન યોગ્યજ છે કે **शरीरमाद्यं खलु धर्मसाधनम्** ખરેખર શરીર એજ ધર્મનું પ્રથમ સાધન છે. આલોક તેમજ પરલોકનાં સુખને અર્થે શરીરનું આરોગ્ય અખંડિત રાખવાની આવશ્યકતા અનિવાર્ય છે. અને યોગ્ય આહાર તથા વિહારનું સેવન કર્યાથી શરીરનું આરોગ્ય જળવાઈ રહે છે. તેથી પ્રત્યેક મનુષ્યે ઐહિક તેમજ આમુષ્મિક સુખના સાધનરૂપ શરીરનું ઉચિત આહાર વિહારાદિથી જતન કરવું જોઇએ. **सुज्ञेषु किं बहुना।**



# શારીર પ્રકરણ

શારીરશાસ્ત્રનું સંપૂર્ણ વર્ણન લખવા ધારીએ તો આવા અનેક ગ્રંથો ભરાઈ જાય છતાં તેનો છેડો આવે એમ નથી પરંતુ માણસ માત્રને અને તેમાં પણ વળી વૈદ્યક ધંધો કરનાર વૈદ્યને શારીર સંબંધી સાધારણ જ્ઞાન તો અવશ્ય હોવુંજ જોઇએ. સુશ્રુતસંહિતા જેવા બીજા અનેક શારીર શાસ્ત્રના મહાન ગ્રંથો આપણા પૂર્વાચાર્યો અને રૂષિમુનિઓએ તેમજ અર્વાચિન પંડિતોએ રચીને આપણા ઉપર મહાન ઉપકારો કીધા છે, એ મહાન ઉપકારોનો યત્કિંચિત પણ બદલો વાળવાની આપણામાં શક્તિ નથી. છતાં તેમની અલ્પ પ્રસાદી જે કાંઇ આપણને મળી હોય તે અને જે આપણે જાણતા હોઈએ તે જનસમાજ આગળ જાહેરમાં મુકવી એ આપણી મનુષ્ય જીંદગીની સફળતા છે એમ સમજી આ ગ્રંથમાં શારીરના મુખ્ય ભાગો અને તેની રચના વિગેરેનું વર્ણન ટુંકમાં આપ્યું છે,

આવા ગહન વિષયનું કાંઇપણ ભૂલચુક વગર યથાર્થ વર્ણન કરવું એ મ્હારા જેવા અલ્પ મતિના મનુષ્યના ગજા ઉપરાંતની વાત છે, અને માણસ માત્રભુલને પાત્ર છે, એમ સમજી આ વિષયમાં રહેલી ખામી, દોષ વિગેરે સુધારી લઇ દરગુજર કરવા વિદ્વાન વર્ગને હું વિનંતિ કરૂં છું.

**ગર્ભની ઉત્પત્તિ**—રોગ રહિત શારીરવાળા સ્ત્રી અને પુરૂષના પ્રફુલ્લિત મનની ઇચ્છાથી થયલા સંયોગે સ્ત્રીના શોણિત અને પુરૂષના શુક્રનો સંગમ થવાથી સ્ત્રીઓને ગર્ભસ્થાનમાં ગર્ભ ઉત્પન્ન થાય છે. અને તેને નિયમિત રીતે યોગ્ય પોષણ મળવાથી તે દિનપરદિન વૃદ્ધિ પામે છે.

જેવી રીતે આંબાના ઝાડ ઉપર પ્રથમ મ્હોર આવી તેનાપર સૂક્ષ્મરૂપે ફળ લાગે છે, અને તેને વધારે પોષણ મળતાં દીનપરદીન તે વધારે મોહોટું થઇ તેના સર્વ અંગો વધારે સ્પષ્ટપણે ખીલતા જાય છે, તેમજ ગર્ભમાં પણ શરૂઆતથીજ તેના સર્વ અવયવો સાથેજ ઉત્પન્ન થાય છે પરંતુ તે ઘણાજ સૂક્ષ્મરૂપે હોવાથી સ્પષ્ટપણે જણાતા નથી અને જેમ જેમ તેનો સમય આવે છે તેમ તેમ તે વૃદ્ધિ પામતા જાય છે, અને તેની અવધ પુરી થએથી ઇશ્વરઇચ્છા અને પૂર્વના પ્રારબ્ધ કર્મને અનુસારે પ્રજા ઉત્પન્ન થાય છે, તેમાં ફેરફાર કરવાની ઇશ્વર શિવાય બીજા કોઇનામાં શક્તિ નથી, પરંતુ વૈદકશાસ્ત્રમાં વર્ણવેલા યમનિયમો પાળવાથી જે પ્રજા ઉત્પન્ન થાય છે તે નિરોગી, બુદ્ધિશાળી, તેજસ્વી, અને પરાક્રમી નીવડે છે. આયુર્વેદ વૈદકશાસ્ત્રવેત્તાઓએ શરીરમાં રસાદિક ધાતુઓની જગ્યાની મર્યાદા બાંધેલી છે, શરીરમાં **સાત કળા** અને **સાત આશય** એટલે યંત્રની જગ્યા છે, જેવા કે **રક્તાશય** એટલે હ્રદય અથવા અંતઃકરણની માંસમય થેલી. **પકવાશય** એટલે જે જગ્યાએ ખાધેલા ખોરાકનો રસ થઇ પાચન થવાની ક્રિયા થાય છે તે જગ્યા. અને **ફેફસાં** એટલે લોહીને સ્વચ્છ કરવાની ક્રિયા કરનાર જગ્યા છે. રક્તાશયની નીચે **પિત્તાશય** આવેલું છે, તેમાં શુદ્ધ પિત્ત ભેગું થઇ રહે છે પેડુ અને બસ્તિમાં **વિર્યાશય, મુત્રાશય, મલાશય,** વિગેરે આવેલા છે, **રસ** એટલે કફ, **લોહી માંસ, મેદ** એટલે ચરબી, **હાડકાં, મજ્જા, ઓજ,** અને **વીર્ય** એવી સાત ધાતુઓ રહેલી છે તે સાતધાતુઓની સાથે તેની સાત ઉપધાતુઓ જોડાયલી હોય છે, અને તે સાતે ધાતુઓનો સાત જાતનો મળ હોય છે તે કુદરતી રીતે શરીરમાંથી બહાર નીકળી જાય છે. શરીરપર ચામડીના **સાત** પડ હોય છે, પરંતુ તે ઘણાજ બારીક અને પાતળા

હોવાથી જાણવામાં આવતા નથી **વાત, પીત** અને **કફ** એ ત્રણ દોષો તેમાં રહેલા છે તે ત્રણે જ્યાં સુધી સમાન સ્થિતિમાં હોય છે ત્યાંસુધી શરીરમાં કોઇપણ જાતનો ઉપદ્રવ થતો નથી, પરંતુ તેમાં જેનો વધારે પ્રકોપ થાય છે તે તેનું જોર બતાવી વ્યાધિ ઉત્પન્ન કરે છે. શરીરની અંદર તેના બંધારણને માટે ન્હાની મ્હોટી **નવસો** નસો બાંધેલી હોય છે. જે દોરડાની જાળની માફક વીંટલાયલી હોય છે અને તેના સાંધાઓ બસોથી પણ વધારે હોય છે. શરીરને ટટાર ઉભું રાખવા માટે ટેકારૂપ આડા અવળા અને ન્હાના મ્હોટાં ત્રણસો **હાડકાં** છે. ત્રણ દોષોને લોહીને અને પાણીને આખા શરીરમાં ફરતા રાખનારી આડી અવળી સાતસો ન્હાની નસો છે, કે જેની સાથે ઘણી બારીક તંતુઓના જેવી ઝીણી નસો જોડાયલી હોય છે, અને તેના છેડા રૂંવાંટાની સાથે મળેલા હોય છે. એટલે શરીરપર જેટલાં રૂંવાટા છે તેટલી બારીક નસો છે એમ કહી શકાય. અને જેથી તેની ગણત્રી થઇ શકતી નથી. શરીરમાં મોટી નાડીઓ ચોવીસ છે જે રસ વહેવડાવવાનું કામ કરે છે, તેને ધમની કહે છે. પણ તેનું મૂળ એકજ ઠેકાણે હોય છે કંડરા નામે મ્હોટી સ્નાયુ નસો શરીરમાં સોળ હોય છે, અને તેને વળગીને રહેલા માંસના લોચાઓ ખુણાના આકારના પાંચસોની સંખ્યામાં હોય છે, અને સ્ત્રીઓને તેથી પણ વધારે હોય છે કંડરા નામે સોળ મોટી સ્નાયુ નાડીઓ દરેક હાથે બબે, દરેક પગે બબે, અને ગરદને અને વાંસામાં ચારચાર હોય છે, અને તેનું મૂળ પણ એકજ જગ્યાએ મળેલું હોય છે. દરેક પુરૂષોના શરીરમાં દસ જગ્યાએ છિદ્રો છે અને સ્ત્રીઓને ત્રણ વધારે તેમાં બે સ્તનના અને એક ગર્ભસ્થાનનું મળી તેર હોય છે ઉપર જે સાત કળાઓ લખી છે તે સાતે શરીરમાં પોતપોતાનું જુદું જુદું કામ કરે છે. પેહેલી

નું નામ **માંસકળા**, તે માંસની વૃદ્ધિનું કામ કરી તેને ધારણ કરી રાખે છે, બીજી લોહીનું પોષણ કરી તેને સાચવી રાખે છે, તેને **રક્તકળા** નામ આપવામાં આવ્યું છે, અને ત્રીજી ચરબીનું પોષણ કરી તેનું રક્ષણ કરે છે માટે તેને **મેદોધરા** એવું નામ આપવામાં આવ્યું છે છે ચોથી કળા કે જે યકૃત અને પ્લીહા એટલે રકતાશય બરોળ અને ફેફસાંની વચમાં રહેલી છે તેને **કફધરા** નામ આપવામાં આવ્યું છે. પાંચમી કળા જો કે આંતરડાંને ધારણ કરીને રહેલી છે છતાં તે છાતીમાં રહ્રુય સ્થાનના મેલોને જુદા પાડી જુદે જુદે સ્થાને વહેવડાવે છે, તેને **પુરીષધરા** કહે છે. છઠ્ઠી કળા કે જે કોઠાના અગ્નિને ધારણ કરીને રહેલી છે તેનુ કામ ઘણુંજ મહત્વનું છે, તે જુદા જુદા ગુણવાળા ખાધેલા ખોરાકને આમાશયની અંદર મસળીને નરમ માવા જેવો કરે છે અને જે કચરાનો ભાગ હોય છે તેને મલાશય અને મુત્રાશય દ્વારા બાહાર કાઢી નાંખે છે તેને **પિત્તધરા** કહે છે સાતમી કળા કે જે **સુક્ર** એટલે વિર્યને ધારણ કરીને તેનું રક્ષણ કરે છે, તેને **રેતોધરા** નામ આપવામાં આવ્યું છે. વળી આવીજ રીતે સાત **આશયો** અનુક્રમે આવેલા છે, છાતીમાં જે કફને રહેવાની જગ્યા છે તેને શ્લેષ્માશય નામ આપવામાં આવ્યું છે, એની નીચે આમાન્ન એટલે અપકવ ખોરાકને રહેવાની જગ્યા છે અને જે ખોરાક પાચન થઈ જાય છે તેનો રસ ઉત્પન્ન થઈ લોહી બને છે અને તેનાથી શરીરને પોષણ મળે છે, તેમજ જે વધુ પડતો અને અયોગ્ય હોય છે તેનો કફ અને મળ ઉત્પન્ન થાય છે, નાભીની ઉપર ડાબી બાજુએ અગ્નિનુ સ્થાન છે તેની ઉપર જે જગ્યા છે તેને **કલોમ** કહે છે તે પાણીની તરસનું સ્થાન ગણાય છે, અને તેની નીચે મળ અને પાણીની જે થેલીઓ

છે. તેને **ઉંદુંક** કહે **છે** આ થેલીઓનું બીજુ નામ **પોટલક** એવું પણ આપવામાં આવ્યું છે. આ ઉંદુકથી **પકવાશયની** જગ્યા અલગ છે એમ **ચરક સંહિતમાં** વર્ણવેલું છે પકવાશયની સામેજ પરંતુ જમણી બાજુએ પીશાબ રાખ-વાની એક કોથળી છે તેની પાંસે લોહી કે જે શરીરનું **જીવન** છે. તેનું સ્થાન આવેલું છે. **આવી** રીતે શરીરમાં સાત આશયો આવેલા છે. પરંતુ સ્રીઓને ત્રણ વધારે છે, કારણ કે તેને એક **ગર્ભાશય** અને બીજા છાતીમાં ધાવણનું. દુધ આવવાના બે આશયો જુદા જુદા છે.



# રસાદિ સાત ધાતુઓની ઉત્પત્તિ અને તેના સ્થાનો.

શરીરને માફકસરનો સાત્વિક તથા પુષ્ટીકારક અને જલ્દીથી પાચન થઈ જાય એવો **હલકો** ખોરાક ખાધાથી તે જલ્દીથી પાચન થઈ તેનો રસ ઉત્પન્ન થઈ તેનું લોહી બને છે તે લોહી રકતાશયમાં થઈ નસોદ્વારાએ આખા શરીરના દરેક અવયવોમાં પસરે છે અને જેમ ઝાડના મુળમાંથી તેને યોગ્ય રસનું પોષણ મળવાથી તેના દરેક અંગો પ્રફુલ્લિત બને છે તેમજ શરીરનું પણ સમજવું લોહી સારી રીતે વધવાથી તેમાંથી માંસ ઉત્પન્ન થાય છે અને માંસને યોગ્ય પોષણ મળવાથી મેદ એટલે ચરબી ઉત્પન્ન થાય છે. ત્યાર બાદ હાડકાં, મજ્જા અને શુક્ર એટલે વિર્ય ઉત્પન્ન થાય છે. એવી રીતે એકમાંથી એક ધાતુ અનુક્રમે ઉત્પન્ન થઈ તેની વૃદ્ધિ થાય છે.

એ સાતે ધાતુઓનો સાત પ્રકારનો **મળ** એટલે મેલ ઉત્પન્ન થાય છે **રસ** નામની ધાતુનો મેલ કફ છે અને તે કુદરતી રીતે બહાર નીકળી જાય છે, **લોહી** ધાતુના મેલને **પિત્ત** કહે છે. નાક અને કાનમાં જે મળ ઉત્પન્ન થાય છે તે **માંસ** ધાતુનો મેલ જાણવો અને **મેદ** નામની ધાતુનો મેલ જીભ, દાંત, અને બગલને વળગી રહેલો હોય છે, શરીરમાંથી પરસેવો નીકળે છે તે પણ **મેદ** ધાતુનો મેલ છે એમ કેટલાક વિદ્વાનો કહે છે. શરીરપરના વાળ, રૂંવાટાં અને હાથ પગના નખને હાડકાંનો મેલ ગણવામાં આવ્યો છે, આંખ અને મોંઢાની અંદરથી નીકળતી ચિકાસને મજ્જા

નામની ધાતુનો મેલ જાણવો. અને જુવાનીના વખતમાં મોંઢાપર જે ખીલની ફોલ્લીઓ થાય છે તેને **શુક્ર** એટલે વિર્યનો મેલ ગણુવામાં આવ્યો છે. આવી રીતે સાતે ધાતુઓના સાત પ્રકારના મેલની મર્યાદા આયુર્વેદ વૈદકશાસ્ત્રવેત્તાઓએ બાંધી છે ઉપર લખેલી સાત ધાતુઓમાંથી, તેની સાત ઉપધાતુઓ ઉત્પન્ન થાય છે.

જેવી કે સ્ત્રીઓને ઉત્પન્ન થતું ધાવણનું દુધ તે **રસ** નામની ધાતુની ઉપધાતુ ગણાય છે તેમજ સ્ત્રીઓને ઉત્પન્ન થતો રૂતુશ્રાવ **લોહી** ધાતુની ઉપધાતુ ગણાય છે. આ બંને ઉપધાતુઓ જ્યારે તેનો યોગ્ય સમય આવે છે ત્યારેજ ઉત્પન્ન થાય છે, એટલુંજ નહીં પરંતુ સમય વિત્યા બાદ અથવા કોઈ વ્યાધિને લીધે બંધ પણ થઈ જાય છે, **સ્નેહ**નામનો એક ચીકણો પદાર્થ ઉત્પન્ન થાય છે તે **માંસ** ધાતુની ઉપધાતુ જાણવી, અને તેનું બીજું નામ **વસા** એવું પણ આપવામાં આવ્યું છે. મેદ નામની ધાતુમાંથી ઉત્પન્ન થતી ઉપધાતુ તે પરસેવો છે. એમ વિદ્વાનોનું માનવું છે. મોંઢામાંના દાંતને **હાડકાંઓની** ઉપધાતુ ગણેલી છે; એટલુંજ નહીં પણ વાળ અને રૂવાટાંને **મજ્જા** નામની ધાતુની ઉપધાતુ માનવામાં આવી છે, તથા ઓજને શુક્ર એટલે **વિર્ય**ની ઉપધાતુ ગણેલી છે. અને તેનાપરજ જીંદગીનો આધાર રહેલો છે અને તેનો નાશ થવાથી શરીરનો પણ નાશ થાય છે.



# ઓજ સાથે શરીરનો કેવો સંબંધ છે?!



આયુર્વેદના ઘણા ગ્રંથોમાં **ઓજ**નું વર્ણન જોવામાં આવે છે એટલુંજ નહી પણ આપણા પ્રાચિનમાં પ્રાચિન ગણાતા વેદમાં પણ **ઓજ** શબ્દ ઘણે ઠેકાણે વપરાયલો છે જેથી એમ સિદ્ધ થાય છે કે **ઓજ** ઘણીજ ઉપયોગી અને આપણા શરીર સાથે નિકટનો સંબંધ ધરાવનારી વસ્તુ છે, આપણી શ્રુતિઓમાં પણ "ओजोमे देहि" "तेजोमे देहि" "बलमे देहि" આવાં વાકયો ઈશ્વરની પ્રાર્થના કરવામાં ઘણી જગ્યાએ વપરાયલાં છે જેથી સામાન્ય રીતે આપણને એવી જીજ્ઞાસા થાય છે કે ઓજ એ શું વસ્તુ હશે? હાલના ઘણા ખરા વૈદો ઓજને તેજ કહે છે પણ જો એમજ હોય તો એકજ શ્રુતિમાં ઉપલા ત્રણ વાકયો જુદા જુદા શા માટે હોય? એ વિચાર કરવા જેવું છે. ઓજના સંબંધમા સુશ્રુત સંહિતામાં લખ્યું છે કેઃ—

**तत्र रसादीनां सुक्रन्तानां धातुनांयत्परम्।**
**शेज स्ततू खलवोजस्त देव बलमित्युच्यते ॥**

રસથી લઇને સુક્ર પર્યંતના ધાતુઓનો જે સાર અથવા તો જેને તેજ કહીયે છીએ, તેજ વસ્તુ ઓજ છે. તેને બળ કહીએ તો પણ હરકત નથી. કારણ સાર શબ્દથી એ પ્રયોજન છે કે જેવી રીતે દુધ આદી વસ્તુઓનો સાર ઘી છે, તેવીજ રીતે રસાદી ધાતુઓની જે ચીકાસ તેજ ઓજ કહેવાય છે—હવે આ જગ્યા ઉપર એક પ્રશ્ન ઉભો થાય છે કે બળ અને ઓજ એ બન્ને એકજ વસ્તુ છે કે

જુદી ? ખરી રીતે તો બન્ને વસ્તુ એકજ છે, માત્ર કાર્ય કારણ રૂપેજ અંતર દેખાય છે. બાકી ઓજમાંથીજ બળ અને બળ એજ ઓજ છે. જ્યાં બળ છે. ત્યાં ઓજ છે, અને ઓજ છે, ત્યાં બળ છે. જ્યાં ઓજ ઓછું હોય છે. ત્યાં બળ પણ ઓછું હોય છે. માટે બળ એજ ઓજ છે. વેદોમાં જ્યાં ઓજ શબ્દ વપરાયલો છે, તે કેવા ભાવથી વપરાયલો હોવો જોઇએ તે સંબંધી વિચાર કરીએ, તો "**ओजोमे देहि**" હે ઈશ્વર મને ઓજ આપો. હવે આ જગ્યાએ આપણે શંકા કરીએ કે ઓજ એ શું ? ત્યારે પ્રાર્થના કરનાર આગલા વાકયને સિદ્ધ કરવાને કહે છે કે, "**तेजोमे देहि**" હે ઈશ્વર મને તેજ આપો. "**रशादि धातुनां तेजः** અર્થાત્ રશાદી ધાતુઓનુંજ જે તેજ છે, તે ઓજ મને આપો. વળી આગળ ત્રીજા વાકયમાં વધારે સ્પષ્ટ કરવાને પ્રાર્થના કરનાર કહે છે કે, "**बलम्मे देहि**" હે ઈશ્વર મને બળ આપો. અર્થાત્ જે બળનું કારણ ઓજ છે તે ઓજ મને આપીને બળવાન બનાવો. આવી રીતે ઓજ–બળ–તેજ વિગેરેનો સંબંધ એક બીજા સાથે એવો તો અવારનવાર જકડાયલો છે કે ઓજને ઉપરના ત્રણમાંથી ગમે તે નામે ઓળખીએ તો કશો વાંધો નથી.

ઓજનું સ્વરૂપ અને ગુણના સંબધમાં સુશ્રુતકાર નીચે પ્રમાણે કહે છે.

**ओजः सोमात्मकं स्निग्धं शुक्लं शीतं स्थिरं सरम् ।**
**विविक्तं मृदु मृत्संच प्राणायतनमुत्तमम् ॥**
**देहः सावयवस्तेन व्याप्तो भवति देहिनः ॥**

અર્થાત્—ઓજ સોમાત્મક–સ્નિગ્ધ–સ્વેતવર્ણ–શીતળ–પ્રાણુની સ્થીતીઓનું કારણ દેહને સ્થિર રાખવાવાળું–ફેલા-

નારૂં–કોમળ અને પીચ્છળ છે. તેમજ પ્રાણીઓના શરીરમાં સંપૂર્ણપણે દરેક અવયવોમાં વ્યાપ્ત થઇને રહેવાવાળું ઓજ છે. એટલુંજ નહી પણ શારીરીક અવયવોનું સમવાઈ કારણ અને રચનામાં અશાધારણ છે. તેમજ શરીરના રશાદીક ધાતુઓમાં ઓજ વ્યાપી રહેલું છે. અને તે ઈંડાની સફેતીના વર્ણનું અને તેના જેવું ચીકાસ પડતું ઘટ્ટ હોય છે. પશ્ચિમના વિદ્વાનોએ લખેલાં શારીર વિજ્ઞાન ના પુસ્તકોમાં પણ ઓજનું વર્ણન આપણાં શાસ્ત્ર પ્રમાણેજ કરેલું છે. અને ઓજને (એલ્બ્યુમન) શબ્દથી ઓળખાવ્યું છે. અને એને નાઇટ્રોજન સંબંધી પદાર્થ કહેવામાં આવે છે. અને તે શરીરના લોહી આદી ધાતુઓમાથી મળી આવે છે. અને બધા કરતાં સુક્રમાંથી એ વધુ મળી આવે છે. એટલુંજ નહી પણ ઈંડાની સફેતીમાંથી એ વધુ પ્રમાણમાં મળી આવે છે. અને તેથી ઈંડાની સફેતીને પણ એલ્બ્યુમન કહે છે.

શરીરના ધાતુ મિશ્રિત દ્રવ્યમાં મળેલાં ઓજ મિશ્રિત જે શુક્ર તેનેજ શુક્રકીટ કહેવામાં આવે છે. અને એજ સુક્રકીટ ગર્ભની ઉત્પત્તિ કરવાવાળો પદાર્થ છે.

વાગ્ભટ પણ શુશ્રુતનુંજ પ્રમાણ આપીને કહે છે કે,

" ओजस्तु तेजो धातुनां शुक्रान्तानां परं स्मृतम् "

અર્થાત્–ઓજ સંયુક્ત પદાર્થોનો જીવીત અવસ્થામાં શરીર સાથેનો સંબંધ નષ્ટ થઈ શકતો નથી, એટલે શરીરને ચલાવનાર રસથી લઇને સુક્ર પર્યંતની જે ક્રીયાઓ તેમાંથી ઓજ કદી પણ જુદું પડી શકતું નથી, પણ દરેક પ્રાણી સમુહના જે જીવીત પરમાણુંઓ છે. તે આખા શરીરમાં વાપ્ય રીતે પથરાઇને રહેલાં છે. જેથી એ નક્કી થાય છે

કે દરેક પ્રાણીની જીવન શક્તિ ઓજના આધાર વડેજ રહેલી છે. **ઓજને આધિન પ્રાણીઓનું જીવન છે.** એ વાતને સિદ્ધ કરવાને શુશ્રુતકાર લખે છે કે,

આઠમા મહીનામાં જન્મેલા બાળકો ઘણું કરીને મરી જાય છે. તેનું કારણ એ છે કે આઠમાં મહીનામાં માતા અને ગર્ભસ્થિત બાળકોના શરીરમાં ઓજ વિચરે છે. તે વિચરતા પહેલાં બાળકનો જન્મ થાય તો તે બાળક જીવતું નથી. કારણ તેનામાં ઓજનો અભાવ હોય છે. જેથી આઠમા મહીનાનો ગર્ભ જીવતો નથી.

આવી રીતે ઓજ દરેક પ્રાણીઓનું જીવન હોવાથી તેના વગર શરીર ટકી શકતું નથી.

હવે શરીરમાંથી ઓજનો ક્ષય થવાથી શું પરીણામ આવે છે. તેને માટે શુશ્રુત નીચે પ્રમાણે કહે છે.

**अभिघातात् क्षयात् कोपाच्छोका ध्यानाच्छ्रमात् क्षुवः**
**ओजः संझीयते ह्येभ्यो धातु ग्रहण निःसृतम् ।**
**तेज समीरिते तस्माद्वि संसयति देहिनः ॥**

અર્થાત્ શરીરમાં કોઇ જગ્યાએ ભયંકર વાગવાથી તેમજ શરીરની ધાતુઓનો રોગાદિકે કરીને ક્ષય થઇ જવાથી અને અત્યંત શોક કરવાથી, ધ્યાન કરવાથી, અતિશય મહેનત કરવાથી અને ઘણી ભૂખ વેઠવાથી ઓજનો ક્ષય થાય છે. જેથી પ્રાણીઓ મૃત્યુ પામે છે.

હવે ઓજ દૂષિત થવાથી શરીરમાં કેવા પ્રકારની અસર થાય છે. તેના સંબંધમાં ચરક નીચે પ્રમાણે કહે છે:—

ઓજ ધાતુમાં ત્રણ પ્રકારના દોશ ઉતપન્ન થાય છે. તેમાં પહેલો—

**विस्त्रंसन**—અર્થાત્ શરીમાંથી કોઇપણ રસ્તે ઓજ પતીત થવાથી શરીરના સાંધાઓનું દુઃખવું–અને ઓજનું ઘણું કરીને મુત્રની સાથે મળીને નીકળવું, જેથી આખા શરીરમાં દુખાવો ઉતપન્ન કરી કામ કરવાની શકતીને બંધ પાડે છે.

બીજુ—**व्यापति**—અર્થાત્–ઓજના બગડવાથી શરીરમાં ભારીપણું ઉતપન્ન થઇ શરીર અકડાઇ જાય છે. તેમજ શરીરમાં વિરૂપતા આવી જઇ તંન્દ્રા–નિદ્રા–અને વાયુનું પ્રધાનત્વ થવાથી શરીરે સોજો આવી જાય છે.

હવે ત્રીજું **ओजनोक्षय**—આ લક્ષણ છેવટનું ગણાય છે. કારણ ઓજનો ક્ષય થવાથી. શરીરમાંથી માંસનો પણ ક્ષય થાય છે. મુર્ચ્છા :આવે છે, પ્રલાપ થાય છે. એટલુંજ નહી પણ ઉપરના લક્ષણો પણ ભેગાં હોય છે જેથી અંતે પ્રાણી મૃત્યુને વશ થાય છે.

ઉપર ગણાવેલા ત્રણ લક્ષણોમાંથી પ્રથમના બેનો ઉપાય થઇ શકે છે. તે ઉપાય એવો હોવો જોઇએ કે જેથી બળ વધે જો ઉપાય કરવા છતાં પણ બળ નષ્ટ થતું જાય અને શરીરની સંજ્ઞા પણ નષ્ટ થઈ જાય. તો પછી તેમાં વૈદ્યોને યશ મળી શકતો નથી. માટે તેવાની ચીકીત્સા કરવી ફોગટ છે.

હવે ઓજ શરીરમાં શું કાર્ય કરે છે. તેનાં સંબંધમાં ચરક લખે છે કઃ—

**तेन मूलेन महता माहामूला मताद्दश ।**
**ओजोवहाः सरीरेऽस्मीन् विद्यम्य न्येसमन्तत ॥**
**येनौजसावर्तयन्ति पीणीताः सर्व जन्तवः ।**
**यद्दने सर्व भूतानां जीवितं लावतिष्टते, ॥**

અર્થાત્—હૃદયનો આશ્રય કરીને રહેલી સઘળી ધમનીઓ, ઓજને વેહેવડાવીને શરીરના સઘળા સ્થાનોને પુર્ણ કરે છે. અને ઓજથીજ દરેક પ્રાણીઓનો સમુહ તૃપ્ત રહીને દરેક કાર્ય કરી શકે છે એટલુંજ નહી. ઓજ વડેજ પ્રાણી જીવનદશામાં રહી શકે છે. અને એનાજ અભાવથી મૃત્યુના મુખમાં જઈ પડે છે. માટે ઓજ એજ શરીર ટકાવવાની મુખ્ય વસ્તુ છે. હવે ઓજના ઘટવાથી અને બગડવાથી શરીરમાં ઘણી જાતના રોગો પેદા થાય છે. તેના સંબંધમાં ચરક નીચે પ્રમાણે કહે છે:—

**तैरावृत गतिर्वायु रोज आद [illegible] च्छति ।**
**[illegible] तदा कृच्छ्रो मधु मेहः प्रवर्त्तते ॥**

અર્થાત—વર્ધીત શ્લેષ્મ માંસ મેદાદીથી વાયુ આવિર્ભાવ પામીને ધમનીઓની ચાલમાં રોકાણ કરી ઓજ ધાતુને ગ્રહણ કરીને જ્યારે મુત્રાશયને બગાડે છે ત્યારે અતી કષ્ટસાધ્ય મધુમેહ નામનો વ્યાધિ ઉત્પન્ન થાય છે. મધુમેહ ઉતપન્ન થવાનું મુખ્ય કારણ ઓજનો બીગાડ છે એટલુંજ નહી પણ મુત્ર વલવણ અને મુત્રામ્લ નામના મૂત્રને લગતા રોગો પણ ઓજના બીગાડથીજ થાય છે. અને તે ઘણી મેહેનતથી મટે છે. અને વખતે ઘણાને જીંદગી સુધી મટતા પણ નથી.

હવે ચરક ઓજના મુખ્ય સ્થાનના સંબંધમાં વર્ણન કરતા લખે છે કે:—

**हृदि तिष्ठति यच्छुक्रं [illegible] संपातकः ।**
**ओजः शरीरे संख्यातं तन्ना सन्ना विवस्यति ॥**

અર્થાત્—હૃદયને વિષે જે લોહી મીશ્રીત સુભ્રવર્ણ (પીળાસ પડતો) નો જે પદાર્થ શુક્રની સાથે મળીને ચલાયમાન રીતે વેહેતો રહે છે. તેજ ઓજનો નાશ થવાથી શરીરનો પણ નાશ થાય છે. એ વાત આગળ પણ દર્શાવી ગયા છઇએ—ઉપરના બધા પ્રમાણોથી એ વાત નકકી થઈ ચુકી છે કે શરીરમાં ઓજ એ મુખ્ય વસ્તુ છે. અને એના વડેજ દરેક પ્રાણીઓના શરીર ટકી શકે છે.

છેવટ હવે એટલુંજ બાકી રહયું છે કે શરીરમાં ઓજ આદી શરીરને મુખ્ય ઉપયોગી દ્રવ્યો કેટલાં છે. તેને માટે મહર્ષિ ચરકે કહયુ છે કે.

શરીરમાં ઓજ અડધી અંજલી છે.

પાણી. દશ અંજલી છે.

રશ. નવ અંજલી છે.

લોહી. આઠ અંજલી છે.

પુરીશ. સાત અંજલી છે.

કફ. છ અંજલી છે.

પિત્ત પાંચ અંજલી છે.

મુત્ર—ચાર અંજલી છે, વસા ત્રણ અંજલી છે.

મેદ—બે અંજલી છે. મજજા એક અંજલી છે.

અને વિર્ય અડધી અંજલી છે.

ઉપર પ્રમાણેનું માપ ચરકે બતાવ્યુ છે, જે જોતાં આપણી ખાત્રી થાય છે કે આપણાં આયુર્વેદમાં કોઇ પણ બાબત બાકી નથી. માત્ર આપણને તે જાણવાનુજ બાકી છે.



# શારીર અને તેમાં રહેલાં મર્મસ્થાનો.



મર્મસ્થાન શરીરના જુદા જુદા ભાગોમાં વહેંચાઇને રહેલા છે. અને તેની એકંદર સંખ્યા એકસો ને સાતની છે. અને તે પાંચ વિભાગમાં વહેંચાયલાં છે. એટલે માંસની અંદર રહેલા તે માંસ મર્મ કહેવાય છે. અને શીરા (નસો)માં રહેલા તે શીરામર્મના નામથી ઓળખાય છે તેમજ સ્નાએોમાં રહેલા મર્મો સ્નાયુમર્મ કહેવાય છે. હાડકાંઓમાં રહેલા મર્મને અસ્થિમર્મ કહે છે. અને છેવટ .સાંધાઓમાં જે જે મર્મો આવેલા છે તેને સંધીમર્મના નામથી ઓળખવામાં આવે છે. એવી રીતે પાંચ પ્રકારના મર્મસ્થાન શુશ્રુતે કહ્યા છે.

આ જગ્યાએ કોઈ એવી શંકા કરે કે પાંચ મર્મસ્થાનો કરતાં અધિક મર્મસ્થાનો હોય કે નહીં. તેના જવાબમાં શુશ્રુતકાર ખુલ્લુ કહે છે કે, માંસ, શીરા, સ્નાયુ, અસ્થિ અને સંધી એ પાંચ મર્મસ્થાનો શિવાય બીજા અધિક મર્મ હોઈ શકેજ નહીં. કાવણ શુશ્રુત કહે છે કે,

**मारयन्ततीतिमर्म्माणि.**

અર્થાત્—કંઈપણ કારણ મળવાથી મર્મોમાં કોઇ જાતનો આઘાત થાય તો મરણ થાય છે. અને તેજ કારણથી એના નામો મર્મસ્થાન પાડયા છે. તે ગુણવાચક છે. હવે પાંચ મર્મોમાં કયા કયા કેટલી કેટલી સંખ્યામાં છે તેનો

માંસના મર્મો અગીઆર છે. શીરાના મર્મ એકતાલીશ છે. સ્નાયુના મર્મ સત્તાવીસ છે. અસ્થિના મર્મ આઠ છે. અને સંન્ધિઓના મર્મ વીસ છે. એવી રીતે કુલ એકસો ને સાત થાય છે.

હવે જુદા જુદા અંગોમાં મર્મની સંખ્યા કેટલી કેટલી છે. તેનો વિચાર કરીએ. બે હાથ અને બે પગમાં મળીને એકંદર ચુમાલીશ મર્મ હોય છે. તેમજ ઉદર અને વૃક્ષસ્થળ એ બે મળીને બાર મર્મ છે. પીઠમાં ચૌદ. અને ગ્રીવાની ઉપર ચોત્રીસ મર્મો હોય છે.

હવે કઈ કઈ જગ્યાએ કયા કયા મર્મો આવેલા છે. તેનું વર્ણન કરવામાં આવે છે.

**सक्थिमर्म**—ક્ષિપ્ર, તલહૃદય, કુર્ચ, કુર્ચશીર, ગુલ્ફ, ઈન્દ્રબસ્તી, જાનુ, આણુ, ઉર્વી, લોહીતાક્ષ, અને વીટપ એ અગીઆર મર્મ એક તરફની સક્થી અર્થાત્ પગમાં હોય છે. એવીજ રીતે બીજામાં પણ જાણવાં.

**उदरोरसमर्म**—ગુદા, બસ્તી, નાભી, હૃદય, સ્તનમુળ, સ્તનરોહીત, અપલાપ અને અપસ્થંભ, એટલાં મર્મસ્થાન ઉદર અને વૃક્ષસ્થળમાં હોય છે.

**पृष्टमर्म**—કટીક, તરૂણ, કુકુન્દર, નિતમ્બ, પાર્શસંધિ, વૃહતી, અંશફલક અને બલો એ પીઠના મર્મસ્થાનો છે.

**बाहुमर्माणे**—ક્ષીપ્ર, તલહૃદય, કુર્ચ, કુર્ચશીર, મણીબંધ, ઈન્દ્રબસ્તી, કુપર, આણુ, ઉર્વી, લોહીતાક્ષ, અને કક્ષધર એટલા બાહુના મર્મ છે.

**जत्रुद्धमर्म**—ચાર ધમની, આઠ માતૃકા, બેકુકાટીકા, બે વિધુર, બે ફલક, બે અપાગં, બે આવર્ત, બે ઉતક્ષેપ, બે શંખ,

એક સ્થપની, પાંચ સીમંત ચાર શંગાટક અને એક અધિ-
પતિ એટલાં સાડત્રીસ ગ્રીવાની ઉપર મર્મસ્થાનો છે.

**ાંસમર્મ**—તલહૃદય, ઇન્દ્રબસ્તી, ગુદા, સ્તનરોહીત, એટલાં માંસમર્મ છે. તેમાં ચાર તલહૃદયમાં, ચાર ઇંદ્રિ બસ્તીમાં, એક ગુદામાં અને બે સ્તનમાં એવી રીતે કુલ અગીયાર છે.

**शीरामर्म**—નીલ, ધમની, માતૃકા, ટ્રંગાટક, અપગં, સ્થપની, ફ્રણ, સ્તનમુળ, અપલાપ, અપસ્થના, હ્રદય, નાભી, પાર્સસંધી, વૃહતી, લોહીતાક્ષ અને ઉર્વી એ શીરા મર્મ છે. તેની સંખ્યા ચાર ધમનીના મર્મ, આઠ માતૃકાના, ચાર ટ્રંગાપ્ટક, બે અપાગંમાં, એક સ્થપનીમાં, બે કાનના, બે સ્તનના, બે અપસ્થભના, બે અવલાપમાં, એક હ્રદયમાં, એક નાભીમાં, બે પાર્સસંધીના, બે :વૃહતીમાં, ચાર લોહી-તાક્ષના અને ચાર ઉર્વીના મળી કુલ શીરાના મર્મ એક-તાલીશ છે.

**स्नायुमर्म**—આણી, વિટપ, કક્ષધર, કુર્ચ, કુર્ચશીર બસ્તી, ક્ષીપ્ર, અંસ, વિધુર અને ઉતક્ષેપ, એટલાં સ્નાયુના મર્મ છે. તેની સંખ્યા, ચાર આણી, બે વીટપ, બે કક્ષધર, ચાર કુર્ચા, ચાર કુર્ચશીર, એક બસ્તી, ચાર ક્ષીપ્ર, બે અંશ, બે વિધુર, બે ઉતક્ષેપ, એવી રીતે કુલ સતાવીસ સ્નાયુ મર્મની સંખ્યા છે.

**अस्थिमर्म**—કટીક. તરૂણ, નીતંબ, અંશ, ફ્લક, શંખ એટલાં અસ્થિના મર્મ છે. તેની સંખ્યા બે કટીક તરૂણના બે નિતંબના, બે અંશ ફ્લકના અને બે સંખના એવી રીતે આઠ અસ્થિના મર્મ છે.

**सन्धि मर्म**— જાનું, કુર્પર, સીમન્ત, અધીપતી, ગુલ્ફ, મણીબંધ, કુકુન્દર, આવર્ત, કૃકાટીકા એટલા સંન્ધીના મર્મ છે, એની પૃથક સંખ્યા બે જાનુમાં, બે કોહણીમા, પાંચ સીમંતમાં, એક અધીપતી, બે ગુલ્ફમાં, બે મણીબંધમાં, બે બે કુકુન્દરમાં, બે આવર્તમાં, અને બે કૃકાટકના મલી કુલ સંખ્યા વીસની થાય છે.

હવે ઉપર જે મર્મસ્થાનોનું વર્ણન કરી ગયા તે સઘળાના પાંચ વિકલ્પ અર્થાત્. પ્રકારાન્તર છે. જેમકે સદ્ય:પ્રાણહર, કાલાન્તર પ્રાણહર, વિશલ્યઘ્ન, વૈકલ્યકર, અને રૂજાકર એવી રીતે મર્મોની પાંચ જાતીઓ છે. તેમાં સદ્ય: પ્રાણહારક મર્મો ઓગણીસ છે, કાલાંતરે પ્રાણ હરણ કરનારા તેત્રીશ મર્મો છે. અને વિશલ્યઘ્ન ત્રણ છે. તેમજ વૈકલ્યકર મર્મ ચુંમાલીશ છે,

**सद्यः प्राणहारक मर्म**—અર્થાત્ તાત્કાળીક પ્રાણ હરણ કરનારા મર્મોમાં ચાર સૃગાંટક, એક અધીપતી. બે શંખ, આઠ કંઠસીરા, એક ગુદા, એક હૃદય, એક બસ્તી, અને એક નાભીમાં એવી રીતે ઓગણીસ મર્મ તાત્કાળીક પ્રાણ હરણ કરનારા છે

**कलान्तरे प्राणहरनारा मर्म**—બે સ્તનોના મુળ, બે સ્તનરોહીત–બે અપલાપ, બે અપસ્થંભ, એવી રીતે આઠ થર્મ વૃક્ષ સ્થલ સંબંધી છે. અને પાંચ સીમંન્ત, ચાર તલ હૃદય, ચાર ક્ષીપ્ર, ચાર ઈંદ્રબસ્તી, બે કટીતરૂણ, બે પાર્સસંધી, બે વૃહતી, બે નિતંબ, એવી રીતે સઘળા મળીને તેત્રીશ મર્મોમાં લાગવાથી કે બીજા અન્ય કારણ થી ઘણી મુદતે મરણ થાય છે જેથી એ મર્મોના નામ કાલાન્તરે પ્રાણ હરનારા છે.

**વિશલ્યઘ્નમર્મ**—બે ઉતક્ષેપ અને ત્રીજું સ્થપની એ ત્રણ વીસલ્યઘ્ન મર્મ કહેવાય છે. અર્થાત્ એમાંથી સલ્યને કાઢી લીધા પછી મૃત્યુ થાય છે.

**વૈકલ્યક મર્મ**—લોહીતાક્ષ ચાર, આણી ચાર, જાનુમાં બે, ઉર્વીના ચાર, કુર્ચામાં ચાર, વિટપમાં બે, કર્પુરના બે, કુકુન્દરના બે, કક્ષધરના બે, વિધુરના બે, કૃકાટકના બે, અંસમાં બે, અંસફલકના બે, અપાગંના બે, નીલના બે, મંન્યાના બે, ફણીના બે, આવર્તના બે, એવી રીતે બધા મળીને ચુમ્માલીશ મર્મ એવા છે કે જેમા કોઈ જાતની ચોટ લાગવાથી અથવા કોઈ બીજી રીતે વિકાર થવાથી શરીરમાં વિકળતા થાય છે. જેથી એને વૈકલ્યકર મર્મના નામથી શાસ્ત્રકારે ગણાવ્યાં છે.

**રુજાકરમર્મ**—બે ગુલ્ફ, બે મણીબંધ, બે હાથોની કુર્ચાશીરા, બે પગની કુર્ચાશીરા, એવી રીતના એ આઠ મર્મ એવા છે કે જેમાં કોઈ જાતનો વિકાર થવાથી અત્યંત વેદના થાય છે. જેથી એને રૂજાકરના નામથી ઓળખાવ્યા છે. તેમજ એ મર્મસ્થાનો એવાં છે કે એમાં જો કંઈ આઘાત થાય અથવા વિંધાઈ જાય તો ઘણું કરીને તત્કાળ પ્રાણ જાય છે. અથવા ઘણે વખતે પણ મરણ થાય છે. પરંતુ ભાગ્યેજ કોઇ માણસ આવરદાનો પુરો હોય તે બચી જવા પામે છે. હવે મર્મના લક્ષણો કેવાં છે તે બાબતનો વિચાર કરીએ.

**મર્મના લક્ષણ**—માંસ, શીરા, સ્નાયુ, અસ્થિ અને સંન્ધી એ જ્યાં જ્યાં મળે છે તેને મર્મસ્થાન કહેવામાં આવે છે. અને દરેક સંધી આગળ જ્યાં મર્મ હોય છે ત્યાં અજ્ઞાદીક પ્રાણ સ્વભાવથીજ રહેલો હોય છે. જેથી કોઇપણ મર્મસ્થાનમાં વાગવાથી સઘળી ઈંદ્રીઓમાં અસંપ્રાપ્તી થાય છે.

તેમજ મન અને બુદ્ધિમાં વિપરીતતા આવવાથી ભ્રમ, પ્રલાપ મુર્છા, પતન, પ્રમોહ વિગેરે થાય છે. તેમજ જે મર્મો સદ્ય: પ્રાણહારક છે. તેમાં મુખ્ય કરીને અગ્નિતત્વનો ગુણ હોય છે. અને તે અગ્નિતત્વના ગુણનો તાત્કાળીક નાશ થઈ જવાથી તત્કાળ પ્રાણ નષ્ટ થાય છે. જે મર્મ કાળાન્તરે પ્રાણનાશક છે, તેમાં અગ્નિ અને સોમ્ય એ બે ગુણ હોય છે. જ્યારે અગ્નિ ગુણનો તાત્કાળીક નાશ થઈ જાય છે, ત્યારે સોમ્યગુણ ધીરે ધીરે નષ્ટ થાય છે. જેથી જ્યારે સોમ્યગુણનો નષ્ટ થઇ જાય છે. ત્યારે કાળાન્તરમા પ્રાણ નષ્ટ થાય છે. હવે જે વિશલ્યઘ્ન મર્મ છે તેમાં મુખ્ય વાયુનો ગુણ હોય છે જેથી મર્મમાં જ્યાં સુધી શલ્ય રહેલું હોય ત્યાં સુધી તેનું મૂખ બંધ હોવાથી તેમાંથી વાયુ બાહાર નીકળી શકતો નથી ત્યાં સુધી મનુષ્ય જીવીત રહી શકે છે પરંતુ જ્યારે શલ્યને બાહાર ખેંચી લેવામાં આવે છે, ત્યારે મર્મસ્થાનનો આધાર ભુત વાયુ બાહાર નીકળી જાય છે. એટલે તે મનુષ્ય મૃત્યુ પામે છે. અને જ્યાં સુધી શલ્ય મર્મસ્થાનની અંદર હોય છે. ત્યાં સુધી પ્રાણી જીવીત રહે છે.

વૈકલ્યકર મર્મ—સોમ ગુણવાળાં હોવાથી તેમજ તે સ્થીર હોવાથી તે મર્મમાં વાગેલો માણસ મરણ પામતો નથી પણ વિકળતા પુષ્કળ થાય છે. અને બેચેની પણ આવે છે.

રૂજાકર મર્મ—અગ્નિ અને વાયુ ગુણવાળાં હોવાથી પીડા પુષ્કળ થાય છે પણ મરણ થતું નથી. કેટલાક આચાર્યનો એવો પણ મત છે, કે રૂજાકર મર્મ પંચ ભૂતાત્મક છે. આ બાબતમાં સુશ્રુત શીવાય બીજા વિદ્વાનોનો મત એવો છે કે માંસ, શીરા, સ્નાયુ, અસ્થી અને સંન્ધી એ

પાંચે જ્યાં વધીને મલી જાય છે, તેનેજ સદ્ય:પ્રાણુહર મર્મો કહેવામાં આવે છે. જે મર્મોમાં ચાર ધાતુ મલેલી હોય છે, તે કાળાંન્તર પ્રાણુહારક છે. અને જે મર્મોમાં ત્રણ ધાતુ મળેલી હોય તે વિશલ્યઘ્ન, કહેવાય છે તેમજ જેમાં બે ધાતુ મળેલી હોય તે વૈકલ્યકર મર્મ કહેવાય છે. અને જે મર્મો એક ધાતુના બનેલા હોય છે તેને રૂજાકરના નામથી ઓળખાય છે.

સદ્ય:પ્રાણુહારક મર્મોમાં ગુદા, બસ્તી, હૃદય, નાભી, એ ચારમાં હાડકાં પ્રત્યક્ષ દેખાતાં નથી પણ અપ્રત્યક્ષ હાડકાંની શક્તિરૂપ સ્થિતિથી પાંચે ધાતુઓને મળવાનો સંભવ છે.

હવે એક ધાતુ હીન—બે ધાતુ હીન, ત્રણ ધાતુહીન, વીગેરેનો વિચાર કરવામાં આવે છે.

**मांसहीन मर्म**—સ્તન મુળ, અપલાપ, અપસ્તંભ, સીમંન્ત, કટીકતરૂણ, પાર્શ્વસંધી, નિતંબ, અને વૃહતી. એટલા મર્મોમાં માંસ હોતુ નથી.

**अस्थीहीन मर्म**—સ્તનરોહીત, તવરહૃય, ક્ષીપ્ર, ઇંદ્રબસ્તી, એવી રીતે માંસહિન અને અસ્થિહિન મર્મો એક ધાતુહિન છે. અને ઉતક્ષેપ એ માંસ અને અસ્થિ એ બે ધાતુહિન છે. તેમજ સ્થપની એ માંસ, શીરા, સ્નાયુ એ ત્રણ ધાતુ-હિન મર્મ છે. એવીજ રીતે બીજા કેટલાક મર્મો એક ધાતુહીન, તો કોઈ બે ધાતુહીન છે. આવી રીતનો કેટલાક આચાર્યનો મત છે. પણ શુશ્રુતકાર કહે છે કે,

**यतश्चैव मनोस्थी मर्म स्वप्यभिहतेषु** सोणेतागमनं भवति ॥

અર્થાત્—હાડકાંના વિંધાવાથી તેમાંથી લોહી નીકળે છે, એ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે કે માંસાદિક સઘળી ધાતુઓ દરેક મર્મમાં હોય છે. કારણ વાત, પિત્ત અને કફ અને રક્ત, એને વહેવડાવનારી ચારે જાતની શીરા પ્રાય સઘળા મર્મોમાં લપેટાઇને રહેલી છે. અને તે સ્નાયુ, અસ્થિ, માંસ અને સન્ધિ એ ચારેને તૃપ્ત કરીને આખા શરીરનું પોષણ કરે છે.



# મર્મમાં વાગવાથી આખા દેહમાં પીડા થવાનું કારણ?

ततःक्षत मर्मणिताः मद्वृद्धः समन्तो वायुरमी स्तृणोति ॥

અર્થાત્—મર્મમાં વાગવાથી વાયુ વધીને આખા શરીરની શીરાઓને ઢાંકી દે છે. જેથી વધેલો વાયુ આખા શરીરમાં પીડા કરે છે. એજ પીડાથી ઘણીવાર શરીરનો નાશ થઇ જાય છે. કેટલીક વખત શરીરની છઠ્ઠી ધાતુ જે ચેતના તેનો નાશ થયેલો હોય, તો શલ્યની ચિકિત્સા કરનારા વૈદે ધ્યાન દઇને સાચવીને મર્મની યત્ન પુર્વક પરીક્ષા કરીને શલ્યને ખેચવું તે જેથી દરદીને પીડા શાંત થાય.

જ્યારે સદ્ય:પ્રાણુહારક મર્મની સમીપમાં ઘા થાય છે, ત્યારે તે માણુસ કાળાંતરે મર્ણ પામે છે. અને કાળાન્તર પ્રાણુહારક મર્મની સમીપમાં વાગવાથી વિકળતા ઉત્પન્ન થાય છે અને એવીજ રીતે વિશલ્ય અને રૂજાકરની સમીપમાં ઘા થવાથી ઘણી વેદના થાય છે.

સદ્ય:પ્રાણુહારક મર્મમાં વાગવાથી તત્કાળ મરણુ થવું જોઇએ. કારણુ સદ્ય: શબ્દ તતક્ષણુવાચી છે. પરંતુ તે પ્રમાણે સદ્ય:શબ્દની અવધી આઠ દીવસની છે. એટલે સદ્ય: પ્રાણુહર મર્મમાં વાગવાથી તે માણુસનું મૃત્યુ સાત દીવસે થાય છે. અને કાળાન્તર પ્રાણુહારક મર્મમાં વાગવાથી પંદર દીવસ અથવા એક મહીને મરણુ થાય છે. તેમજ એવું પણુ સિદ્ધ છે કે દરેક મર્મો પોતાના નામ પ્રમાણે કામ કરે છે. પણુ દરેક મર્મની પાસે આઘાત થવાથી મરણુ થતું નથી પણુ પીડા થાય છે. જેથી એટલું સિદ્ધ થાય છે કે મરણુ

તો ખાસ મર્મમાં વાગે તોજ થાય છે. બાકી તેની પાસે કે આજુબાજુ વાગવાથી દુઃખ થાય છે.

હવે જુદા જુદા મર્મના સ્થાનો અને તેનાથી થતી ઉપાધીઓનું વર્ણન કરવામાં આવે છે.

**क्षीप्र मर्म**—પગના અંગુઠાની અને આંગળીઓની વચમાં એ મર્મસ્થાન છે. અને એમાં વાગવાથી આક્ષેપક નામનો વાયુ ઉત્પન્ન થઈ કાળાન્તરે મરણ નીપજાવે છે.

**तलहृदय**—પગની મધ્યમાં આંગળીથી લઈ પગના તળીઆની વચમાં એ મર્મ આવેલું છે અને તે માંસ મર્મ હોઇ અડધા આંગળમાં છે. અને તે કાળાન્તર પ્રાણહારક છે. એનાથી પગમાં અતિશય પીડા થાય છે.

**कुर्च मर्म**—ક્ષીપ્ર મર્મથી બે આંગળ ઉપર અને બે આંગળ નીચે બન્ને બાજુએ કુર્ચ મર્મ આવેલું છે તેમાં વાગવાથી ચાલતી વખત પગ કાંપે છે. અને ફરી જાય છે. એ સ્નાયુનું મર્મ છે. અને તે વૈકલ્યકારક છે.

**कुर्चसीर मर्म**—ગુલ્ફ સંન્ધીની નીચે બન્ને બાજુએ એ મર્મ છે એમાં વાગવાથી દુખાવો અને સોજો થાય છે. એપણ સ્નાયુ મર્મ છે. અને તે એક આંગળનું વૈકલ્ય કારક છે.

**गुल्फ मर्म**—પગ અને પીંડીના સાંધાના ભાગમા એ મર્મ આવેલું છે. એમાં વાગવાથી દુખવો, પગનું અકડી જવું લુલાપણું-વિગેરે થાય છે. એ મર્મને સન્ધી મર્મ કહે છે. અને તે બે આંગળનું વૈકલ્યકર છે.

**इंद्रबस्ती**—પગની પીન્ડીની પાસે એડીની બાજુમાં એ મર્મ આવેલું છે. અને એમાંથી લોહીની ક્ષીણતા થવાથી

મરણ થાય છે. એ માંસ મર્મ કહેવાય છે. અને તે અડધા આંગળનુ હોઈ કાળાન્તરે પ્રાણુહારક છે.

**जानु मर्म**—પીંન્ડીની વચમાં એ મર્મ આવેલું છે. એમાં વાગવાથી માણુસ લુલો થઈ જાય છે એને સંન્ધી મર્મ કહે છે. અને તે ત્રણુ આંગળનું છે.

**आणी मर्म**—ઘુંટણુની બન્ને બાજુ ત્રણુ આંગળપર એ મર્મ આવેલું છે. અને એમાં વાગવાથી એકદમ સોજો આવે છે. અને સકથીમાં જકડપણું આવી જાય છે. એ મર્મ સ્નાયુનું હોઈને અડધા આંગળનુ વૈકલ્યકારક છે.

**उर्वी मर्म**—ઉરૂના મધ્યમાં એ મર્મ છે. અને એમાં લોહીના ક્ષીણુ થવાથી સકથી સુકાઈ જાય છે. એ શીરા મર્મ છે. અને પ્રમાણુમાં અડધા આંગળનું હોઈ વૈકલ્યકારક છે.

**लोहीताक्ष मर्म**—ઉર્વી મર્મની ઉપર અને નીચે વૃક્ષણુ સંધી અને ઉરૂ મૂળ પાસે એ મર્મ છે અને એમાં કંઈ વાગવાથી લોહીનો ક્ષય થઈ જઇ માણુસને પક્ષાઘાત થાય છે. એ શીરા મર્મ કહેવાય છે અને પ્રમાણુમાં અડધા આંગળનું છે.

**विटप मर्म**—વંક્ષણુ અને અંડ કોશની વચમાં એ મર્મસ્થાન આવેલું છે. એમાં વાગવાથી કે બીજા અન્ય કારણુથી પુરૂષોને નપુંસકતા અને અલ્પવિર્યના રોગ થઇ જાય છે. એ સ્નાયુનુ મર્મ છે. અને એક આંગળનું હોઈ વૈકલ્યકારક છે.



# હાથ અને પગના મર્મોમાં શું શું ફેર છે?!

હાથ અને પગના મર્મોમાં માત્ર એટલોજ ફેર છે કે પગની અપેક્ષા હાથના મર્મોના માત્ર નામજ ફેર છે. જેમ પગમાં ગુલ્ફ–નાનુ–અને વિટપ–કહેવાય છે, તેજ પ્રમાણે હાથમાં મણીબન્ધ–કર્પુર–કક્ષધર–કહેવાય છે જેમ વંક્ષણ અને અંડ કોસની વચમાં જે વિટપસંજ્ઞક–મર્મ છે, તેજ પ્રમાણે વૃક્ષસ્થળ અને કક્ષાઓની વચમાં કક્ષધર હોય છે. અને જે ઉપદ્રવ વિટપમાં વાગવાથી થાય છે, તેવોજ ઉપદ્રવ કક્ષધરમાં વાગવાથી થાય છે અને મણીબંધમાં વીશેસતા એ છે કે તેમાં વાગવાથી હાથ કામ કરતા અટકી પડે છે. તેમજ કુર્પરમાં વાગવાથી હાથના મધ્ય ભાગમાં સંકુચીતપણું થઈ જાય છે, અને કક્ષધરમાં વાગવાથી પક્ષાઘાત થઈ જાય છે, એવી રીતે બે હાથો અને બે પગો મળીને એકંદર ચુમ્માલીશ મર્મસ્થાનો છે. હવે આગળ ઉદર અને ઉરૂના મર્મ સંબંધી વિવેચન કરવામાં આવે છે.

**ગુદ મર્મ**—અપાન વાયુ અને જાળને બાહાર કાઢનાર આંતરડાંથી બંધાયલું ગુદ મર્મ છે. તેમાં વાગવાથી તત્કાળ પ્રાણ નષ્ટ થઇ જાય છે. એની ગણત્રી માંસ મર્મમાં છે અને તે ચાર આંગળનું છે.

**વસ્તી મર્મ**—થોડુ માંસ અને રકતની અંદર જે મુત્રાશય આવેલું છે. તેને બસ્તી મર્મ કહે છે. એમાં વાગવાથી તુરત પ્રાણ જાય છે. જ્યારે એ મર્મમાં પથરી વિગેરે યોગથી બન્ને બાજુપરથી ફાટી જાય છે. ત્યારે માણુસ જીવી

શકતો નથી. પણ એક બાજુપર નુકસાન થવાથી તેમાંથી મુત્ર નીકળે છે. એની જો યત્ન પુર્વક ચીકીત્સા કરવામાં આવે તો મટે છે બસ્તી મર્મ કેવા પ્રકારનું છે, તેને માટે સુશ્રુત કહે છે કે.

नाभी पृष्ट मुष्क गुद वंक्षण सेफसां ॥
अकेद्वा समुसनो मध्ये बस्ती रधोमुख ॥

અર્થાત્—નાભી-પીઠ-અંડકોશ, ગુદા-વંક્ષણ અને સેઢ્ર એની વચમાં અધોમુખી એક દ્વારવાળું બસ્તી મર્મ છે. એ ચાર આંગળનું સ્નાયુ મર્મ છે.

**नाभी मर्म**—પકવાશય અને આમાશમની વચમાં શીરાઓથી ઉત્પન્ન થયેલું નાભી મર્મ છે. એમાં વાગવાથી તુરત જીવ જાય છે. એ મર્મ શીરાનું હોઈ ચાર આંગળનું છે.

**हृदय मर्म**—બે સ્તનોની વચમાં વક્ષ સ્થલમાં સ્થીત આમાશયના દ્વાર પર સત્વ, રજ, અને તમોગુણના અધીષ્ટાન રૂપ હૃદય મર્મ આવેલું છે. એમાં વાગવાથી તત્કાળ મૃત્યુ થાય છે. એ મર્મ ચાર આંગળનું શીરા મર્મ કહેવાય છે. અને તે અધોમુખ કમળાકારનું છે,

**स्थनमुल मर्म**—બન્ને સ્તનોની નીચે બબે આંગળપર એ મર્મ છે એમાં જ્યારે કફ ભરાઈ જાય છે ત્યારે ખાંસી શ્વાસ થાય છે. અને થોડા દીવસમાં મરણ નીપજાવે છે એ મર્મો બબે આંગળના શીરા મર્મ કહેવાય છે. અને કાળાન્તરે પ્રાણ હરે છે.

**स्तनरो त मर्म**—બન્ને સ્તનોની ડીટડીથી બે આગળ છેટે એ મર્મ છે. એમાં જ્યારે લોહી વધી જાય છે, ત્યારે

ખાસી અને શ્વાસ ઉત્પન્ન થઈ મૃત્યુ થાય છે, એ માંસ મર્મ કોઈ કાલાન્તરે મૃત્યુ નીપજાવે છે.

**अपलाप मर्म**—અસંકુટની નીચે પસવાડાની ઉપર એ મર્મ છે. એમાં વાગવાથી લોહીનો જમાવ થઇ તેનું પરૂ થાય છે. ત્યારે મરણ નીપજે છે. એ શીરામર્મ અડધા આંગળનું છે અને તે કાળાન્તરે મૃત્યુ કરે છે.

**अपस्तभ मर्म**—વૃક્ષ સ્થળની બન્ને બાજુએ જે વાત વાહીની નાડી છે. તેમાં એ મર્મ છે. એમાં વાગવાથી જ્યારે એમા વાયુ ભરાય છે ત્યારે શ્વાસ અને ખાંશી થઈ મરણ થાય છે એ શીરા મર્મ છે અને પ્રમાણુમાં અડધા આંગળનું હોઈ કાલાંન્તરે પ્રાણુ હારક છે.

હવે પીઠના મર્મોનું વર્ણુન કરવામાં આવે છે.

**कटीतरुण मर्म**—વાંસાનો પાછલા ભાગમાં જેને મેરૂ ડંડ કહે છે. તેની બન્ને બાજુએ શ્રેણીની ઉપર એ મર્મ છે. એમાં વાગવાથી રૂધીર ક્ષીણુ થઈ પાંન્ડુ રોગ, વીવર્ણુતા હીનરૂપ વિગેરે રોગો થઈ મૃત્યુ થાય છે એ અસ્થી મર્મ છે અને પ્રમાણુમાં અડધા આંગળનું હોઇ કાલાંન્તરે પ્રાણુ હરણુ કરે છે.

**कुकुन्दर मर्म**—ડાબા અને જમણાં પસવાડામાં કમરના પાછલા ભાગમાં એ બે મર્મો છે. એમાં વાગવાથી સ્પર્શજ્ઞા નષ્ટ થઈ જાય છે અને અડધા શરીરની ચેષ્ટા પણુ જતી રહે છે. એ અડધા આગળના વૈકલ્યકારી મર્મો છે.

**नेतम्ब मर्म**—શ્રોણીકાંન્ડની ઉપર આમાશયને ઢાંકનાર પસવાડામાં બંધાએલું એ મર્મ છે. એમાં વાગવાથી કમ્મરની નીચેના ભાગમાં સુષ્કતા અને દુર્બલતા થવાથી

મરણ થાય છે. એ અસ્થી મર્મ છે અને અડધા આંગળનું હોઈ કાલાંન્તર પ્રાણુહારક છે.

**पार्श्वसन्धी मर्म**—નીચેના ભાગમાં પસવાડાની મધ્ય ભાગમાં બંધાયલાં અને પસવાડાની વચમાં વાંકુ અને તીરછુ એ મર્મ છે. એમાં વાગવાથી જ્યારે એમાં લોહી ભરાય છે ત્યારે મરણ થાય છે એ શીરા મર્મ અડધા આંગળનું છે અને કાળાંન્તરે મરણ નીપજાવે છે.

**बृहती मर्म**—સ્તન મૂળ અને પીઠથી વાસાની બન્ને બાજુએ એ મર્મ છે. એમાંથી જ્યારે અત્યંત લોહીનો શ્રાવ થઇ જાય છે, ત્યારે મરણ નીપજે છે એને શીરા મર્મ કહે છે અને તે પ્રમાણમાં અડધા આંગળનું હોઈ કાળાન્તરે પ્રાણુ હરણુ કરે છે.

**अंसफल मर्म**—પીઠની ઉપર વાંસાની બન્ને બાજુએ ત્રીકથી બંધાયલું આ મર્મ છે, એમાં વાગવાથી હાથની ચેષ્ટા બંધ પડી હાથ સુકાઇ જાય છે એ અસ્થી મર્મ અડધા આંગળનું વૈકલ્યકર છે.

**अंस मर्म**—હાથોની ઉપર અને ગ્રીવાની નીચે અંસ, પીઠ અને ખભાથી બંધાયલું એ મર્મ છે. એમાં વાગવાથી હાથ ક્રિયાહીન થઈ જાય છે, એવી રીતે પીઠના એ ચૌદ પૃષ્ટ મર્મ કહેવાય છે.

**जत्रुगत मर्म**—કંઠ નાડીની બન્ને બાજુ ચાર ધમનીઓ છે. તેમાં એક નીલા અને બીજી મન્યા એવા નામની બન્ને બાજુએ આવેલી શીરા છે. એમાં વાંગવાથી સ્વરમાં વીકાર, રસમાં અગ્રાહીતા, વિગેરે ઉપાધીઓ થાય છે. એ મર્મ શીરાનું છે. અને તે બે આગળનું વૈકલ્યકારી છે.

**शीरा मातृका मर्म**—ગ્રીવાની બન્ને બાજુ ચાર માતૃકા છે. એ શીરા મર્મ ચાર આંગળનું હોઇ તત્કાળ પ્રાણ હરે છે.

**कृकाटक मर्म**—માથુ અને ગ્રીવાની સંધીમાં એ મર્મ છે. એમાં વાગવાથી માથુ કાંપે છે. એ સંન્ધી મર્મ અડધા આંગળનું વૈકલ્યકર છે.

**विधुर मर्म**—કાનની નીચે એ મર્મ છે. એમાં વાગવાથી કાનમાં બેહેરાશ આવે છે. એ સ્નાયુ મર્મ વૈકલ્યકારક છે.

**कण मर्म**—નાકની બન્ને બાજુએ સ્રોત માર્ગમાં પ્રતીબદ્ધ અંદરની બાજુમાં એ મર્મ છે એમાં વાગવાથી ગંધનો નાસ થાય છે. એ શીરા મર્મ અડધા આંગળનું વૈકલ્યકારક છે.

**अपागं मर्म**—ભૃગુટીની વચમાં નેત્રની નીચેની બાજુએ બાહારની તરફ એ મર્મ છે. એમાં વાગવાથી દ્રષ્ટી નષ્ટ થઈ જાય છે. એ શીરા મર્મ અડધા આંગળનું વૈકલ્યકારક છે.

**आवर्त मर्म**—ભૃગુટીની ઉપર અને નીચે એ મર્મ છે. એમાં વાગવાથી આંધળાપણુ અને દ્રષ્ટી નાસ થાય છે. એ સંધી મર્મ અડધા આંગળનું વૈકલ્યકારક છે.

**संख मर्म**—ભૃગુટીઓના માથાની ઉપર અને લલાટની વચમાં એ મર્મ છે એ અસ્થી મર્મ અડધા આંગળનું તાત્કાલીક પ્રાણ હરણ કરનાર છે.

**उतक्षेप मर्म**—સંખની ઉપર કેશાંન્ત પરીયંત એ મર્મ છે. એમાં જો કંઇ શલ્ય વાગ્યા પછી રહી ગયુ હોય તો તે પાકીને એની મેળે નીકલી જાય તો સારૂ પરંતુ જો તે સલ્યને ખેંચીને કાઢવામાં આવે તો માણસ મરી જાય છે. એ સ્નાયુ મર્મ અડધા આંગળનું વિશલ્ય કર છે.

**[illegible] मर्म**—ભૃગુટીઓમાં એ મર્મ આવેલું છે અને એના લક્ષણો ઉપલાં ઉનક્ષેપના જેવાજ હોય છે.

**सीमंत मर्म**—માથામાં જે પાંચ સંધીઓ વિભાગી છે, તેને સીમંત મર્મ કહે છે. એમાં કંઇક વાગવાથી કે બીજા કોઇ એવાજ કારણથી મનુષ્યને ઉન્માદ, ભય અને ચેષ્ટા નાશ આદી રોગો થઈ મરણુ નીપજે છે. એ મર્મ સન્ધીનું હોઈ પ્રમાણમાં ચાર આંગળનું છે અને કાળાન્તરે પ્રાણહારક છે.

**शृंगाटक मर्म**—નાક, કાન, આંખ, જીભને તૃપ્ત કરવા વાલી નસોની વચમાં જ્યાં એ સઘળાનો મેલાપ થાય છે ત્યાં એ મર્મ આવેલું છે અને તે ચારની સંધીથી એક થાય છે. એમાં કંઈક વાગવાથી તત્કાળ પ્રાણુ નૃષ્ટ થાય છે. એ શીરા મર્મ છે. અને પ્રમાણમાં ચાર આંગળ છે.

**अधींपती मर्म**—મસ્તકની વચમાં ઉપરના ભાગમાં જ્યાં સંપુર્ણ શીરાઓ મળે છે. અને જ્યાં વાળ ઉગે છે ત્યાં વચમાં કે જ્યાં ભમરો હોય છે ત્યાં એ મર્મ છે. એમાં કંઈ વાગવાથી તુરત જીવ જાય છે. એ સંધી મર્મ છે. અને પ્રમાણમાં અડધા આંગળનું છે.

ઉપર પ્રમાણે જુદા જૂદા મર્મોમાં આધાત થવાથી જૂદી જૂદી જાતના લક્ષણો થાય છે. પરંતુ મર્મમાં વાગવાથી કે બીજા મર્મને લગતા કારણથી મરણુ કેમ થાય છે ? આવી શંકા થાય છે. તે શંકાનું નિરાકરણ સુશ્રુત નીચે પ્રમાણે કરે છે.

**सोम मारुत तेजा, सिरजः सत्वतमां सिच ।**
**मर्म सुमायसः पुसांभुतात्मा चावतिष्टति ॥**

અર્થાત્—કફ, વાયુ, પિત્ત, સત્વ, રજ, તમ અને ભુતાત્મા એ સઘળાં પ્રાય-માણુસોના મર્મ સ્થાનોમાં રહે

છે. તેથી એવી મર્મસ્થાનની જગ્યાએ જો કંઈ વાગે તો મનુષ્ય મરણ પામે છે, કારણ ઉપરની વસ્તુઓથી માણસ જીવે છે. અને જ્યારે એ વસ્તુઓ પોતાનું કામ છોડી દે છે ત્યારે મરણ થાય છે, કદાપી કોષ્ટ માથુ–કપાલ વિગેરે ફાટી જાય, અથવા શરીરના એકાદ ભાગમાં શસ્ત્ર વાગવાથી હાથ–પગ કપાઇને જૂદા પડી જાય તોપણ માણસ જીવે છે. પણ મર્મસ્થાનમાં વાગવાથી જીવતું નથી. કેટલીકવાર એવું બને છે કે શરીરના એકાદ ભાગમાં કંઈ દરદ નીકળ્યું હોય અને તેના ઉપર શસ્ત્રકર્મ કરવાની જરૂર પડે તો તે શસ્ત્ર કર્મ કરનારે મર્મ સ્થાનોને બચાવીને છેદન ભેદન આદી ક્રીયા કરવી પડે છે કારણ મર્મની પાસે જો કંઇ છેદ થઇ જાય તો તેથી પણ ઘણી ઉપાધી થાય છે. ઉપર પ્રમાણે મર્મસ્થાનનો વિષય છે. અને એ વિષયમાં શસ્ત્ર કર્મ કરનારા વૈદ્યો સારી પેઠે સમજે છે અને એ વિષય આપણા આયુર્વેદના ચરક સુશ્રુત ભાવપ્રકાશ વાગવટ વિગેરે ગ્રંથોમાં ઘણીજ બારીક રીતે વર્ણવેલો છે. આવીજ રીતે શરીરના અંગો, પ્રત્યાંગો, શીરાઓ, ધમનીઓ, અસ્થિઓ વીગેરેનું જૂદુ જૂદુ વર્ણન કરેલું છે.



# શરીરનો હાડકાં સાથે સંબંધ.

સુશ્રુતકારે કહ્યું છે કે આખા શરીરનો મુખ્ય આધાર હાડકાં ઉપર છે, એટલુંજ નહી પણ હાડકાંને શરીરનો સાર કહેવામાં આવે છે, અને છે પણ તેમજ જો આપણાં શરીરમાંથી એકાદ મ્હોટું કે ન્હાનું હાડકું કોઇ કારણથી ભાંગી જાય છે તો તે અવયવ કામ કરતો અટકી જાય છે. જેથી સુશ્રુતકારે કહ્યું છે કે,

**अभ्यन्तरगतैः सारै यथा तिष्टन्ति भुरहाः**
**अस्थि सारैस्तथा देहा ध्रियन्ते देहिना ध्रुवम् ॥**

જેવી રીતે ઝાડો પોતાની છાલની ભીતર રહેલા મજબુત લાકડાં વડેજ સ્થિર રહી શકે છે, તેવીજ રીતે અસ્થિ રૂપી સાર વડે દેહધારી પ્રાણીઓ પોતપોતાના શરીરને ધારણ કરી શકે છે, અર્થાત્ જેવી રીતે ઝાડની છાલ અને અંદરનું કાષ્ટ છે તેવી રીતે મનુષ્યની ચામડી અને હાડકાં છે, જેવી રીતે કોઇપણ ઝાડ પોતાની છાલની અંદર ઢંકાયલા લાકડાં ઉપર ખડું રહી શકે છે, અને પોતાની જળ વાહક શીરાઓથી ઓક્ષીજન અને કારબન દ્વારાએ પોતાનું પાલણ કરે છે, એવીજ અવસ્થા આપણા મનુષ્ય શરીરની તેમજ દરેક દેહ ધારીઓની છે પણ આપણે આજે મનુષ્ય શરીર સંબંધી વિચાર કરવાનો છે, માટે બીજા પ્રાણીઓની સાથે કશો સંબંધ નથી, આપણા મનુષ્ય શરીરનો મુખ્ય સાર હાડકાંજ છે, એને માટે હું એક દાખલો આપીશ:—

જો આપણે એક કાગળનો ઘોડો બનાવવો હોય તો સૌથી પહેલાં વાંસના કટકાને એક બીજા સાથે બાંધીને

એક આકૃતી ખડી કરવી પડે છે પછી તેના ઉપર સણ કે ચીથરા લપેટીને કે ગુંદર વતી ચોંટાડીને પછી તેના ઉપર સુંદર રંગદાર કાગળો ચોંટાડીયે છીએ ત્યારે સારો દેખાવદાર ઘોડો તૈયાર થાય છે. જો એ ઘોડામાં પ્રથમ વાંસ નહી જોડવામાં આવેતો કદી ઘોડો બની શકે નહી, એવીજ રીતે પરમાત્મારૂપી વિશ્વકર્માએ જુદાં જુદાં હાડકાંઓને વાંસની પેઠે જોડીને આ મનુષ્ય શરીરનું અસ્થિ પિંજર નીર્માણ કર્યું અને તેના ઉપર માંસના પીંડાને ચીથરાં અને સણની જગ્યાએ લપેટી તેના ઉપર સુંદર દેખાવવાળા કાગળની જગ્યાએ ત્વચા (ચામડી)ને લગાડી આ શરીર નિર્માણ કર્યું જેથી એ સિદ્ધ થાય છે કે શરીરમાં સાર રુપી હાડકાંજ છે કે જેથી શરીર ટકી શકે છે.

હાડકાંને સાર સિદ્ધ કરવામાં સુશ્રુત નીચે પ્રમાણે કહે છે:—

**तस्मा च्चिर विनष्टेषु त्वङ् मांसेषुशरीरिणाम्**
**अस्थीनिन विनस्यन्ति साराण्येता निदेहिनाम्**

અર્થાત્-શરીર ધારીઓના ત્વચા, માંસ આદી થોડા દીવસમાં નાશ થઇ જાય છે, પરંતુ હાડકાંનો નાશ થતો નથી. જેથી હાડકાંને દેહનો સાર કહેવામાં આવે છે. કારણ ત્વચા માંસ આદી ઘણા કુમળા પદાર્થો છે, જેથી તે થોડા દીવસમાં સડીને અથવા કોહીને નાશ થઇ જાય છે, પરંતુ આખા શરીરના ભારને વહન કરનાર અને શરીરને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જનાર તેમજ મર્મસ્થાનની રક્ષા કરનાર અને શરીરના આધારભુત હાડકાંઓ લાખો વરસ સુધી શરીરનો નાશ થયા પછી પણ જેવીને તેવી હાલતમાં રહે છે, દાખલા તરીકે સેંકડો વર્ષ વ્યતીત થવા છતાં પણ હજી બુદ્ધના અસ્થિ જેવીને તેવી હાલતમાં જળ-

વાઈ રહ્યા છે. તેમજ જમીનો ખોદતાં સેંકડો વર્ષના હાડપીંજર મળી આવે છે. જેથી એ સિદ્ધ થાય છે કે હાડકાંનો નાશ ઘણા કાળ સુધી થતો નથી. જેથી એને દેહનો સાર કહેવામાં આવે છે.

હવે હાડકાં શરીરમાં કેવી રીતે અને કોનો કોનો આશ્રય કરીને રહ્યા છે તેના સંબંધમાં સુશ્રુત નીચે પ્રમાણે કહે છે.

**मांसान्यत्र निबद्धानिशिराभिः स्नायुभिस्तथाः ।**
**अस्थि न्यालम्बनकृत्त्वा नशीर्यन्ते पतन्तिवा ॥**

હાડકાંઓથી માંસપીંન્ડ શીરાઓ સ્નાયુ વિગેરે એક બીજા સાથે એવા તો અવરનવર બંધાયલાં છે કે બધાને છેવટનો આધાર હાડકાં સાથે હોવાથી તે ઢીલા પડી જતા નથી તેમજ પોતાની જગા છોડીને આઘા પાછા ખસી પણ શકતા નથી. અર્થાત્ હાડકાંઓની સાથે વળગી રહેવાથી તે તેની જગ્યાએથી આઘા પાછા ખસી જતા નથી, તેમજ હાડકાંઓના આશ્રયથીજ માંસ શીરા સ્નાયુ જ્ઞાનતંતુ ક્રીયા તંતુ વિગેરે પોતાનું કાર્ય કરી શકે છે. જેથી એટલું તો સિદ્ધ થઇ ચુકયું કે શરીરમાં મુખ્ય વસ્તુ હાડકાં છે. હવે તેનાં કહેવાને કેટલા પ્રકાર છે, તે સંબંધી વિચાર કરીએ:-

સુશ્રુતના શારીર વિભાગમાં હાડકાંના પ્રકાર અથવા તો જાતો પાંચ પ્રકારની કહેલી છે.

**एता पंच विद्या निभवंति–तद्यथाः—**
**कपाल, रुचक, तरुण, बलय, नलक सज्ञानीः ॥**

(૧) કપાલાસ્થિ જાંગ, નિતંબ, ગળુ, તાળવું, માથું, ઘુંટણુ, નિતંબ, ખભા, વિગેરે જગ્યાના હાડકાંને કપાલાસ્થિ કહેવામાં આવે છે. એટલુંજ નહીં પણ વાકાચુંકા

હાડકાંઓને પણ શાસ્ત્રકારે કપાલાસ્થિના નામથી ઓળખવ્યા છે

(૨) રૂચકાસ્થિ દાંતને રૂચકાસ્થિ નામથી ઓળખવામાં આવે છે. **दंताद्वात्रिंशत्. सुश्रुत शारीर**—દાંત બત્રીશ છે. તેમાંના આઠ દાંતને.

**कत्रिकदंन्ता**—અર્થાત્ અગાડીમાં કાપવાના આઠ દાંતને કર્ત્રિક કાપવાના દાંતના નામથી ઓળખાવેલા છે.

ચાર—**सूचिकदन्ता**—એટલે અગાડીના કાપવાના દાંતની પાસેના દાંત સુર્ચકના નામથી ઓળખાય છે. અને બે **लघुःहन्वः** એટલે નાની દાઢો છે. અને બાર, **स्थूलहन्वः** મોટી દાઢો બાર છે. અને છેવટ ચાર દાઢો ઉપર નીચેની મળીને છેક છેલ્લી અંદરને ભાગે મોટી થાય છે. એમ કુલ બત્રીશ દાંતને રૂચકા અસ્થિના નામથી સુશ્રુતકારે ગણાવ્યા છે.

(૩) હવે તરૂણાસ્થિ,

**घ्राण, कर्ण ग्रीवाक्षि कोषे षुतरुणानी.**

નાક, કાન, ગરદન. આંખની પોળ વીગેરેને તરૂણાસ્થિ કેવામાં આવે છે.

(૪) બલયાસ્થિ.

**पाणी पाद पार्श्वपृष्टी दरोरस्सु, बलयानि.**

હાથ, પગ, પસવાડા, પીઠ, ઉદર, છાતી, વીગેરે જગ્યાના હાડકાંને બળયાસ્થિ નામથી ઓળખવામાં આવે છે.

(૫) નળકાસ્થિ.

**शेषाणी नलक सञ्ज्ञानी.**

બાહુ, આંગળીઓ જાંગ વિગેરે જગ્યાના પોલાં હાકડાંને નળક, નળી જેવા હાડકાંના નામથી ઓળખાય છે.

ઉપર પ્રમાણે આપણા આયુર્વેદમાં હાડકાંના નામો વર્ણવેલા છે, હવે તે કહી કહી જગ્યા કેટલાં કેટલાં છે તે સંબંધી વિચાર કરીએ.

શરીરમાં માથું સૌથી શ્રેષ્ટ અને ઉપર છે જેથી પ્રથમ માથાના અસ્થિનો વિચાર કરીએ.

(१) षड सिरसी सुश्रुत शारीर.

| | |
|---|---|
| સામેના કપાળમાં એક હાડકું છે. | ૧ |
| પાર્શ્વકપાલાસ્થી બે છે. | ૨ |
| પાછલા ભાગમાં એક છે. | ૧ |
| કપાળના બે બાજુમાં એકેકું હાડકું છે. | ૨ |

એવી રીતે માથામાંના બધા મળીને છ હાડકાં છે.

(૨) તેમજ કાનની બે બાજુ તથા ગળાના આગળ મલીને કુલ છ હાડકાં છે. તેમજ ગંડાસ્થિ ગળામાં બે હાડકાં છે અને બે કર્ણાસ્થિ કાનના બે હાડકાં છે. તેમજ કાનની ઉપર બંને બાજુએ એકેકુ હાડકું મળી બે હાડકાં બીજા છે. એવી રીતે એ પણ કુલ છ હાડકાં છે.

(૩) एकंतालुनि—તાળવામાં એક હાડકું છે.

नासायांत्रीणी—નાકમાં ત્રણ હાડકાં છે તેમાં બે નાશિકાસ્થિ અને એક મૃદુનાસીકાસ્થિ.

(૪) कंठनाडयांचत्वारीं—કંઠનાડી શ્વાસ નળીકામાં ચાર હાડકાં છે. તેમાં પ્રથમ સ્તુલાસ્થિ ગળાનું મોટું હાડકું, બીજુ, મુદ્રીકાસ્થી, વીંટીના ઘાટનું હાડકું, ત્રીજું

પત્રાસ્થી, પાંત્રાના જેવું હાડકું અને ચોથું ચક્રાકારાસ્થિ—ગળાની ચક્રના ઘાટ જેવી હાડકી, એવી રીતે ગળામાં કુલ ચાર હાડકાં છે.

(૫) ग्रिवाया नवकम् .

ગરદનમાં નવ હાડકાં છે. અને ગ્રીવાસ્થિ ગરદન નીચેના સાત છે. તેમજ જીભનું એક અને સુક્ષ્મ જીભનું એક મલી બે એ છે.

એવી રીતે માંથુ, મોઢું ગ્રિવા વિગેરેનાં કુલ હાડકાં ત્રેશેટ થાય છે.

હવે એની નીચેના ભાગમાં કેટલાં હાડકાં છે તે સંબંધી વિચાર કરીએ.

द्वेअक्षक संसे.

હાંસડીમાં બે હાડકાં હોય છે.

एकैकस्यानु पादां गुल्यां त्रीणी त्रीणी.

અકેકી પગની આંગળીઓમાં ત્રણ ત્રણ હાડકાં હોય છે. અને અંગુઠામાં બે હાડકાં છે. એટલે અકેકા પગમાં ચઉદ ચઉદ હાડકાં તેથજ હાથમાં પણ એજ પ્રમાણે હાડકાં છે અર્થાત્ બે હાથ અને બે પગ મળી એકંદર છપન હાડકાં છે પરંતુ કેટલીક જગ્યાએ પંચદશ પાઠ છે; તો તે પ્રમાણે સાંઠ થાય છે. પરંતુ વાસ્તવિકમાં છપનનો પાઠ યથાર્થ છે.

પગનાં તળીયાં પંજા વીગેરેમાં દશ હાડકાં છે.

તેમજ એડીમાં એક હાડકું મલીને અગીયાર હાડકાં એ થાય છે.

जंघायांह्रे.

જાંગમાં બે હાડકાં છે એક સ્થુલ જાંગાસ્થિ અને બીજું, અનુજંગાસ્થિ કહેવાય છે.

ઘુંટણમાં એક હાડકું તથા સાથળમાં એક હાડકું મળી બે હાડકાંઓ છે.

એ હાડકાંઓ એવા મજબુત છે કે જે આખા શરીરનો ભાર વહન કરી શકે છે તેમજ આખા શરીરમાં સૌથી મોટામાં મોટા અને વાંસના જેવા પણ જરા વાંકા થાય છે, અને ગોળ પડતા હોય છે.

એવી રીતે પગના કુલ હાડકાં ત્રીશ થાય છે. પાદાંગુલીમાં ૧૫, તળકુર્ચ ગુલ્ફમાં ૧૦, એડીમાં ૧, જાંગમાં ૨, જાનુંમાં ૧, ઉરૂં ૧, મળી કુલ સરવાળો ત્રીશનો થાય છે. તેવીજ રીતે બીજા પગમાં પણ એટલાંજ હાડકા છે. જેથી બન્ને બાજુના પગમાં કુલ સાંઠ હાડકાં છે.

હવે હાથમાં કેટલા હાડકાં છે તે જોઇએ.

એક—પ્રગઠાંસ્થિ—અર્થાત્ હાથનું મોટું મજબુત હાડકું એક છે. તેમજ

એક—ત્રકોષ્ટાસ્થિ—હાથની મધ્યનું નળી જેવું હાડકું એક છે.

એક—અંત. પ્રકોષ્ટાસ્થિ હાથનું નાનુ નળી જેવું હાડકું પણ એક છે અને હાથેલી પંજો વીગેરેમાં દશ હાડકાં છે, અને હાથને વાળવાની જગ્યાએ અંસફલકાસ્થિ એ છે. અને એક હાથની પાંચ આંગળીઓમાં મલીને પંદર હાડકાં એવી રીતે બે તરફ મલીને સાંઠ થાય અને તેમાં હાંસડી અને ખભાની હાડકીઓ ઉમેરીએ તો કુલ ચોસટ થાય છે.

હવે ઉર, પંજરના હાડકાંનો વિચાર કરીએ.

ઉર પંજર એટલે છાતીનો આગલો અને પાછલો ભાગ મલીને એકંદર બોહોતેર અસ્થિ છે.

पार्श्वषट् त्रिंशत्—ઉરૂના એક ભાગમાં કુલ છત્રિસ હાડકાં છે, તેમજ બીજી બાજુએ પણ કુલ છત્રીસ છે એટલે બે બાજુએ મળીને બોહોતેર હાડકાં નીચે પ્રમાણે છે.

૧—પૃષ્ટક કસેરૂના મોટાં હાડકાં કુલ બાર છે.

૨—પૃષ્ટક કસેરૂના નાના હાડકાં કુલ બાર છે.

૩—મુખ્ય મોટી પાંશળીઓ બે બાજુની મળીને ચોદ છે.

૪—ગૌણ નાની પાસળીઓ બે બાજુની મળીને દશ છે.

૫—અને પાંસળીના મુદ્ર (નાના) કુમળા હાડકાં બે બાજુ મળીને ચોવીસ છે. એવી રીતે બે પાંસા, છાતી, પીઠ વીગેરે મળીને ઉપર પ્રમાણે કુલ હાડકાં બોહોતેર છે. છાતીની બનાવટ પાંજરા જેવી હોવાથી પાંસલીઓનું નામ पर्शुक છે. અને તે ધનુંષાકાર વાંકી હોવાથી છાતીનો ભાગ બને છે. અને તે એક તરફ બારબાર છે. અને તે સઘળી પાછલી તરફથી પીઠની સાથે જોડાયલી છે. અને તેમાં ઉપરથી નીચે ઉતરતાં એક એકથી નાની છે. અને તેવી સાત સાત છે. તેમજ આગલી બાજુની મૃદુ પાંસળીઓ છાતીના હાડકાં સાથે મળેલી છે, અને એનુંજ નામ સાચી પાંસળીઓ છે. કારણ એજ મુખ્ય પાંસળીઓ હોવાથી એનુંજ છાતીનું પીંજર બનેલું છે. અને નીચેની જે પાંચ પાંસળીઓ છે. તે એક બીજાથી ન્હાની ન્હાની છે.

અને તે છાતીના મધ્ય અસ્થિથી જુદી રહે છે જેથી એને ખોટી પાંસળીઓ કહેવામાં આવે છે. ઉપર જે

બાર પાંસળીઓ કહેવામાં આવી તેમાંની આઠમી—નવમી અને દશમી એ પોત પોતાના મૃદુ અસ્થિ સાથે જોડાયલી છે અને અગીયારમી તથા બારમી એ બન્ને આગળથી જુદી છે તેમજ છાતીના મધ્ય ભાગમાં જે હાડકાં છે. તેનું નામ ઉરફલક છે. અર્થાત્ તેનો આકાર फलक ફેણુ જેવો છે અને તે છાતીના સન્મુખ નીચલા ભાગની ત્રણ બાજુમાં સંબંધ રાખે છે.

ઉરફલાસ્થિના આઠ કટકા હોય છે. અને તે જ્યાં સાત પાંસળીઓ છે, તેની સાથે જોડાયલાં છે. એટલે સાત કટકા એ અને આઠમો એક સાતની નીચે છેડ્લો હોય છે. એવી રીતે ઉરફલાસ્થિ આઠ હોય છે.

હવે પાછલા ભાગમાં કેટલાં હાડકાં છે તે જોઇએ.

ત્ર્ટોત્રંસત—પીઠમાં ત્રીસ અસ્થિ છે. આ ઠેકાણે કોઇ એવી શંકા કરે કે, જ્યારે ઉપર માથાથી કસેરૂ સુધી અને પીઠથી કસેરૂ સુધીના સાત અને બાર હાડકાંનું વર્ણન તો થઇ ગયું પણ આ અસ્થિ તે સિવાયના બીજા ત્રીસ છે જે નીચે પ્રમાણે છે.

શરીરના મધ્ય ભાગનો મુખ્ય આધાર "પૃષ્ટ વંશ" (કમર)ના ઉપર છે. અને એનાજ આશ્રયથી હાથ, પગ, માંથુ વિગેરે જગ્યાના હાડકાં એક બીજા સાથે જોડાઇને રહેલાં છે. એ "કસેરૂક" અર્થાત્ કરોડના હાડકાં એક એકના ઉપર ગોઠવાયલાં રહે છે તેમજ એની ગોઠવણ એવી છે કે તેને જેમ વાગળું હોય તેમ એક બીજા સાથે જોડાયલા રહીને વળે છે. અને તેની સંખ્યા ચોવીસની હોય છે. અને વચમાંથી થોડુ કમાન જેવું અને નીચેના ભાગમાં કમ્મર આગળ જરા જાડું હોય છે.

હવે ઉપર કહેલાં ત્રીસ હાડકાં નીચે પ્રમાણે હોય છે કટીકશેરૂકનાં મૃદુ હાડકાં પાંચ છે.

ત્રીકાસ્થી પાંચ છે.

ત્રીકાસ્થિની સાથે જોડાયલાં મૃદુ હાડકાં પાંચ છે.

**અનુત્રીકાસ્થિ** ચાર છે.

તેમજ અનુત્રીકાસ્થિની સાથેના મૃદુ અસ્થિ ચાર છે તેમજ શ્રોણી ફલકાસ્થિ તથા એનુંજ સુક્ષ્માસ્થિ એ બે છે.

ઉપર પ્રમાણે શરીરના જુદા જુદા ભાગો મળીને કુલ હાડકાંની સંખ્યા ત્રણુસો થાય છે, અને એજ પ્રમાણે શલ્ય તંત્રમાં પણ એટલાંજ હાડકાં ગણાવ્યાં છે.

આપણામાં પ્રાચીનમાં પ્રાચિન વેદ મનાતા આવ્યા છે, અને તે વેદમાંતો મનુષ્ય શરીરમાં અસ્થિની સંખ્યા ૩૬૦) માનેલી છે, અને ત્યાર પછી હજારો વર્ષ પછી આપણાં ધન્વંતરી ભગવાન થયા તેણે શરીરમાં ૩૦૦) અસ્થિ ગણાવ્યા છે, અને તે પ્રમાણે હાલ મોજુદ છે. અર્થાત્ વેદના કાળમાં જે ૩૬૦) અસ્થિ મનુષ્ય શરીરમાં હતાં તે પરીવર્તન થતાં થતાં ધન્વતરીના કાળમાં ત્રણુસો રહ્યા એ વાત માનવામાં ઘણાને શંકા થશે પણ એ વાત તો સિદ્ધજ છે કે વૈદિક કાળમા આજના કરતાં માણસોના શરીર મજબુત તેમજ મોટા હતા અને તેનો ક્રમાનુસાર નાશ થઈ આજ આપણા શરીર નિરમાલ્ય જેવી દશામાં રહી ગયા છે. અર્થાત આગલા કાળમાં જ્યારે શરીરો દ્રઢ હતા ત્યારે અસ્થિઓ પણ વધારે દ્રઢ હોવા જોઇએ જે ધીરેધીરે પરીવર્તન થતાં થતાં આજે એવી નરમ દશામાં આવી ગયાં કે જેની ગણના અસ્થિમાંથી નીકળીને બીજાજ રૂપે થવા લાગી અને આગળ જતાં હાલના જે મૃદુ અસ્થિ છે તેની ગણના પણ કદાચ અસ્થિમાંથી નીકલી જશે કે જેવી રીતે

હાલના પાશ્ચિમાત્ય વિદ્વાનો માને છે. અર્થાત્ હાલના પશ્ચિમના વિદ્વાનો કેટલાંક સૂક્ષ્મ અસ્થીને હાડકામાં ગણતા નથી પણ આપણા શાસ્ત્રમાં તો તલ જેવડા હાડકાંને પણ હાડકાંમાં ગણ્યા છે. અને તેજ કારણથી આપણી અને તેઓની સંખ્યામાં મોટો ફેર દેખાય છે.

આ સંસાર પરીવર્તનશીલ હોવાથી પહેલાં એટલે વેદ કાળમાં મનુષ્ય શરીરમાં ત્રણસોને સાંઠ અસ્થિ હોવાનો પુરેપુરો સંભવ છે કારણ ધીરે ધીરે દ્રઢ ઉપરથી મૃદુ અને મૃદુમાંથી વિલીનતા થતા થતા ધન્વતરી માહારાજના સમયમાં સાંઠ હાડકાં વિલીન થઇને માત્ર ત્રણસો રહી ગયા. અને ત્રણશોમાંથી પણ વખતે કેટલાંક સૂક્ષ્મ અસ્થિઓ વિલીન થવાની દશામાં આવ્યા હોય અને તેજ કારણથી હાલના વિદ્વાનોએ તેને હાડકાંમાં નહી ગણ્યા હોય તો તેઓની સંખ્યા ઓછી થાય એમાં નવાઈ જેવું નથી. વળી પશ્ચિમાત્ય વિદ્વાનો દાંતના બત્રીશ હાડકાંને હાડકાંમાં ગણતાં નથી અને આપણાં શાસ્ત્રકારે એને હાડકાંમાં ગણાવ્યા છે જેથી વાજબી રીતે આપણાં શાસ્ત્ર પ્રમાણે આજકાલના મનુષ્ય શરીરમાં ત્રણસો હાડકાં છે એ વાત નિરવીવાદ સીદ્ધ થાય છે.



# શરીરની સાત ચામડીઓના નામ અને તેનું વર્ણન.

સિધ્મ નામના ત્વચાના વ્યાધિઓ કે જેમાં શિળસ કરોળીયાના ચાંઠા અને લુખસ કે ઘવડો અને દરાઝ વિગેરેનો સમાવેશ થઈ જાય છે તે પેહેલી ચાંમડીમાં ઉત્પન્ન થાય છે, અને તેને **અવભાસિનિ** એવું નામ આપવામાં આવ્યું છે, બીજી ચામડી જે **લોહિતા** નામે ઓળખાય છે તેમાં ખસ, ખુજળી, તાપોડીયાંના ફોલ્લા વિગેરે ઉત્પન્ન થાય છે, અને ઘણે ભાગે લોહીમાં બગાડ ઉત્પન્ન થવાથી તે વિશેષ થતા જોવામાં આવે છે. ત્રીજી **શ્વેતા** નામની ચામડીમાં ચર્મદળ નામે શરીર સડાનો રોગ ઉત્પન્ન થાય છે. અને **તામ્રા** નામની ચોથી ચામડીમાં કિલાસ અને ચિત્રકુષ્ટ નામનો શરીર સડાનો રોગ ઉત્પન્ન થાય છે.

મોહોટો શરીર સડાનો રોગ કે જેને માહાકુષ્ટ કહે છે તે પાંચમી **વેદિની** નામની ચામડીમાં થાય છે એવો આયુર્વેદવેત્તાઓનો સિદ્ધાંત છે. અને એ મહાકુષ્ટને અસાધ્ય ગણવામાં આવ્યો છે. છઠ્ઠી ચામડી જેને **રોહીણી** નામ આપવામાં આવ્યું છે, તેમાં ગળાની ગાંઠો તેમજ મોહોટાં ગડગુમડો અને પાઠાં વિગેરેના દરદો ઉત્પન્ન થાય છે અને તે મહામુશિબતે સારા થાય છે. સાતમી **સ્થુળા** નામની ચામડીમાં થનારા દરદો ઘણાજ ભયંકર હોય છે, જેવા કે ન્હારુ, ભગંદર, કંઠમાળા, વીગેરેના દરદો અસાધ્ય થઇ ગયા પછી સારાં થતા નથી.



# વાયુ, પિત્ત અને કફ ત્રણે દોષોનું શરીરમાં સ્થાન અને તેનું કાર્ય.

વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષ–ત્રિધાતુ કહેવાય છે, અને તે શરીરની ઉત્પત્તિથી તે નાશ થતા સુધી શરીરનાં જુદા જુદા સ્થાનોમાં રહી પોતપોતાનું કાર્ય રાત દિવસ કર્યાજ કરે છે, જ્યાં સુધી તે સમાન સ્થિતિમા હોય છે ત્યાંસુધી તે **ત્રિધાતુ**ના રૂપમાં રહી શરીરનું રક્ષણ અને પોષણ કરે છે પણ જ્યારે તેમાં વિક્રિયા ઉત્પન્ન થવાથી તેનો પ્રકોપ થાય છે અને રસાદિ ધાતુને બગાડે છે. ત્યારે દોષનું રૂપ લઈ વ્યાધિ ઉત્પન્ન કરે છે.

શરીરમાં પાંચ સ્થાને પાંચ પ્રકારના વાયુ, પાંચ સ્થાને પાંચ પ્રકારના પિત્ત, અને પાંચ સ્થાનમાં પાંચ પ્રકારના જુદુ જુદુ કાર્ય કરનારા કફ રહે છે. અને તેજ શરીરનું ધારણ અને બંધારણનું કાર્ય કરે છે. આ ત્રણેમાં વાયુ વધારે બળવાન છે અને સૂક્ષ્મ તથા ચંચળ અને શીતળ હોવાથી તે મળ, મુત્ર, પિત્ત, કફ વીગેરેને ફાવે ત્યાં ઘસડી જાય છે. મલાશયમાં એટલે ઝાડા, પિશાબ આદિ મળના સ્થાનમાં જે વાયુ રહે છે તેને **અપાન** એવું નામ આપવામાં આવ્યું છે. તેમજ કોઠામાં અગ્નિસ્થાનમાં જે વાયુ રહે છે તેને **સમાન** વાયુ એવું નામ આપવામાં આવ્યું છે. હૃદયસ્થાનમાં રહેનારો વાયુ પ્રાણ વાયુના નામથી ઓળખાય છે, અને ગળામાં રહેનાર વાયુને **ઉદાન** વાયુ કહેવામાં આવે છે. તેમજ જે વાયુ આખા શરીરમાં ફરતોજ રહે છે તેને **વ્યાન** વાયુ કહે છે, એવી રીતે પાંચ

સ્થાને પાંચ પ્રકારનું પિત્ત રહે છે, તે ગરમ અને પાણી જેવું પાતળું છે. અને તેનો રંગ પીળો અથવા લીલો હોય છે તેનો સ્વાદ કડવો કે તીખો હોય છે, પણ જ્યારે તેની સાથે ગરમી મળે છે અને તે બગડે છે ત્યારે ખાટું થઈ જાય છે.

**પાચક** નામનું પિત્ત જે કોઠાના અગ્નિસ્થાનમાં રહી ખાધેલા પીધેલા તમામ ખોરાક પાચન કરી તેનો રસ ઉત્પન્ન કરે છે તેનું પ્રમાણ માત્ર તલ જેટલુંજ છે. છતાં દરેક જાતના આહારને પચાવી શરીરના પોષણનું કાર્ય કરે છે, તેનું સ્વરૂપ અગ્નિ જેવું તીવ્ર છે. આખા શરીરની ચામડીમાં રહેનારૂં **ભ્રાજક** નામનું પિત્ત પણ ઘણું મહત્વનું કાર્ય કરે છે, શરીરના ઉપર લેપ જેવી ચોપડેલી વસ્તુને અને તેલાદીકથી મર્દન કરેલી વસ્તુને અંદરથી ચુસીને તેની અસર ઠેઠ સુધી પહોંચાડે છે. એટલુંજ નહિ પરંતુ ચામડીને સુંવાળી રાખી શરીરની કાન્તિમાં વધારો કરે છે. **રંજક** નામનું પિત્ત શરીરમાં રહી એથી પણ વધારે અગત્યનું કામ બજાવે છે. તે શરીરના કોઠામાં ડાબી બાજુએ કે જ્યાં બરોળની ગાંઠ આવેલી છે અને જેને **પ્લિહાનુ** નામ આપવામાં આવ્યું છે તે તલ્લિની જગાએ તથા ફેફસાદિકમાં રહી ખાધેલા ખોરાકનું લોહી ઉત્પન્ન કરે છે. અને તે લોહી યકૃતમાં થઇ શિરાઓ વાટે આખા શરીરમાં ફેલાય છે. **આલોચક** નામનું પિત્ત આંખોના ડોળાના મધ્ય ભાગમાં રહે છે. એ પિત્તના તેજ વડે આખી સૃષ્ટિસૌંદર્યનું નિરીક્ષણ થાય છે. એ પિત્ત નષ્ટ થઇ જવાથી આંખે અંધાપો આવે છે. **સાધક** નામનું પિત્ત શરીરમાં રહી મેધા અને પ્રજ્ઞારૂપ જે બુદ્ધિ, તેને ઉત્પન્ન કરે છે. એવી રીતે શરીરમાં પાંચ જુદી જુદી

જગ્યાએ પાંચ પ્રકારના પિત્ત પોતપોતાનું કાર્ય કરી રહ્યા છે, અને એવીજ રીતે શરીરના જુદા જુદા ભાગોમાં પાંચ સ્થાને પાંચ પ્રકારના કફ રહે છે. તે ચીકણો, વજનદાર, સફેદ, સુંવાળો અને શીતળ ગુણવાળો ગણાય છે. તેમાં તમોગુણ અને મધુરતા છે. તેની સાથે જ્યારે ગરમી મળે છે અને તે બગડે છે અથવા તો તે પાકી જાય છે ત્યારે સ્વાદે ખારો થઈ જાય છે. તે શરીરની સ્થિરતા અને પુષ્ટતાને ધારણ કરી રહેલો છે. આમના સ્થાનમાં જે કફ રહે છે તેને **ક્લેદન** એવું નામ આપવામાં આવ્યું છે, અને **સ્નેહન** નામનો કફ મસ્તકે રહે છે. **રસન** નામનો કફ ગળામાં રહેલો હોય છે. અને હૃદયમાં રહેનારા કફને **અવલમ્બન** નામ આપવામાં આવ્યું છે. તેમજ શરીરના દરેક સાંધાઓમાં જે વ્યાપિને રહેલો છે, તેને **શ્લેષ્મક** એવું નામ આપવામાં આવ્યું છે. એવી રીતે આખા શરીરમાં પાંચ સ્થાને પાંચ પ્રકારના કફ પોતપોતાનું કાર્ય કરી રહેલા છે.

આ ત્રણે ધાતુઓ શિવાય શરીરનો વ્યવહાર ચાલી શકતો નથી.

અમદાવાદમાં ભરાયલા પ્રથમ પ્રાંતિક વૈદ્ય સંમેલનના પ્રમુખ પ્રાણાચાર્ય ડાકટર પોપટભાઇ પ્રભુરામનું પ્રમુખ-સ્થાનેથી આપેલું ભાષણ આ વિષયનેજ લગતું અને વધારે સચોટ રીતે બંધબેસતું હોવાથી જે અત્રે દાખલ કીધું છે તે સર્વેને વાંચી મનન કરવા લાયક છે.



# ગુજરાત પ્રાંતિક વૈદ્યસંમેલનના પ્રમુખ પ્રાણાચાર્ય ડૉક્ટર પોપટ પ્રભુરામ, એલ. એમ. એન્ડ એસ., એઓએ આપેલું ભાષણ.



વિદ્વાન ચિકિત્સકો, સુશીલ બ્હેનો અને માનવંત ગૃહસ્થો,

આજના આ અનુપમ સંમેલનના પ્રમુખપદ ઉપર મારી નિમણુંક કરી મને જે માન આપે આપ્યું છે, તેને માટે હું આપ સર્વેનો અંતઃકરણથી આભાર માનુંછું. ગુજરાતના પાટનગર અમદાવાદમાં આયુર્વેદ સંબંધે વૈદ્યોનું સંમેલન થવાની લાંબો વખત થયા જરૂર હતી, કારણ કેહેવાતા આગળ વધેલાં મુંબઇ, અને પાછળ રહેલા કાઠિયાવાડને એક બીજા સાથે સંબંધમાં લાવનાર અમદાવાદજ કહી શકાય. યુરોપ અને અમેરિકા જેવા દુર દેશો તરફથી પ્રથમ હિન્દુસ્થાનમાં પ્રવેશ કરવાને માટે મુંબઇ પહેલું સ્થળ છે. અને તેને લીધે વિદેશી જનસમુહ, વિદેશી વિદ્યા, વિદેશી રીતભાત અને વિદેશી આચાર વિચારમાં કમનસીબે તે વધારે નીચે ઉતરતું જાય છે. ઉત્તરમાં અમદાવાદ અને દક્ષિણમાં પુના, આ કમનસીબીમાં આવ્યા નથી, અને તેથી આર્યાવર્તની પ્રાચીન રીતભાત, પ્રાચીન વિદ્યા, અને પ્રાચીન આચાર વિચાર જેટલા મુંબઇએ ખોયા છે, તેટલી હદ સુધી તે ખોવાની કમનસીબી અમદાવાદ અને પુનાને પ્રારબ્ધે આવી નથી.

આમ હોવાથી આજનો અગત્યનો વિષય આયુર્વેદ, જેનો ખરો અર્થ જીવનશાસ્ત્ર અને ચિકિત્સા, એ થાય છે.

તે ચર્ચવાને માટે અમદાવાદ ખરેખર એક યોગ્ય સ્થળ કહેવાય એમાં કાંઈ શક નથી.

## પ્રાચીનકાળમાં આયુર્વેદનો લાભ પશ્ચીમના દેશોમાં લેવાતો હતો.

## Western Countries took advantage of Ayurvedic Practice in Olden Times.

આયુર્વેદ પ્રાચીન કાળમાં એકલા ભારત વર્ષમાંજ નહિ, પણ સંપુર્ણ જગતમાં પ્રચલિત હતો, એમ માનવાને આપણી પાસે સબળ કારણો છે. તિબી શાસ્ત્રમાં આયુર્વેદનાં ઘણાં સૂત્રો જોવામાં આવે છે એમ એ શાસ્ત્રવેત્તા પ્રખ્યાત હકીમ અજમલખાન થોડા વખત પેહેલાં પ્રભુરામ અયુર્વેદિક કોલેજની મુલાકાતે આવ્યા હતા, તે વખતે તેઓએ પોતાના ભાષણમાં જણાવ્યું હતું. આ ઉપરથી જણાય છે કે અફગાનિસ્થાન, ઇરાન, અરબસ્તાન અને તુર્કસ્તાન, જ્યાં તિબી શાસ્ત્ર પ્રચલિત છે, ત્યાં આયુર્વેદનાં સિદ્ધાંતોનો ઉપયોગ થતો હતો, આયુર્વેદની મુખ્ય નિદાન તથા ચિકિત્સાની પ્રણાલી, જે વાત, પિત્ત અને કફ ઉપર આધાર રાખે છે, તે એક અથવા બીજા રૂપમાં એક વખત યુરોપખંડમાં પ્રચલિત હતી એમ માનવાને કારણ મળે છે; કારણ આતો હવે સર્વમાન્ય વાત છે કે, આયુર્વેદને આધારે તિબી શાસ્ત્ર લખાયું, તેનો તરજુમો અરબીમાં થયો, ત્યાંથી ગ્રીસ દેશમાં તેનો પ્રચાર થયો, અને ગ્રીક ભાષામાંથી તેનો તરજુમો લેટિન ભાષામાં થયો, જેમાંથી પાશ્ચિમાત્ય વૈદ્યકશાસ્ત્રનો જન્મ થયો. વાત, પિત્ત અને કફની પ્રણાલી, યુરોપમાં આમ એક ભાષામાંથી બીજી ભાષામાં તરજુમા થતી વખતે, તેને બરાબર રીતે ન સમજનાર અથવા સમજવાની સહેજ પણ કોશેશ ન કરનાર

માણસોના હાથમાંથી નીકળી ગઈ; અને વાત એટલે પવન અથવા wind, પિત્ત એટલે ઉલટીમાં નીકળતો પીળો પદાર્થ અથવા bile, અને કફ એટલે બલગમમાં પડતો ચીકણો પદાર્થ અથવા phlegm, એવી ખેદકારક ખોટી માન્યતા તેઓનાં મનમાં ઘર કરી ગઇ. પરિણામે પાછળથી થયેલા વિદ્વાન શોધકોને, યુરોપમાં એ પ્રણાલીની ઉપયોગીતા સમજવામાં આવી નહિ, અને તે ઉપરથી પશ્ચિમના દેશોમાં તે તદન નાશ પામી. આમ હોવાથી આયુર્વેદની નિદાન તથા ચિકિત્સા કરવાંની એ ઉત્તમ વાત, પિત્ત અને કફની પ્રણાલી માત્ર આર્યાવર્તમાંજ રહી, અને તેથી તે પ્રણાલી મુકી દેનાર ચિકિત્સકોને રોગીનું બગડેલું સ્વાસ્થ્ય સુધારવાને માટે કેટલે આડે અને લાંબે મારગે તે કામ કરવું પડે છે, તે તે પ્રણાલીથી કામ કરનાર સર્વ ચિકિત્સકો સારી રીતે સમજી શકે છે.

### વાત, પિત્ત અને કફ એ શું છે?

### What is Vata, Pitta and Kafa?

ગૃહસ્થો! વાત, પિત્ત અને કફ એ શું છે, અને કેવી રીતે નિદાન અને ચિકિત્સામાં તે ચિકિત્સકોને ઉપયોગી થઈ પડે છે, તે સમજવાની દરેક ચિકિત્સકને ખાસ જરૂર છે; કારણ એ પ્રણાલીથી કામ કરનાર ચિકિત્સકને, તે પ્રણાલી ન સમજનાર ગમે તેવા ચિકિત્સક કરતાં કેટલો સહેલાઈથી અને કેટલી ત્વરાથી યશ મળી શકે છે, તે વારંવાર પ્રત્યક્ષ જોવામાં આવે છે.

### વાત, પિત્ત અને કફ એ વૈદ્યકવિદ્યાની બારાખડી છે.

### Vata, Pitta and Kafa is the Alphabet of Ayurved

ગૃહસ્થો, વિદેશી વૈદ્યક વિદ્યાના ચિકિત્સકોની જાણ માટે મારે કેહેવાની જરૂર છે કે જેમ એક બાળકને અભ્યાસની

શરૂઆત માટે બારાખડી શીખવાની જરૂર છે, તેમ એક ચિકિત્સકને વૈદ્યકશાસ્ત્રની શરૂઆત માટે વાત, પિત્ત અને કફની પ્રણાલી સમજવાની જરૂર છે.

વાત એ કંઈ પવન નથી, પણ જીવન જાળવી રાખવા સંબંધની દરેક ક્રિયા છે અને તે કાર્યને સંબંધે કામ કરતા સર્વ અવયવોને ગતિ આપનાર એક મહાન શક્તિ છે. પિત્ત એ કાંઇ ઉલટી અથવા ઝાડામાં પડતો પીળો પદાર્થ નથી, પણ શરીરમાં થતી જુદી જુદી ક્રિયાઓ, જેમાં ખાસ કરીને શરીરની ઉષ્ણુતા યોગ્ય પ્રમાણમાં સાચવી રાખવી, જેથી પચનક્રિયા બરાબર થઈ શકે, તથા તેને પરિણામે રક્તની ઉત્પત્તિ અને વૃદ્ધી થાય, એટલુંજ નહિ પણ શરીર સ્વાસ્થ્ય માટે જરૂરના જુદા જુદા રસો પણ તૈયાર થઈ પોતાનું કાર્ય કરે, અને તે સર્વ ક્રિયા થતાં, તેમાંથી ઉત્પન્ન થયેલા ઉપયોગી પદાર્થોને ગૃહણ કરી, નિરૂપયોગી પદાર્થોને મળમૂત્રદ્વારા બહાર કહાડી નાંખવાને યોગ્ય સ્થિતિમાં મુકે એ, જે શક્તિ, તે પિત્ત છે. કફ એ કંઈ ખાંસી આવીને બહાર પડતો ચિકણો પદાર્થ નથી, પણ શરીરની ઉષ્ણુતા ઉપર કાબુ રાખી, શરીરને એક પ્રકારની ઠંડક આપનાર અને શરીરનું તંત્ર સારી રીતે ચલાવવાને ઉપયોગમાં આવતા જુદા જુદા રસો અને સ્નિગ્ધ પદાર્થોને ઉત્પન્ન કરનાર એક શક્તિ છે.

## ત્રિધાતુ તથા ત્રિદોષની સમજણ.

## Explanation of Tridhatu and Tridosha.

આ વાત, પિત્ત અને કફ એ ત્રણ શક્તિઓ, તે તે શક્તિની ઉત્પત્તિને લગતાં શરીરનાં જુદાં જુદાં અવયવોનાં એકત્રિત કાર્યોથી ઉત્પન્ન થાય છે, અને તેથી તે અવયવોનાં કાર્યોમાં ન્યુનાધિકતા થતાં એ શકિતઓનાં કાર્યોમાં પણ

ન્યુનાધિકતા થવા સંભવ હોવાથી, જ્યાંસુધી વાત, પિત્ત અને કફનાં કાર્યો શરીરમાં સમાન સ્થિતિમાં થતાં હોય, ત્યાંસુધી તેને ત્રિધાતુ કહેવામાં આવે છે, અને તેને લીધે શરીર સ્વાસ્થ્ય સારી સ્થિતિમાં રહે છે. પણ તે કાર્યમાં ન્યુનાધિકતા થાય તો તેને લીધે શરીરમાં જુદા જુદા રોગો ઉત્પન્ન થવા સંભવ છે, અને તેવે વખતે તેને ત્રિદોષ કહેવામાં આવે છે. આ ત્રિદોષ અને ત્રિધાતુની પ્રણાલી રોગોની સ્થિતિનું નિદાન કરવાને તથા તેની ચિકિત્સા નક્કી કરવાને એક આયુર્વેદિય ચિકિત્સકને એટલી બધી ઉપયોગી છે, કે તેનો વાસ્તવિક અભ્યાસ કર્યા વગર શાસ્ત્રીય રીતે નિદાન અથવા ચિકિત્સા કરવાનું તેને માટે તદ્દન અશક્ય થઇ પડે છે. રોગોનું નિદાન અને ચિકિત્સા કરવાની આ શૈલી પુર્ણ શાસ્ત્રીય અને એટલી બધી વિદ્વતાભરેલી છે કે એક વખત તે સમજ્યા પછી કોઈપણ ચિકિત્સકને કોઇપણ ભયંકર રોગમાં પોતાનો માર્ગ સરળતાથી લેવાને તે બહુજ ઉપયોગી-થઈ પડે છે.

## ઋતુ, રોગ અને ત્રિધાતુ તથા ત્રિદોષનો એક બીજા સાથે સંબંધ.

## Connection of different Diseases with different Seasons as well as Triedhatu and Tridosha.

જુદી જુદી ઋતુઓને જુદા જુદા રોગો સાથે કેટલો નિકટનો સંબંધ છે તે આ પ્રણાલી ઉપરથી સહજ સમજી શકાય છે. વિદેશી વૈદ્યકશાસ્ત્રોમાં તે સમજવાને કોઈ પણ પ્રકારના શાસ્ત્રીય નિયમો અથવા પદ્ધતિ આજ સુધી તેની આટલી શોધો છતાં પણ જોવામાં આવેલ નથી. આયુર્વેદને આધારે દરેક સાધારણ વૈદ્ય સારી રીતે સમજી શકે છે કે અમુક ઋતુઓમાં મનુષ્યના શરીરમાં અમુક ધાતુ, વાત.

પિત્ત અથવા કફ ન્યુનાધિક થઈ તે દૂષિત થાય છે, અને તેને પરિણામે અમુક રોગોને ઉત્પન્ન કરવાને કારણભુત થાય છે. આમ હોવાથી વિદેશી વૈદ્યશાસ્ત્રવેતા જ્યારે રોગો ઉત્પન્ન થયા પછી તે મટાડવાને માટે ઉપાયો યોજવાને માટેજ માત્ર સામર્થ્યવાન હોય છે, ત્યારે આયુર્વેદીય ચિકિત્સક અમુક રોગ અમુક ઋતુમાં ઉત્પન્ન થવા સંભવ છે તે પેહેલાંથી સમજી, તેને અટકાવવાને માટે પ્રથમથીજ તેને માટેના નિયમો પાલન કરવાને પોતાના રોગીને સુચના આપે છે. આયુર્વેદનો ગા એક સિદ્ધાંત છે કે ગ્રીષ્મ ઋતુમાં અમુક, શરદ ઋતુમાં અમુક, વર્ષાઋતુમાં અમુક, એમ દરેક ઋતુમાં અમુક ધાતુ ન્યુનાધિક થવા સંભવ છે, અને તેથી વાત ન્યુનાધિક થાય તો અમુક રોગો, પિત્ત ન્યુનાધિક થાય તો અમુક રોગો, અને કફ ન્યુનાધિક થાય તો અમુક રોગો થાય છે.

## રોગીની પ્રકૃતિ સાથે વાત, પિત્ત અને કફનો સંબંધ.

## Connection of Patien's temperament with Vata, Pitta and Kafa.

એ ન્યુનાધિક વાત, પિત્ત અથવા કફ અમુક રોગી ઉપર વધારે, અને અમુક રોગી ઉપર ઓછી અસર કરી શકે છે.

વાત જે રોગી ઉપર વધારે અસર કરે છે તે રોગી વાત પ્રકૃતિવાળો કહેવાય છે, પિત્ત જે રોગી ઉપર વધારે અસર કરે છે તે રોગી પિત્ત પ્રકૃતિવાળો કેહેવાય છે, અને કફ જે રોગી ઉપર વધારે અસર કરે છે તે રોગી કફ પ્રકૃતિવાળો કેહેવાય છે. વિદ્વાન વૈદ્ય પોતાના રોગીના નિરંતરના સહવાસથી પ્રથમથીજ સમજી શકે છે કે તેનો રોગી વાત પ્રકૃતિવાળો, કફ પ્રકૃતિવાળો કે પિત્ત પ્રકૃતિવાળો છે,

અને તેથી જુદી જુદી ઋતુમાં તેને શું શું રોગ થવાનો સંભવ છે, તે પેહેલાંથીજ તેના ધ્યાનમાં રહે છે. આ વાત, પિત્ત અને કફની પ્રકૃતિ પેઢી દર પેઢી ઉતરતી હોવાથી, ઘણી વખત આખાં કુટુંબો વાત, પિત્ત અથવા કફ પ્રકૃતિવાળાં પેઢી દર પેઢી જોવામાં આવે છે, અને તેથી એક વિદ્વાન વૈદ્ય જે કુટુંબને તે જાણતો હોય તે કુટુંબની ચિકિત્સા સેંકડો ગાઉ દુરથી પણ કરી શકે છે.

## રોગીની નાડીનો વાત, પિત્ત, કફ સાથે સંબંધ.

## Connection of Patient's Pulse with Vatta Pitta and Kafa.

વળી આની અંદર વિશેષ અજાયબ અને મહત્વની બાબત તો એ છે કે એ વાત, પિત્ત અને કફની વિકૃતિ વખતે એક માણસની નાડીમાં જુદા જુદા ફેરફાર થાય છે. આ ફેરફારો દરેક વૈદ્યે જાણવાની ખાસ જરૂર છે, અને તેનું શિક્ષણ તે વૈદ્યશાસ્ત્રનાં શિક્ષણનો એક અતિ ઉપયોગી વિભાગ છે. જ્યારે દરેક રોગમાં, શરીરની વધારે ઓછી ઉષ્ણુતામાં, હૃદયના રોગો (Heart diseases)માં ફેફસાનાં રોગો (Lung diseases)માં, વિગેરે પ્રત્યેક જુદા જુદા રોગોમાં નાડીમાં ફેરફાર થાય છે, તે કોઈપણ ડાકટરથી અજાણ્યું નથી, ત્યારે શરીરમાં વાતનો પ્રકોપ હોય, પિત્તનો પ્રકોપ હોય અથવા કફનો પ્રકોપ હોય તો તેમાં પણ નાડીમાં ફેરફાર થાય તે સ્વાભાવિક છે. આ પ્રમાણે નાડીને વાતની નાડી, પિત્તની નાડી, અને કફની નાડી, એવાં નામો સાધારણ રીતે અપાયેલાં હોય છે. વાતના પ્રકરણમાં વાયુના કયા કયા રોગો અને વાતનાં શું શું લક્ષણો હોય છે તે સમજાવવામાં આવેલું હોય છે. પિત્તનાં પ્રકરણમાં તેજ પ્રમાણે પિત્તના રોગો તથા તેનાં લક્ષણો લખવામાં આવેલાં

હોય છે, અને કફના પ્રકરણમાં કફના રોગો અને તેનાં લક્ષણો જણાવેલાં હોય છે.

## નાડીથી રોગનું નિદાન કેવી રીતે થાય છે?

## How the disease is diagnosed by Pulse?

આ ઉપરથી રોગીને કંઈપણ પ્રશ્ન કર્યા વગર, ઉપર જણાવેલી રીતે વાતની નાડી હોય તો અમુક અમુક રોગો કફની નાડી હોય તો અમુક અમુક રોગો, અને પિત્તાની નાડી હોય તો અમુક રોગો તે રોગીને હોવા જોઇએ એમ એક વૈદ્ય નક્કી કરી શકે છે, અને તે પછી પણ રોગીને પ્રશ્ન પુછવાનો સંયોગ ન મળે તો, રોગીનાં શરીર ઉપર જોવામાં આવતાં લક્ષણો તથા ચિન્હોથી તે, એક પણ પ્રશ્ન રોગીને કર્યા વગર, રોગનુ નિદાન કરવાને શક્તિવાન થવાનો સંભવ છે. અલબત આ કાર્યને માટે લાંબા વખતનો અનુભવ અને હજારો માણસોની નાડી જેના હાથમાં આવી ગઈ હોય, તેવા વિદ્વાન વૈદ્યની જરૂર છે. એવા વૈદ્યના હાથમાં નાડી આપવાથી રોગ પારખી શકાતો નથી એમ માનવું તે તો અસંભવિતજ છે, પણ શિક્ષણ અથવા અનુભવની ખામીને લીધે, જેમ બેરિસ્ટરો અને ડાકટરો ભુલ કરે છે, તેમ એક વૈદ્ય ભૂલ કરે, એ બની શકે તેવું છે.

નાડીથી રોગ નક્કી કરવાની પદ્ધતિ આ પ્રમાણે કેવળ શાસ્ત્રીય છે, અને તેથી પૂજ્ય મહાત્મા ગાંધીએ, કલકત્તામાં અષ્ટાંગહૃદય રૂગ્ણાલયનો પાયો નાખતી વખતે એ બાબતમાં જે કહ્યું હતું, તે વૈદકશાસ્ત્ર અથવા આયુર્વેદના આ સિદ્ધાંતો તેમની જાણમાં ન હોવાથીજ કહેલું હોય એમજ આપણે માનવું જોઇએ.

આ પ્રમાણેની સિદ્ધ થયેલી પ્રણાલીને લીધે, એક આયુર્વેદીય ચિકિત્સક રોગીને રોગ થયા પછી તે મટાડવાને

સામર્થ્યવાન થાય છે તેમાં તો શક નથી, પણ તે રોગીને રોગ થવાના સંભવો ઉત્પન્ન થવાનું પ્રથમથીજ જાણી, તે અટકાવવાને માટે પણ યોગ્ય પગલાં લેવાને તે પ્રથમથીજ સામર્થ્યવાન થાય છે. ગૃહસ્થો આજે પણ વિદ્વાન આયુર્વેદિય ચિકિત્સકોની પદ્ધતિ છે કે, તેઓ પોતાના રોગીને બદલાતી ઋતુમાં, તેઓની પ્રકૃતિ ઉપર ધ્યાન આપી, તેઓએ અમુક રીતેજ વર્તવું એમ સુચના આપે છે, જેથી ભવિષ્યમાં ઉત્પન્ન થવાના ઘણા મહાન રોગોનો તેઓ પ્રથમથીજ પ્રતિબંધ કરી શકે છે.

જગતની સપાટી ઉપર નિદાન ચિકિત્સા કરવાના તથા સ્વાસ્થ્ય સાચવવાના આવી ઉત્તમ રીતે ઘડાયેલા નિયમો, બીજા કોઇપણ વૈદ્યકશાસ્ત્રમાં જોવામાં આવતા નથી; અને જ્યાંસુધી આપણાં આયુર્વેદ શિવાય જે વૈદ્યકશાસ્ત્ર સાથે આપણને હાલ વધારે સંબંધ છે, તે ઇંગ્રેજી વૈદ્યકશાસ્ત્રના જ્ઞાતાઓ, વાત, પિત્ત અને કફની આ પ્રણાલી, નિદાન ચિકિત્સા કરવાની અને શરીરનું સ્વાસ્થ્ય સાચવવાની એક ઉપયોગી પદ્ધતિ તરીકે કબુલ નહિ કરે, ત્યાંસુધી અંગ્રેજી વૈદ્યશાસ્ત્રના ગમે તેટલા શોધો અને સુધારા વધારા છતાં, તે આયુર્વેદીય ચિકિત્સા અને નિદાનની બરોબરી કરવાને કોઈ પણ દિવસ સામર્થ્યવાન થશે નહિ.

## આયુર્વેદની હાલની સ્થિતિ

## Present position of **Ayurved.**

ગૃહસ્થો આ બાબત મને આપણી હાલની સ્થિતિ અને આપણાં અસ્તિત્ત્વની ઉપયોગિતા ઉપર લઈ આવે છે. મારા પ્રિય સિકિત્સક બંધુઓ, મારાં સુશીલ બ્હેનો અને માનવંત ગૃહસ્થો, જે પદ આજે આપે મને આપ્યું છે અને જે પદને ન્યાય આપવા હું આપની આગળ ઉભો

છું. તે પદ ઉપરથી, આયુર્વેદ તરફના કોઈ પણ જાતના પક્ષપાત વગર, અને વિદેશી વૈદ્યકશાસ્ત્રો તરફના કોઈપણ જાતના તિરસ્કાર વગર, જેમ એક કોર્ટમાં એક સાક્ષી જુબાની આપે તેમ હું કહું છું, કે જો આપણે વિદ્વાન વૈદ્યોનો મોભો જાળવી રાખીશું, અને નવા વિદ્વાન ચિકિત્સકોને ઉત્પન્ન કરવા શકિતવાન થઈશું, તો વિદેશી વૈદ્યકના સુધારા વધારા ગમે તેટલી શોધો છતાં, આયુર્વેદ આર્યાવર્તમાં શ્રીનગરથી લંકા સુધી, અને કરાંચીથી કલકત્તા સુધી પોતાના સબળ હાથ નિરંતરને માટે લંબાવી રાખી, આ મહાન ખંડમાં વસતા કરોડો મનુષ્યોનાં શરીર સ્વાસ્થ્ય માટેની જવાબદારી માટે જુદાં જુદાં સઘળાં ચિકિત્સા શાસ્ત્રોમાં પ્રથમ સ્થાન ભોગવશે,

મારૂં આ કહેવું અક્ષરશ: ખરૂં છે. મને તેમાં કોઈ પણ જાતની શંકા નથી. શાસ્ત્રીય પદ્ધતિ ઉપર રચાયેલું એક શાસ્ત્ર, જો તે યોગ્ય વિદ્વાનોના હાથમાં નિરંતર રાખવામાં આવશે, તો હું હિંમતથી કહું છું કે માત્ર આર્યાવર્તજ નહિ. પણ દૂરના દેશોમાં પણ તેનો પ્રચાર, જે જમાનાઓ પહેલાં થયો હતો, અને સમયાનુસાર નાશ પામ્યો હતો, તે ફરી કરવાને આપણે સાધનભુત થઈશું.

આ પ્રસંગે માનવંત ગૃહસ્થો અને બ્હેનો! આપની આગળ મારો એકજ પ્રશ્ન છે, કે જે ઉત્સાહથી આપ આજના આ સંમેલનમાં પધાર્યા છો, તે ઉત્સાહ આયુર્વેદને માટે મેં જણાવેલો ઉત્તમ સમય ફરી આવે એવા સાધનો ઉભાં કરવા તરફ આપણે લઈ જઈ શકીશું ? આયુર્વેદ પારંગત વિદ્વાન ચિકિત્સકોને આપણા કાર્યમાં સહાયભુત થવા તૈયાર કરી શકીશું ? આર્યાવર્તના અસંખ્ય ધનવાન ગૃહસ્થોમાંથી થોડાઓનેજ આપણી સાથે સહાનુભુતિ માટે

લઈ શકીશું ? જો આપણે તેમ કરી શકીશું, તો આ ઉત્તમ આયુર્વેદનો વધારે ને વધારે પ્રચાર થાય, તેવી બાબતોમાં ખાસ કરીને વિદ્વાન વૈદ્યો, ધર્માર્થ ઔષધાલયો તથા ઉત્તમ આતુરાલયો ઉભાં કરવાને આપણે શક્તિવાન થઈશું.

આ વખતે એક ગંભીર પ્રશ્ન ઘણાના મનમાં વાસ્તવિક રીતે ઉભો થવા સંભવ છે કે,

## આયુર્વેદ સંપૂર્ણ છે કે કેમ ?

## Is Ayurveda a perfect science ?

ચરક સુશ્રુત આદી આપણા પ્રાચીન ગ્રન્થો, હાલના સાયન્સના સુધારા વધારા સાથે સરખાવતાં, નિદાન તથા ચિકિત્સા માટે દરેક રીતે સંપુર્ણ છે કે નહિ ? આ પ્રશ્ન અતિ મહત્ત્વનો છે, દરેક વૈદ્યને તે મનન કરવા લાયક છે, વિચારનીય છે અને તે સંબંધે એક નિર્ણય ઉપર ત્વરિત આવી જવા લાયક છે. જનસમુહ આયુર્વેદને માટે કંઇ પણ કરે તે પહેલાં એ પ્રશ્નનો ઉત્તર આપણી પાસે માગે છે, અને તેના ઉત્તર ઉપર તેઓ પોતાનું જીવન આપણા હાથમાં સોંપે કે ન સોંપે તેનો મુખ્ય આધાર રહે છે.

હાલના સાયન્સના સુધારા વધારા, એટલે કે વિદેશી મેડીકલ સાયન્સના વારંવાર નવી શોધ તરીકે બહાર પડતા પ્રયોગો, જે અસંખ્ય પ્રમાણમાં આપણી આગળ હાલ થતા જોવામાં આવે છે, તે સાથે સરખાવતાં, આયુર્વેદ સર્વ બાબતમાં નિદાન ચિકિત્સા માટે પરિપુર્ણ છે કે નહિ ? આ પ્રશ્નનો ઉત્તર હું આયુર્વેદની તરફેણમાં આપું, તે મારો આયુર્વેદ તરફનો પક્ષપાત ગણાશે, અને તેથી વિદેશી મેડીકલ સાયન્સના મહાન જ્ઞાતા ડો. પોલ બરધન, એમ. ડી. નો એ બાબતનો અભિપ્રાય હું આપની આગળ રજુ કરૂં છું. તેઓ કહે છે કેઃ—

"I have been extremely struck with the profound meaning of many passages in Charaka, which indeed go beyond anything that I have met before, in Medical Literature of the West."

"ચરકનાં ઘણાં વાકયોથી હું એટલો બધો આશ્ચર્ય પામ્યો છું કે હું હવે માનું છું કે પશ્ચિમની વૈદ્યક વિદ્યામાં મેં આજ સુધી જે કંઈ વાંચ્યું અને જોયું છે, તેના કરતાં પણ ચરકના સિદ્ધાંતો આગળ વધેલાં છે."

એજ સ્થિતિના બીજા એક ગૃહસ્થ Mr. F. A. Serine કહે છે કે "It is wonderful to not the completely advanced views held by the sages of India and how completely they had anticipated discoveries, which we modern, flatter ourselves, are due to the enlightenment of this age."

"હિન્દુસ્થાનના વૈદ્યક વિદ્વાનોના આગળ વધેલા વિચારો વાંચી હું ઘણોજ આશ્ચર્ય પામું છું. મારે કહેવું જોઇએ કે હાલના જે નવા શોધોને માટે અમે અભિમાન લઇએ છીયે, તે શોધો વરસો પહેલાં આર્યાવર્તના વિદ્વાનોએ પોતાના પુસ્તકોમાં પરિપૂર્ણ રીતે આલેખેલા છે."

ગૃહસ્થો! આ વાકયો પછી અને તે પણ પશ્ચિમના વિદ્વાનોના મોહડામાંથી પડયા પછી, કદી પણ એવો પ્રશ્ન ન ઉભો થઈ શકે કે "હાલના સાયન્સના સુધારા વધારા સાથે સરખાવતાં આયુર્વેદ પરિપૂર્ણ કહેવાય કે નહિ?" આયુર્વેદ હાલના સાયન્સના સુધારા વધારા સાથે સરખાવતાં મારો મજબુત મત છે કે પરિપૂર્ણ છે. તેની જો કાંઇ પણ અપૂર્ણતા દેખાતી હોય, તો તે આયુર્વેદ શાસ્ત્રને અંગે નથી, પણ તેની શિક્ષણ પદ્ધતિને અંગે છે; અને તેથી

મારા વિદ્વાન વૈદ્ય મિત્રો તથા આયુર્વેદાનુરાગી ગૃહસ્થો તથા બ્હેનોને હું અંતઃકરણથી ખાત્રી આપું છું, કે હાલના વિદેશી સાયન્સના સુધારા વધારાની દરેક ઉંડામાં ઉંડી વિગતોમાં ઉતર્યા પછી મારી ખાત્રી થઈ છે, કે એ સુધારા વધારાના પરિણામે જે સિદ્ધાંતો આજ સુધીમાં જનસમુહના મગજ ઉપર ઠસાવવામાં આવ્યાં છે, તેના કરતાં ચરક સુશ્રુતના સિદ્ધાંતો, વધારે આગળ પડતાં, વધારે અનુકુળતાવાળાં, અને વધારે ઉપયોગી નિવડયાં છે.

મેલેરીઆ માટે કમિટીઓ નીમાઈ, મચ્છરો શોધી કહાડવામાં આવ્યા, કુવાઓ અને નાળાંઓ બંધ કરવામાં આવ્યાં, વૃક્ષો અને વનસ્પતિઓ ઉખેડી નાખવામાં આવી, હજારો અને લાખો રૂપિયાનો તેની ઉપર ખરચ થયો અને હજી પણ થશે, પણ સાયન્સના તે સુધારા વધારા છતાં આપણે એ બાબતમાં આજે કયાં છીએ ? જ્યાં હતા ત્યાંના ત્યાંજ. હું આગળ વધીને કહીશ કે વધારે ખરાબ સ્થિતિમાં. આ જ્વરને માટે મહાત્મા ચરકના સિદ્ધાંતોને તમે ધ્યાનમાં રાખો, અને જુદી જુદી રૂતુ પરત્વે જણાવવામાં આવેલી દિનચર્યા તથા રાત્રિચર્યા પ્રમાણે વર્તો, અને હું તમને ખાત્રી આપું છું કે મેલેરીયા તમારા ઘરમાંથી ચોક્કસ નાબુદ થશે. ડો. કલાર્ક બરાબર કહે છે કે.— "If you treat your patient according to the methods of Charaka, there will be less work for undertakers and fewer chronic invalids in the world." "જો તમે તમારા રોગીઓનો ચરકના સિદ્ધાંત પ્રમાણે ઉપચાર કરશો, તો ચિતા ખડકવાના કામમાં ઘટાડો થશે, અને જગતમાં રોગી માણસો ઘણાં થોડાં જોવામાં આવશે."

દુ:ખદાયક વાત આજ છે કે નવા નવા શોધો જાહેરમાં આવ્યા પછી બીજે અથવા ત્રીજેજ વરસે એ શોધોની મહત્તા અનુભવને પરિણામે ઓછી થઇ જાય છે. આને આપણે સાયન્સનો સુધારો વધારો કહીશું ? માનવંત બ્હેનો અને ગૃહસ્થો, અમારી પાસે એવું કંઈ સાધન નથી કે જેથી આવી જાતના સાયન્સના સુધારા વધારાના મોહમાંથી આપને બચાવી શકીએ. અમે તો માત્ર આપને ખરાં સિદ્ધાંતો અને ખરા ઉપચારો બતાવીયે, અને ખાત્રી આપીયે કે તે આપને આરોગ્ય રાખી આપનું આયુષ્ય લંબાવવામાં સાધનભૂત થશે.

વિદ્વાન વૈદ્યો, સદ્ગુણી બ્હેનો તથા માનવંત ગૃહસ્થો, ઉપર જણાવ્યું તેમ ચરક સુશ્રુત આદિ આપણા પ્રાચીન ગ્રન્થો કેટલે દરજ્જે પરિપૂર્ણ છે તે જણાવ્યા પછી, એ પૂર્ણતા છતાં આયુર્વેદીય ચિકિત્સકોની તેમના કામમાં જો કંઇ ન્યુનતા દેખાતી હોય તો તે કેમ દેખાય છે તેનો જવાબ હું આપને આપીશ. માત્ર પુસ્તકના શિક્ષણથી જે કામ કરવામાં આવે અને તેની સાથે પ્રત્યક્ષ શિક્ષણની ખામી હોય, તો તે કામમાં ન્યુનતા જણાય એ સ્વાભાવિક છે. ગૃહસ્થો, પરિપૂર્ણ રીતનું પ્રત્યક્ષ શિક્ષણ મળી શકે એવી શિક્ષણ પદ્ધતિ, અને તેને લગતાં સર્વ સાધનો વગર, આ ન્યુનતા દૂર કરવાને અમારી પાસે કંઈ ઉપાય નથી. વરસો સુધી ચરક અને સુશ્રુતના શ્લોકોનો અન્વય અને અર્થ શીખ્યા કરો તો પણ એક અનુભવી વૈદ્ય થવું ઘણું મુશ્કેલ છે. શાસ્ત્રના સિદ્ધ થયેલા સિદ્ધાંતો પુરેપુરી રીતે સમજ્યા પછી પણ, તે પ્રત્યક્ષ ક્રિયામાં મુકવા, એ એ બાબતનાં પ્રત્યક્ષ શિક્ષણ વગર બની શકતું નથી. આયુર્વેદનાં ઉત્તમ સિદ્ધાંતોનો પૂર્ણ રીતે અભ્યાસ કરી તેનો પ્રત્યક્ષ

અનુભવ લીધા પછીજ એક વિદ્યાર્થિ ખરો વૈદ્ય થઈ શકે છે, અને તેને માટે આપણી શિક્ષણપદ્ધતિ ઉપર વિદ્વાન વૈદ્યોએ બહુ સૂક્ષ્મ રીતે નજર રાખવાની જરૂર છે.

**આયુર્વેદનું શિક્ષણ-માતૃભાષાની જરૂર.**

Study of Ayurved; Instructions in Mother Tongue neccesary.

આયુર્વેદનાં શિક્ષણના મારા ત્રીશ વર્ષના અનુભવથી (આપ જાણતા હશો કે પ્રભુરામ આયુર્વેદિક કૉલેજ સ્થપાયાને આજે ત્રીશ વર્ષ થયાં છે;) હું એવા નિશ્ચય ઉપર આવ્યો છું, કે તેના ગ્રન્થો વિદ્યાર્થિઓની માતૃભાષામાં લખાયલા હોય તો તે સમજવાને તથા તેની અંદરનું તાત્પર્ય ગૃહણ કરવાને, એટલુંજ નહિ પણ તેની અંદર વર્ણવેલી જુદી જુદી ક્રિયાઓનું પ્રત્યક્ષ જ્ઞાન લેવા માટે તે વધારે ઉપયોગી થઈ પડે. આમ કહીને હું સંસ્કૃત ભાષાને આ વિષયનું તેનું અગ્રસ્થાન મુકાવવા માગતો નથી, પણ જ્યારે એક વિદ્યાર્થિને શિક્ષણ આપવાને પ્રત્યેક સંસ્કૃત શ્લોક તેની માતૃભાષામાં સમજાવવાની જરૂર પડે છે, ત્યારે તેનું આખું પુસ્તક અલબત મૂળ શ્લોકોના આધારેજ, અથવા તેની સાથેજ, વિદ્યાર્થિની માતૃભાષામાં લખાયું હોય, તો તે વિદ્યાર્થિને વધારે ઉપયોગી અને તેનું તાત્પર્ય ગ્રહણ કરવાને વધારે સરળ થઈ પડે તેમાં કંઈજ શક નથી; એટલુંજ નહિ પણ આ રીતે શ્લોકોની સમજ માતૃભાષામાં એવી સારી રીતે અને એટલા લંબાણથી વિદ્યાર્થિને આવા પુસ્તકદ્વારા આપી શકાય, કે તે વિદ્યાર્થિના અંતઃકરણમાં તુરત રમી રહે.

**પુસ્તકો માતૃભાષામાં અને વિષયાનુસાર લખાવાં જોઇએ.**

Necessity of separate books in accordance with different subjects.

બીજું આયુર્વેદનાં શિક્ષણ માટેનાં બધાં પુસ્તકો વિષયાનુસાર લખાવાં જોઈએ. વિદ્વાન્ ચિકિત્સક બંધુઓ,

આપ જાણો છો કે આયુર્વેદના ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ વિગેરે ગ્રન્થોમાં વૈદ્યકને લગતા જુદા જુદા ઘણા વિષયોનો સમાવેશ કરવામાં આવેલો હોય છે. નિદાન ચિકિત્સા, શલ્ય શાલાકયશાસ્ત્ર, સૂતિકાશાસ્ત્ર, સ્ત્રીરોગ, બાળરોગ ચિકિત્સા, આરોગ્યશાસ્ત્ર, વિષપ્રકરણ, કૃમિતંત્ર, ત્રિદોષ અને રૂગ્ણેન્દ્રિયવિજ્ઞાન, ઔષધિ ગુણદોષ, રસશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, શારીર, ત્રિધાતુ અને ઇન્દ્રિયવિજ્ઞાન, તથા ઉપવૈદ્યક, આ જુદા જુદા પણ અતિશય ઉપયોગી વિષયો, ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, રસરત્નસમુચ્ચય, માધવનિદાન, બૃહદ્‌નિઘંટુ, શારઁગધર, ભાવપ્રકાશ, વિગેરે સંસ્કૃતમાં લખાયેલાં અસંખ્ય પુસ્તકોમાં એક એક સાથે મિશ્ર થઇ લખાયેલા છે. આ દરેક વિષયો આયુર્વેદના અભ્યાસક્રમમાં તેના સાનુકુળ વખતે શિખવવાની જરૂર છે. આમ થાય તો આગળ શીખવેલા વિષયોનાં જ્ઞાનથી, પાછળ શીખવવાના વધારે ઉપયોગી વિષયોનું શિક્ષણ તેમને વધારે સરળ થઇ પડે. આ ઉપરથી આયુર્વેદનાં પુસ્તકો વિષયાનુસાર લખાય તો તે વધારે ઉપયોગી થાય એટલુંજ નહિ પણ જ્યારે જ્યારે કોઈ પણ ખાસ વિષયમાં કંઈ પણ સુધારો વધારો કરવાની જરૂર પડે, ત્યારે ત્યારે તે વિષયના ખાસ પુસ્તકમાં તેની નોંધ સરલતાથી લઇ શકાય.

બીજો એક અગત્યનો પ્રશ્ન અહિં ઉભો થાય છે કે જો આવાં પુસ્તકો વિષયાનુસાર વિદ્યાર્થિની માતૃભાષામાં લખાય, તો તેની અંદર પાશ્ચાત્ય વૈદ્યકશાસ્ત્રની મદદ લેવાની જરૂર છે કે કેમ ? આ બાબત ઘણીજ વિચારલાયક અને શાસ્ત્રીય ડહાપણથી નકકી કરવા લાયક છે. સુશ્રુતાચાર્યે અશ્મરી ( પથરી ) કહાડવાનું વર્ણન સુશ્રુત સંહિતામાં ચિકિત્સાસ્થાનના ૭ મા અધ્યાયમાં બહુ બારીકીથી

આપ્યું છે. હવે આ શસ્ત્રક્રિયાનું વર્ણન વિદ્યાર્થીઓ આગળ કરતી વખતે તેમાં ઉપયોગમાં આવતાં શસ્ત્રો વિદ્યાર્થીઓને બતાવવાની જરૂર છે. આ શસ્ત્રોનું બારીક વર્ણન પણ સુશ્રુતમાં આપવામાં આવ્યું છે, પણ તેવાં તૈયાર શસ્ત્રો આપણે પાશ્ચાત્ય શાસ્ત્રક્રિયાલયમાંથીજ હાલ મેળવી શકીએ એવી આપણી સ્થિતિ છે. આવી જાતની મદદ જ્યાં જ્યાં આયુર્વેદના આવા વિષયો તથા સાધનોમાં ત્રુટી જોવામાં આવે, અથવા અમુક બાબત સાધનોને અભાવે સમજવી કઠણ પડે, ત્યાં ત્યાં પાશ્ચાત્ય વૈદકમાંથી લેવી હું કોઈ પણ રીતે અયોગ્ય ધારતો નથી. સાયન્સ એટલે શાસ્ત્રના સિદ્ધાંતો અને સાધનો, કોઇ પણ વિદ્વાન પોતાની બુદ્ધિ, અનુભવ અથવા પ્રયોગોથી નકકી કરે, છતાં તે સિદ્ધાંતો અને સાધનો તેના એકલાના રહી શકતા નથી. જગતમાં જેને જેને તે માન્ય હોય તેના સૌના તે થઇ પડે છે. ગૃહસ્થો, એ રીતે મનુષ્યમાત્ર, પછી તે ગમે તે દેશનો હોય, તોપણ જગતની સપાટી ઉપર અસ્તિત્વ ધરાવતાં શાસ્ત્રો તેને તેની મરજીમાં આવે તેટલે અંશે ગ્રાહ્ય થઈ શકે છે; તો આપણાં શાસ્ત્રોનો હિન્દુ રાજ્યના અસ્ત પછી, સમય પરત્વે જેટલે અંશે નાશ થયો હોય, તે ત્રુટીઓ સંપૂર્ણ કરવાને, મૂળ આપણાં શાસ્ત્રોના બીજથી ઉત્પન્ન થયેલાં જુદાં જુદાં વૃક્ષોમાંથી જરૂરનાં ફળો લઈ તેમાં ફરી દાખલ કરવામાં કોઇપણ જાતની અડચણ હોય એમ હું માનતો નથી.

આયુર્વેદનો અભ્યાસક્રમ નકકી કરવામાં આટલા સિદ્ધાંતો ધ્યાન ઉપર રાખી, પછી એક સારાં વિદ્યાલયને શોભે તેવો, દરેક વિષય પરિપૂર્ણ રીતે શિખવી શકાય તેટલા વખત માટેનો, અને શરૂઆતનાં શિક્ષણ માટેના તથા પાછળના શિક્ષણ માટેના વિષયો

અનુક્રમે ગોઠવી, તેનું પુસ્તક દ્વારા તથા પ્રત્યક્ષ-શિક્ષણ આપી શકાય, તેવો અભ્યાસક્રમ નક્કી કરવાની જરૂર છે.

## આયુર્વેદનો અભ્યાસક્રમ.

## Curriculum for teaching Ayurved.

આવી જાતનો અભ્યાસક્રમ પાંચ વર્ષ સુધીનો તો હોવોજ જોઇએ, કારણ તે વગર વિદ્યાર્થિને પરિપૂર્ણ શિક્ષણ મળવું તદ્દન અશકય છે; માટે તેટલા વખત માટેનો અભ્યાસક્રમ ગોઠવવામાં આવે, કે જેમ પ્રભુરામ આયુર્વેદિક કોલેજમાં કરવામાં આવ્યું છે, તો તેમાં પેહેલાં અઢી વર્ષ માટે, અંગ્રેજી વૈદ્યક વિદ્યાની શિક્ષણ પદ્ધતિને અનુસરી, શારીર, ત્રિધાતુ અને ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર, ઉપવૈદ્યક, ઔષધિ ગુણદોષ, વૈદ્યકીય રસશાસ્ત્ર તથા ઔષધિક્રિયા, અને વૈદ્યકીય વનસ્પતિ શાસ્ત્ર, એ વિષયો હોવા જોઇએ. તેમાં સફળ થયા પછી બીજાં અઢી વર્ષ માટે, આરોગ્યશાસ્ત્ર, ન્યાયવૈદ્યક અને વિષપ્રકરણ, કૃમિતંત્ર, ત્રિદોષ અને રૂગ્ણેન્દ્રિયવિજ્ઞાન, નિદાનચિકિત્સા, શલ્યશાલાકયશાસ્ત્ર અને સૂતિકાશાસ્ત્ર, સ્ત્રી રોગ તથા બાલરોગ એ વિષયો હોવાની જરૂર છે. આ સર્વ વિષયો આયુર્વેદનાં જુદાં જુદાં પુસ્તકોમાંથી સારી રીતે શિખવી શકાય છે. પાશ્ચાત્ય વૈદ્યકમાંના એજ વિષયોના સિદ્ધાંતો વિશેષ જ્ઞાન ખાતર જાણવા તેમાં કંઇ ખોટું નથી. ત્રિધાતુ અને ત્રિદોષનો વિષય તથા સ્વાસ્થ્યવૃત્તમાંનો તેને આધારે અસ્તિત્વમાં આવતો પ્રિવેન્ટિવ મેડીસીનનો વિષય અંગ્રેજી વૈદ્યકશાસ્ત્રના અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવેલો નથી.

હવે હું આ સર્વ વિષયો કેવી ઉત્તમ રીતે આયુર્વેદના ગ્રન્થોમાં ચર્ચવામાં આવેલા છે, તથા હાલના

જમાનાને અનુસરી તેની અંદર કંઈ ફેરફાર કરવાની જરૂર છે કે નહિ, તેમજ તેનું શિક્ષણ આપવાની કઈ કઈ ઉત્તમ રીતિઓ છે તે વિશે આપની આગળ ટુંકમાં બોલીશ.

## (૧) શારીરશાસ્ત્ર.

## (1) Anatomy.

આખા જગતનું શારીરશાસ્ત્ર એકજ હોવું જોઇએ તેમાંતો કંઇ શકજ નથી. આર્યાવર્ત, યુરોપ, ચીન અથવા જાપાનના માણસોની શારિરિક રચનામાં ઇશ્વરે કોઇ પણ જાતનો ફેરફાર રાખ્યો નથી. સુશ્રુતાચાર્ય શારીરના વિષયમાં લંબાણથી વિવેચન કરે છે, અને શરીરના સર્વ અવયવોનું સ્થાન અને તેનું કાર્ય જણાવી, અસ્થિ, ધમની, શિરા વગેરેની સંખ્યાઓ વિશ્વાસનીય રીતે જણાવે છે, શબ પરીક્ષા કેવી રીતે કરવી અને મોટાં મોટાં અવયવો સાથે નાનામાં નાની રકતવાહીનીયો પણ કેવી રીતે તપાસવી તેની જે રીતિઓ સુશ્રુતમાં જણાવી છે. તે કોઇ પણ સુશિક્ષિત વૈદ્યથી અજાણ્યું નથી. અંગ્રેજી વૈદ્ય વિદ્યાર્થીઓને પોતાને હાથે શબ ચીરી તપાસવાની ફરજ પાડવામાં આવે છે, જેથી તેઓ શારીર શાસ્ત્ર સંબંધે ઘણો પ્રત્યક્ષ અનુભવ લઈ શકે છે, તથા ભવિષ્યમાં શસ્ત્રોપયોગ કરવા માટે હિંમતવાન બને છે. આયુર્વેદનો ઇતિહાસ આપણને યાદ આપે છે કે તેવી ક્રિયાઓ આયુર્વેદના વિદ્યાર્થિઓ માટે પણ ભગવાન બુદ્ધના વખત પહેલા અસ્તિત્વ ધરાવતી હતી, તેમ ન હોય તો સુશ્રુતાચાર્યે અશ્મરીની શસ્ત્રક્રિયા જેવી સૂક્ષ્મ રીતે વર્ણવી છે, તેવી કોઇ પણ દિવસ વર્ણવી શકે નહિ. પ્રિય ચિકિત્સકો, આયુર્વેદનો પહેલો પાઠ શરૂ કરતાં તમારે શારીરશાસ્ત્ર બરાબર રીતે શીખવાને માટે શબ ચીરી તપાસવાની ઘણીજ જરૂર છે. તે ન બની શકે તો ચોરવામાં આવેલાં શબનાં

સર્વ અવયવો, શિરાઓ, ધમનીઓ, સ્નાયુઓ, વિગેરે નજરોનજર જોવાન જરૂર છે. અને સાધનોના અભાવે તે પણ ન બની શકે, તો તે બાબત માટે આબેહુબ તૈયાર કરવામાં આવેલા (models) નમુનાઓ પાંસે રાખી તેની ઉપર તમારો અભ્યાસ કરવાની જરૂર છે. વિદ્વાન વૈદ્ય બંધુઓ! વૈદ્યકશાસ્ત્રના અધ્યયનનું આ પહેલું પગથીયું કાચું ન રહે તેને માટે જે કંઇ સારી તજવીજ તમારાથી બની શકે તે કરવાની ખાસ જરૂર છે.

## (૨) ત્રિધાતુ અને ઇન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્ર.

## (2) Tridhatu and Physiology.

આપણી શિક્ષણ પદ્ધતિની બારાખડીનું બીજું પગથીયું ત્રિધાતુ અને ઇન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્ર છે. શરીરના જુદા જુદા અવયવો શું કામ કરે છે, અને મનુષ્ય જીવન જાળવી રાખવામાં પોતાની તરફનો કઇ જાતનો હિસ્સો તે આપે છે, તે આ વિષયો શીખવાથી જાણી શકાય છે. ઇન્દ્રિયોનાં જે જુદાં જુદાં કાર્યો, યકૃત, આમાશય, હૃદય, મસ્તિષ્ક, અંત્ર, ફ્ફુસ વિગેરેથી થાય છે, તેનો પરિપૂર્ણ અભ્યાસ કરવાની જરૂર છે. આ અભ્યા ને માટે વાગ્ભટ અને ચરકની ખાસ મદદ મેળવી, હાલ એ વિષયનું પ્રત્યક્ષ શિક્ષણ જે ઇંગ્લિશ પદ્ધતિ ઉપર અપાય છે, તેની મદદ લેવાની પણ જરૂર છે, કારણ તેમ કરવાથી એ વિષય વધારે સરળતાથી સમજી શકાશે. એ સર્વ અવયવોની ક્રિયાઓનાં કાર્ય સમજ્યા પછી, તેનાં જુદી જુદી રીતે મિશ્ર થયેલાં બળથી, શરીર સ્વાસ્થ્ય જાળવવાને અસ્તિત્વમાં આવતાં વાત, પિત્ત અને કફથી જે ક્રિયાઓ થાય છે, તે શરીરને પૂર્ણ સ્વસ્થતામાં રાખવાને સામર્થ્યવાન છે; માટે એ વાત, પિત્ત અને કફ, જે આ વખતે ત્રિધાતુ કહેવાય છે, તે સિદ્ધાંતનો

પરિપૂર્ણ અભ્યાસ કરવા વિદ્યાર્થિઓને મારી ખાસ ભલામણ છે કે તેમણે કરવો તે તેમને તેમના કાર્યમાં અતિશય મદદગાર થઈ પડશે.

## (૩) ઉપવૈદ્યક.

## (3) Minor clinical work.

અભ્યાસક્રમના એજ વિભાગમાં ઉપવૈદ્યક નામનો એક વિષય ઉમેરવાની જરૂર છે. આ વિષય શારઙ્ગધર. વાગ્ભટ્ટ, ચરક, સુશ્રુત વિગેરેમાં જુદે જુદે ઠેકાણે વર્ણવેલો છે. અને તે રોગી સંબંધે તથા તેની પરિચર્યા સંબંધે, માત્ર વૈદ્યકના અભ્યાસીને હાથેજ થઈ શકે તેવી ખાસ ક્રિયાઓના પ્રત્યક્ષ અભ્યાસ છે. આની અંદર સ્નેહવિધિ. સ્વેદવિધિ, બસ્તિવિધિ, નસ્ય, ધૂમ્રપાન, ગંડૂષ, લેપવિધિ, ઔષધ તથા પોષણ આપવાની જુદી જુદી વિધિઓ, રક્તસ્રાવ વિગેરે ક્રિયાઓ, વૈદ્યની આજ્ઞાનુસાર ઉપવૈદ્ય, પરિચારક અથવા પરિચારિકાએ કરવાની છે. આ સર્વ વિધિઓની ક્રિયા એક વૈદ્ય થનાર વિદ્યાર્થિએ પોતાની વિદ્યાર્થિ અવસ્થામાં બીજા વધારે મહત્વના વિષયોનો અભ્યાસ શરૂ કર્યા પહેલાં, જાણી લેવાની જરૂર છે. ઉપર જણાવેલા સર્વ વિષયો જાણનાર વિદ્યાર્થિને ઉપવૈદ્ય કહી શકાય.

આ ત્રણ વિષયોની સાથેજ, પણ તેના કરતાં વધારે વખત સુધી વિદ્યાર્થિઓને વધારે ઉપયોગી વિષયો તૈયાર કરવાના છે, અને તે વિષયો, ઔષધિ ગુણદોષ, રસશાસ્ત્ર, ઔષધિક્રિયા તથા વનસ્પતિશાસ્ત્ર છે, ઔષધિ ગુણદોષમાં આયુર્વેદમાં વર્ણવેલી દરેક ખનિજ, વનસ્પતિ, તથા પ્રાણિજ ઔષધિઓના ગુણદોષ, અને વાત, પિત્ત તથા કફ પરત્વે તેની રચના, એ વિષયો સમાયેલા છે.

## (૪) ઔષધ ગુણદોષ.

## (4) Materia Medica.

જુદા જુદા રોગો ઉપર ઉપયોગમાં આવતાં જુદાં જુદાં ઔષધોમાંથી તે તે રોગમાં વાત, પિત્ત અને કફની વૃદ્ધિ અથવા ન્યુનતા ધ્યાનમાં લઈ, તેને સમાન કરી શકે તેવી તે રોગની ઔષધિ રોગીને આપવાથી તેને તુરત ફાયદો થાય છે.

આપણને આરંવાર દોષ દેવામાં આવે છે કે આયુર્વેદમાં વર્ણવેલી ઔષધિઓ હાલની સાયન્ટિફિક રીતે તપાસેલી ન હોવાથી, તે શાસ્રીય કહી શકાય નહિ. ગૃહસ્થો આયુર્વેદ ઉપરનો આ આક્ષેપ તદ્દન ખોટો અને નાપાયાદાર છે. આયુર્વેદની અંદર ઉપયોગમાં આવતી દરેક ઔષધિઓ શાસ્રીય રીતે સિદ્ધ કરવામાં આવેલી હોય છે. તે સિદ્ધ કરવા માટે ખાસ પ્રયોગો આયુર્વેદમાં વર્ણવેલા છે, જેને આધારે અમુક ઔષધિ અમુક રોગ ઉપર અમુક રીતે ઉપયોગી થઇ પડશે તે નક્કી થઇ શકે છે.

### વનસ્પતિ ઔષધો.

### Vegetable preparations of Ayurved.

ચરક સુશ્રુતના વખતમાં આવી રીતે ઔષધિઓના ગુણદોષ નક્કી કરવાને રાજ્યાશ્રયને લીધે મોટા પાયા ઉપર જંગલો રાખવામાં આવતાં હતાં, [અને જુદાં જુદાં પ્રાણીઓને તે જંગલોમાં જુદી જુદી વનસ્પતિઓ ખાવાનો પ્રસંગ આવે, તેવી રીતે રાખવામાં આવતાં. આ પછી તે તે વનસ્પતિઓના ગુણદોષ નક્કી કરનાર વૈદ્ય, તે પ્રાણી ઉપર તે વનસ્પતિ અથવા ઔષધથી શું ગુણ થયો, અથવા શું દોષ જણાયો તે જોતા હતા, અને તે પ્રમાણે તે વન-

સ્પતિઓના ગુણદોષ નકકી કરવામાં આવતા હતા. મારે કહેવું જોઈએ કે હાલ જુદા જુદા ઔષધોના ગુણદોષ નકકી કરવા માટે જે જે ક્રિયાઓનો ઉપયોગ કરવામાં આવે છે, એટલે કે મુંગાં પ્રાણીઓના શરીરમાં ત્વચા અથવા રક્તવાહિનીને રસ્તે ઔષધિઓનાં તત્ત્વો દાખલ કરી, તેની શું અસર તે પ્રાણી ઉપર થાય છે તે તપાસવામાં આવે છે, તે ક્રૂર પ્રયોગોના કરતાં, અલબત મેં ઉપર જણાવેલી પ્રાચીન પ્રચલિત રીતી ખરેખરં વધારે શાસ્ત્રીય છે; કારણકે તેવી રીતનો પ્રયોગ પ્રાણીઓ ઉપર સ્વાભાવિક રીતે અસર કરે છે, અને તેથી તેનાં શરીર ઉપર થતાં પરિણામો પણ સ્વાભાવિકજ હોય છે. આવી રીતે પ્રાચીનકાલમાં કરવામાં આવેલા પ્રયોગોથી સિદ્ધ થયેલી વનસ્પતિઓ, ફરી હાલની રીતિએ તપાસતાં તેના ગુણદોષની અંદર કંઈ પણ ફેરફાર દેખાયો હોય તેમ જણાતું નથી, તેના પ્રત્યક્ષ દાખલા તરિકે જણાવવું જરૂરનું થઈ પડશે કે, મુંબઈ સરકારે બેકટીરિયોલોજીકલ અને જનરલ રીસર્ચ ઉપર નીમેલા મરહુમ ડૉ. સરવેયર, જેઓ એમ. એ., એમ. ડી. સાથે બીજી ઘણી ઉંચી ડીગ્રીઓ ધરાવતા હતા, તેઓએ આધુનિક રીતે અતિવિષના ગુણો તપાસવાનું શરૂ કર્યું. તે વનસ્પતિ માટે પ્રાણીઓ ઉપર જુદા જુદા પ્રયોગો કર્યા પછી તેઓ કેટલેક વખતે એટલું સિદ્ધ કરી શકયા કે અતિવિષ મરડા અને અતિસાર ઉપર ઉપયોગી છે, ગૃહસ્થો આ રિસર્ચ માટે આટલી માથાફોડ કરવા કરતાં, આયુર્વેદના શાસ્ત્રીય સિદ્ધાંતો કબુલ કરવામાં એલોપથીના આધુનિક વિદ્વાનોને શું વાંધો હોવો જોઇએ તે હું સમજી શકતો નથી. બૃહતનિઘંટુના ૭મા ભાગના ૨૧૨મે પાને અતિવિષના ગુણદોષમાં લખવામાં આવ્યું છે કે हरेत् अ तिसार आम. અતિવિષ

ઝાડા અને મરડાને મટાડે છે. પૈસો, વખત અને વિદ્વત્તાના લાંબા વખત સુધીના વ્યય પછી નક્કી કરવામાં આવેલ હાલના સિદ્ધાંત, હજારો વર્ષ ઉપર એજ બાબતમાં શાસ્રીય રીતે પ્રાચીન વિદ્વાનોએ કરેલા સિદ્ધાંતોને કેવી રીતે અક્ષરશ: મળે છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે. જ્યારે ડૉ. સરવેયરે મારી તરફથી આ બાબત જાણી, ત્યારે તેઓએ કહ્યું કે તેમની રિસર્ચવર્કની આવી મહેનત છતાં આયુ-ર્વેદમાં તેજ વનસ્પતિને માટે જણાવેલા ગુણદોષમાં કંઈ પણ ફેરફાર તેઓ જોઈ શકયા નથી, અને તેથી આયુર્વે-દના સિદ્ધાંતોને માટે તેઓને ઘણોજ ઉંચો અભિપ્રાય બેઠો છે.

## (૫) આયુર્વેદની રસક્રિયા, તે ફુટી નીકળેજ નહિ.

## (5) The Mercurial preparations of Ayurved; they cannot produce eruption.

અહિં હું આયુર્વેદની રસ ક્રિયાઓ વિષે થોડું બોલીશ. આ ક્રિયામાં પારદ અને ગંધક જે અદ્‌ભુત કામ ભજવે છે તે કોઈ પણ વૈદ્યથી અજાણ્યું નથી. આયુર્વેદને આધારે

**पारदः सर्व [illegible] जेता पुष्टि करः स्मृतः।**

પારો દરેક રોગને જીતવાવાળો અને પુષ્ટિકરવાવાળો છે. અંગ્રેજી વૈદ્યકશાસ્રને આધારે પણ પારદને રક્ત શુદ્ધિ કરનાર ગણવામાં આવે છે, આયુર્વેદમાં રસ મિશ્રિત પ્રયોગો એટલા બધા છે કે, પારદને આપણે ઔષધિઓમાં શ્રેષ્ઠ પદ આપીયે તો ખોટું કહેવાશે નહિ. આ પારદ અને તેની ક્રિયાઓ આયુર્વેદીય ચિકિત્સાના મહાન દ્રવ્યો છે. મને કહેવાને ખેદ ઉપજે છે કે કેટલાક તરફથી વૈદ્યોને ઉતારી પાડવા તેઓ રોગીઓને વૈદ્યક ચિકિત્સામાં પારો ખવરાવે

છે, અને તે ફુટી નીકળે છે, એવી વાતો કરી દેશી માત્રાઓ વિષે ખોટી માન્યતા ઉત્પન્ન કરવામાં આવે છે. જનસમુહના લાભ ખાતર આ સંમેલન આગળ હું ખાત્રીથી કહું છું કે, આયુર્વેદમાં લખેલી શાસ્ત્રીય રીતે તૈયાર કરવામાં આવેલી, કોઇ પણ દવા રોગીને ખવરાવવાથી તે ફુટી નીકળી હોય, તેવો કોઈ પણ દાખલો કોઇ પણ માણસ અથવા કોઈ પણ ડૉકટર બતાવી શકશેજ નહિ. આયુર્વેદીય માત્રાઓને માટે એ આક્ષેપ તદ્દન ખોટો અને કંઈ પણ પાયા વગરનો છે. પારદ તો શું પણ એવી કોઈ આયુર્વેદીય ઔષધી નથી કે જે ખવરાવવાથી શરીર ઉપર ફુટી નીકળે. તેથી મારા ચિકિત્સક બન્ધુઓ ! કોઈ પણ રોગી અથવા કોઇ પણ ડાકટર તમારી દવા ફુટી નીકળી એમ જણાવી તમને ઠપકો આપવા નીકળે, તો તેઓ ખોટા છે એમ હિંમતથી કહેવાને તમે આંચકો ખાશો નહિ. કોઇ પણ રસાયન ક્રિયા, પછી ગમે તો તે કાચી હોય કે પાકી હોય તો પણ તેમાં શરીર ઉપર ફુટી નિકળવાનો ગુણ છેજ નહિ. ફુટી નિકળનારાં જે જે ઔષધો છે તે જેવી રીતે ઇંગ્રેજી વૈદ્યક શાસ્ત્રની રીતે આપવાથી ફુટી નીકળે છે, તેવી રીતેજ આયુર્વેદની રીતે આપવાથી પણ ફુટી નીકળશે. પણ આ ફુટી નીકળનાર ઔષધોમાંનું એક પણ ઔષધ રસાયન નથી. મેં ઘણાઓને કહેતા સાંભળ્યા છે કે “અમે દેશી દવા ખાતાં બ્હીએ છીયે, વખતે તેમાં રસાયન હોય અને તે ફુટી નિકળે તો ?” આ એક અજ્ઞાનતાની ટોંચ છે, અને રોગીઓના મનમાં તેવા વિચારો ઠસાવવા, તે તે ઠસાવનારની એ વિષયની પરિપૂર્ણ અજ્ઞાનતા છે. પારદના સંયોગથી થતાં અસંખ્ય ઔષધો આયુર્વેદમાં અતિશય ઉંચા પ્રકારનું કામ કરે છે. મકરધ્વજ, પૂર્ણચંદ્રોદયરસ, રસસિંદુર, સુવર્ણપર્પટી, પંચામૃતપર્પટી, રસપર્પટી, વિગેરે ઔષધો શાસ્ત્રીય

હોઇને, જે કાર્યને માટે તે આપવામાં આવે છે તે કાર્ય પરિપૂર્ણ રીતે પાર પાડી શરીર સ્વાસ્થ્ય સાચવવામાં અતિશય ઉપયોગી નિવડયાં છે. એ ઔષધોએ જેવાં ઉત્તમ પરિણામો બતાવ્યાં છે, તેવાં સૃષ્ટિ ઉપર અસ્તિત્વ ધરાવતા બીજાં કોઈ પણ ચિકિત્સા પદ્ધતિના ઔષધોના ઉપયોગથી જોવામાં આવ્યાં હોય એમ હું માનતો નથી. આયુર્વેદના આ વિષયનો અભ્યાસ, એ આયુર્વેદના એક ખાસ અંગના અભ્યાસ બરાબર છે, અને તે દરેક વિદ્યાર્થીએ પરિપૂર્ણ રીતે જાણવાની જરૂર છે. તે વિષય શારઙ્ગધર, રસરત્નસમુચ્ચય, રસરત્નાકર વિગેરે ગ્રન્થોમાં બહુ ઉત્તમ રીતે વર્ણવામાં આવેલ છે. પાશ્ચિમાત્ય ડાકટરો જ્યારે પારદને કેટલાક વરસો પહેલાં એક વિષ તરિકે ગણતા હતા, ત્યારે આયુર્વેદીય ચિકિત્સકોની પારદ અને ગંધકની મેળવણી, અને તેને આધારે તૈયાર કરવામાં આવતાં ઔષધો, સર્વોત્તમ ગુણ બતાવતાં સાબીત થયા છે.

## ધાતુઓ ઉપધાતુઓ વિગેરે.

## Metalic and other preparations of Ayurved.

ધાતુઓ તથા ઉપધાતુઓ, તેમજ રત્નો તથા ઉપરત્નો એ સંબંધમાં બોલતાં કહેવાની જરૂર છે કે, સુવર્ણ જેને થોડા વર્ષ પહેલાંજ અંગ્રેજી શોધ પ્રમાણે આમાશયના રસોમાં પાચન ન થઈ શકે તેવી એક ધાતુ તરિકે નક્કી કરી ઔષધ તરિકે નિરૂપયોગી ગણવામાં આવ્યું હતું, તે પ્રાચીન આયુર્વેદમાં સુવર્ણભસ્મ, રાજમૃગાંક, સુવર્ણપર્પટી, સુવર્ણ વસંત વિગેરે ચમત્કારિક ફાયદા કરનારી ઔષધિ નિવડી છે. આપ જાણીને અજાયબ થશો કે મારા ડાકટર મિત્રો પણ હવે સુવર્ણને Arsenic Aura, Gold .ohloride, Aura et Sodium ohloride એવા રૂપમાં

શક્તિદાયક અને રક્તશોધક તરિકે વાપરવા મંડયા છે. ક્ષયની અંદર વૈદ્યો અભ્રકભસ્મ આપે છે તેનું જો પ્રથક્કરણ કરવામાં આવે તો તેમાં Calcium, Silicon, Manganese અને Iron નું મિશ્રણ જોવામાં આવે છે, જે ધાતુઓ પાશ્ચિમાત્ય ચિકિત્સકો તેવાજ રોગોમાં રોગીઓને આપે છે. આ બતાવે છે કે આયુર્વેદમાં ઔષધિશાસ્ત્ર અને રસશાસ્ત્ર શોધ ઉપયોગ અને તેથી થતા ઉત્તમ પરિણામોની બાબતમાં, પૃથ્વિની સપાટી ઉપરનાં બીજાં કોઈપણ શાસ્ત્રના કરતાં અતિશય આગળ વધેલ છે.

## (૬) વૈદ્યકિય વનસ્પતિશાસ્ત્ર.

## (6) Ayurvedic Botany.

આ શિવાય શિક્ષણના આજ વિભાગમાં વૈદ્યકીય વનસ્પતિશાસ્ત્રનો પણ સમાવેશ થાય છે. આ વિષયનું જ્ઞાન વૈદ્યકના દરેક વિદ્યાર્થિને ઘણુંજ જરૂરનું છે એમ કહ્યા વગર ચાલતું નથી. જે વનસ્પતિને આધારે આયુર્વેદમાં કહેલી જુદી જુદી ઔષધિઓ બને છે, અને જે વનસ્પતિના પુટથી આયુર્વેદની અંદર જણાવેલી જુદી જુદી ભસ્મો તૈયાર કરવામાં આવે છે, તે વનસ્પતિની ઓળખાણ એક વૈદ્યને ન હોય તો વૈદ્ય તરિકેનું તેનું શિક્ષણ અને અભ્યાસ બન્ને નકામાં છે. ગૃહસ્થો, મારા વિદ્વાન ડાક્ટર મિત્રો તથા બંધુ આયુર્વેદિય ચિકિત્સકો! હું નથી સમજી શકતો કે આ ઉપયોગી વિષયનો અભ્યાસ પાશ્ચિમાત્ય વૈદ્યક શાસ્ત્રના અભ્યાસક્રમમાંથી શું કામ કહાડી નાખવામાં આવ્યો છે? વૈદ્યો જ્યારે જ્યારે જંગલોમાં રખડી, દરેક વનસ્પતિથી જાણીતા થઈ, તેના ગુણદોષ આયુર્વેદ પદ્ધતિ અનુસાર નકકી કરી, તેનો ઔષધમાં ઉપયોગ કરે છે, ત્યારે વૈદ્યકનાં

એ ઉપયોગી અંગ વિષે કંઈપણ શિક્ષણ અથવા સમજણ વૈદ્યકના અંગ્રેજી અભ્યાસક્રમમાં જોવામાં આવતી નથી. ગૃહસ્થો ! દિલગીરી સાથે મને કહેવાની ફરજ પડે છે કે, આ બાબત મને બીજા એક ગંભીર અને અતિષય ભયંકર વિષય ઉપર લઇ જાય છે અને તે એ છે કે, જ્યારે આયુર્વેદિય ચિકિત્સકો પોતાની દવા કઈ વનસ્પતિમાંથી કેવી રીતે બનાવેલી છે તે જાણી પછી તેનો ઉપયોગ કરે છે, ત્યારે પાશ્ચિમાત્ય ચિકિત્સકો તેનાં ઔષધોમાં આવેલાં વનસ્પતિ દ્રવ્યો ઓળખ્યા વગર, તે ઔષધિનો ઉપયોગ કરે છે. વૈદ્યો ઉપર તેટલા માટે સમજ્યા અથવા ઓળખ્યા વગર ઔષધો આપવાનો જે આક્ષેપ છે, તે તદ્દન ના પાયાદાર છે.

વિદ્વાન ચિકિત્સકો ! આ ઔષધિ ગુણદોષ, ઔષધિક્રિયા, રસશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રના અતિ ઉપયોગી વિષયો જે શારઙ્ગધર, ભાવપ્રકાશ, વનસ્પતિ નિઘંટુ, રસરત્ન, સમુચ્ચય, રસરત્નાકર વિગેરેમાં બહુ લંબાણથી વર્ણવેલ છે, તેનો પરિપૂર્ણ અભ્યાસ કરવાની જરૂર છે. આ વિષયમાં પરિપૂર્ણ જ્ઞાન ધરાવનારને રસવૈદ્ય કહી શકાય.

## (૭) સ્વાસ્થ્યવૃત્ત

## (7) Hygiene and Preventive Medicine.

શિક્ષણ બાબતમાં આટલે સુધી આવ્યા પછી બીજા વધારે મહત્ત્વના વિષયોનો વૈદ્યક વિદ્યાર્થિએ અભ્યાસ કરવાનો છે. સ્વાસ્થ્યવૃત્ત જેની અંદર શરીર સ્વાસ્થ્ય સાચવવાને માટે, કોઈ પણ વૈદ્યકશાસ્ત્રમાં આજસુધી લખાએલા નિયમો કરતાં વાગભટ્ટ, ચરક, સુશ્રુત વિગેરે આયુર્વેદના

ગ્રન્થોમાં લંબાણુથી લખાયેલા નિયમો વધારે ઉત્તમ છે. તે શરીર સ્વાસ્થ્ય સાચવવા સાથે રોગ ન થાય તેને માટેના પણ ઉત્કૃષ્ઠ નિયમો આપે છે. દિનચર્યા, રાત્રિચર્યા, શરીર સ્વાસ્થ્ય સાચવવાને એક માણસે કેવી રીતે વર્તવું, કેવી જાતનાં અનાજ, ફળ, શાક વિગેરેનો ઉપયોગ કરવો, જુદાં જુદાં અન્ન, ફળ, શાક વિગેરેમાં શું શું ગુણો રહેલા છે, જુદી જુદી ઋતુઓમાં જે જુદા જુદા રોગો થવાનો સંભવ છે તે કેવી રીતે ન થાય, તેને માટે શું શું ઉપાયો યોજવા વ્યાયામ, સ્નાન વિધિ, દંતધાવન વિધિ, ગરમ પાણીના ગુણો, ઠંડા પાણીના ગુણો, કુવા, નદી, સમુદ્ર વિગેરેના પાણીના ગુણો, દુધની સ્વચ્છતા, ઉપવાસની અગત્યતા, વમન અને વિરેચનની જરૂર, છાશ, માખણ, તેલ, મધ, સાકર વિગેરેની ઉપયોગીતા, પોશાક, રોગ થવાનાં કારણો, રક્ત શુદ્ધ કરવા માટેના રસ્તાઓ વિગેરે એટલા બધા વિષયો તેમાં ચર્ચવામાં આવેલા છે કે જે લંબાણુથી લખવામાં આવે, તો તેનુંજ એક મોટું પુસ્તક થાય. આ વિષય જે ઇંગ્રેજીમાં હાઈજીનને નામે ઓળખાય છે, પણ આમાં હાઇજીન શિવાય રોગ ન થવા માટેના નિયમો એટલે કે પ્રિવેન્ટિવ મેડીસીન પણ છે તે દરેક વૈદ્યક વિદ્યાર્થિએ પૂર્ણ રીતે જાણવાની જરૂર છે.

### (૮–૯) વિષ પ્રકરણ તથા ન્યાયવૈદ્યક.

### (8–2) Poisons and Medical Jurisprudence.

તેથી આગળ ચાલતાં ન્યાય વૈદ્યક અને વિષ પ્રકરણ, જે જ્ઞાનનો વૈદ્યક ધંધો કરનારને ઘણી વખતે ઉપયોગ કરવો પડે છે તે જ્ઞાન મેળવવાની જરૂર છે. આની અંદર વખતો વખત જાણી જોઇને અથવા અજાણતાં લેવાયલાં જુદાં જુદાં વિષોથી શું શું લક્ષણો થાય છે, તે વિષય આવેલો છે. આનું વર્ણન આયુર્વેદમાં બહુ સારી રીતે

આપવામાં આવ્યું છે. સુશ્રુતના કલ્પસ્થાનમાં તે બાબત લંબાણુથી ચર્ચવામાં આવેલ છે. ઘણી વખત વૈદ્યોના હાથમાં આવા રોગીઓ આવે છે, અને જો કોઈપણ વિષ એક માણસને બીજા કોઇને હાથે અપાયેલ હોય, તો તેનાં લક્ષણોથી તે કયું વિષ છે, તે નકકી કરવાનું અને જોખમદાર અધિકારી આગળ તે રજુ કરવાનું જોખમ ચિકિત્સક ઉપર રહે છે. આમાં ન્યાયનો પ્રશ્ન ઉભો થતો હોવાથી, વૈદ્યક સંબંધી ન્યાયશાસ્રના એ વિષયથી તથા તે પછી સાક્ષી તરીકે કરવા પડતાં કાર્યથી એક વૈદ્યે જાણીતા થવાની જરૂર છે. સુશ્રુત વિષોનાં ચિન્હો વિગેરેનું, બારીક વર્ણન આપ્યા પછી એ બાબતમાં વધારે ઉંડા ઉતરી, જેમ હાલની પુરી થયેલી મહાન લડાઇમાં જર્મનોએ ઝેરી હવાનો ઉપયોગ કર્યો હતો, તેમ પ્રાચીનકાળમાં લડાઈ વખતે શત્રુઓ તળાવ, નદીનાં પાણી, વનસ્પતિ અન્ન, ધુમાડો અને હવાને જુદા જુદા વિષોથી ઝેરી કરતા હતા, તે વિષોને ઓળખી સૈનિકોને તેમાંથી બચાવવાનું મહત્ત્વનું કામ કરવા બાબતની સૂચનાઓ આપે છે. સાધરણ રીતે પીવાના પદાર્થો, શાક, દાતણ, અભ્યંગ, લેપ, નસ્ય, પગરખાં વગેરેમાં ઝેર નાખી મનુષ્યોના જીવ લેવાના દાખલા વારંવાર જોવામાં આવે છે, જેમાંથી માણસને બચાવવા બાબતનું કાર્ય પણ વૈદ્યે કરવું પડે છે. વિષપ્રકરણ અને ન્યાયવૈદ્યકને આ પ્રમાણે બહુજ નજીકનો સંબંધ છે, અને તેથી તેનો અભ્યાસ વૈદ્યોને માટે બહુ જરૂરનો છે.

### (૧૦) ત્રિદોષ અને રૂગ્ણેન્દ્રિયવિજ્ઞાન.

### (10) Tridosha and Pathology.

તે પછીના અતિષય ઉપયોગી વિષય ત્રિદોષ, રૂગ્ણેન્દ્રિયવિજ્ઞાન અને કૃમિતંત્ર એ છે. ત્રિધાતુ અને ત્રિદોષને

માટે મારા વ્યાખ્યાનની શરૂઆતમાં હું ઘણું બોલી ચુકયો છું, ત્રિધાતુ, એટલે કે વાત, પિત્ત અને કફ, તે દુષિત થાય એટલે તેને ત્રિદોષ કહે છે. તેને લીધે શરીરમાં જુદા જુદા રોગોનાં ચિન્હો અને લક્ષણો શરૂ થાય છે. ત્રિદોષના વાત, પિત્ત અથવા કફ એ ત્રણ દોષોમાંથી, કોઇપણ એક દોષ, તન્દુરસ્ત સ્થિતિમાં પણ માણસનાં કોઇપણ અવયવને થોડા વખતને માટે પણ વિકૃત કરી, પોતે પ્રાધાન્યપણું ભોગવે છે. તેમજ ઋતુ પરત્વે એજ રીતે આ દોષો તેને અનુકુળ પ્રકૃતિવાળા માણસમાં ઉત્પન્ન થઈ તેને અનુકુળ રોગો ઉત્પન્ન કરે છે. ત્રિધાતુ અને ત્રિદોષનાં અસ્તિત્વનો એક અચુક પુરાવો હું અહિં આપને આપું છું. તન્દુરસ્ત સ્થિતિના મનુષ્યનો એક પ્રત્યક્ષ દાખલો આપની રજાથી લઉં તો, આપણા મહાન વોઇસરોય લોર્ડ હાર્ડિંજની જેમને દિલ્હીમાં પેસતી વખતે બોમ્બ વાગ્યો હતો, તેમણે, આપ સર્વ જાણો છો કે, પોતાનો સ્વભાવ તે વખતે ઘણોજ કાબુમાં રાખ્યો હતો, કારણકે તેઓ કફ પ્રકૃતિ-વાળા હતા, અને તેથી કફના જે ખાસ ગુણો દ્રઢતા, શાંતતા, ઉત્સાહ, પુરૂષાર્થ, જ્ઞાન અને બુદ્ધિ એ સર્વ તેમનામાં એટલે બધે અંશે હતાં કે, તેમણે પોતાનો કફ ધાતુ તે વખતે દૂષિત થવા દીધો નહિ. કદાચ તેમ થયું હોત તો તેમનામાં દ્રઢતાને બદલે શિથિળતા, એટલે મનની નબળાઈ આવત, અને તેવી જાતના હુકમો તેઓ બહાર પાડત. ઉત્સાહને લીધે પોતાના હાથીને આગળ ચલાવવાનો તેમણે હુકમ આપ્યો, તેને બદલે તેઓ કદાચ આખા સરઘસને ત્યાંજ થોભાવી પોતાને માટે ગાડી અથવા મોટાર લાવવાનો હુકમ કરત. તેમણે પુરૂષાર્થ એટલે હિંમત રાખી, તેને બદલે તેમને નાહિંમતપણું આવત, જ્ઞાન બતાવી તેમણે પોતાના મનને શાંત રાખ્યું, તેને બદલે અજ્ઞાન બતાવી તે

જાતને ન છાજે તેવા હુકમો આપત, અને બુદ્ધિ બતાવી તેમણે એ મહાન ક્રિયા કાંઈપણ અડચણ વગર ચાલુ રહેવા દીધી, તેને બદલે તેમને હાથે ઓછી સમજની કાંઈક બાબતો બનવા પામત. એથી ઉલટું, પિત્ત ધાતુ દુષિત થવાનો આબેહુબ દાખલો જાળિયાનવાળા બાગના બનાવ વખતે જોવામાં આવ્યો હતો. એ ઠેકાણે બનતા બનાવોને લીધે, પિત્ત દૂષિત થઈ, તેને પરિણામે બન્ને બાજુથી ક્રોધનાં લક્ષણો બતાવવામાં આવ્યાં, કે જેને લીધે આપણે જાણીએ છીએ તેવા ખેદકારક બનાવો બનવા પામ્યા.

જ્યારે તન્દુરસ્ત માણુસોની બાબતમાં આવી રીતે આકસ્મિક બનાવો વખતે પણ તેના શરીરમાં રહેલા ધાતુ વાત, પિત્ત અને કફનો પ્રકોપ થઇ તે દુષિત થાય છે, તો શરીરનાં અંદરનાં અવયવોમાં ઋતુ પરત્વે કંઇ વિકૃતિ થાય તો એ ધાતુઓ બગડે એ કંઈ અસંભવિત નથી. મનુષ્ય શરીર સાથે આ ત્રણ શકિત, વાત, પિત્ત અને કફ, ધાતુ રૂપે નિરોગી સ્થિતિમાં, અને દોષ રૂપે રોગી સ્થિતિમાં નિરંતર રહેલીજ છે. અને તેથી એક રોગીનાં રોગનું નિદાન કરતાં, જે અવયવમાં રોગ થયો હોય તેનું નિદાન કરવાની જરૂર હોય છે એટલુંજ નહિ, પણ તેનાં શરીરની અંદર રહેલા વાત, પિત્ત અને કફમાંના જે જે ધાતુ દૂષિત થએલ હોય, તેનું પણ નિદાન કરવાની જરૂર છે. રોગી માણસનાં નિદાન વખતે તેટલા માટે આ બન્ને નિદાન થાય તેજ સંપૂર્ણ નિદાન કહી શકાય. ત્રિદોષ અને રૂગ્ણેન્દ્રિય વિજ્ઞાન તેટલા માટે વૈદ્યોને સંપૂર્ણ નિદાન કરવા માટેનો એક અતિ ઉપયોગી અને અભ્યાસ કરવા લાયક વિષય છે.

## (૧૧) કૃમિતંત્ર.

## (11) Bacteriology.

છેવટે આપણે એ વિભાગના કૃમિતંત્ર ઉપર આવીયે. કૃમિતંત્ર જેને ઇંગ્લિશમાં Bacteriology કહે છે, તેનું અસ્તિત્વ આયુર્વેદમાં નથી એમ ઘણાઓ હજી માને છે. મુંબઈ મેડીકલ કાઉન્સિલમાં "આયુર્વેદ શાસ્ત્રીય નથી" એમ જણાવી, હું એક રજીસ્ટર્ડ ડોકટર હોવાથી મારે તેનો સંબંધ મુકી દેવો એમ મારી ઉપર નોટીશ આવી હતી. એ બાબતમાં ત્રણ વરસ સુધી પત્રદ્વારા સવાલ જવાબ થયા પછી, મારી તપાસ કાઉન્સિલ તરફથી કરવામાં આવી. તે વખતે કાઉન્સિલમાં મેમ્બર તરિકે કામ કરતા એક ડોકટર તરફથી મને આ બાબત પુછવામાં આવી હતી. ગૃહસ્થો હજી સુધી ઘણા જણ માનતા હશે કે એ વિષય આયુર્વેદમાં નથી, પણ આપ જાણીને આશ્ચર્ય પામશો કે ઇંગ્લિશ બેકટીરીયોલોજીનું પહેલું વાકય:—

The Bacteria are found invariably in the blood, tissues, or excretions of persons suffering from various diseases. They are Rod shaped (Bacilli), Globular (Micrococci) Twisted (Spirilla).

આ વાકય અક્ષરશઃ ચરકના વિમાન સ્થાનમાં એજ વિષયની શરૂઆતમાં જોવામાં આવે છે; તેમાં જણાવે છે કે **नादृष्याः कृमयः** નાનાં જંતુઓ જે નજરે દેખી શકાતાં નથી, તે ઘણા રોગ ઉત્પન્ન થવાના કારણભુત છે. એ જંતુઓ **शोणितज** એટલે લોહીમાં, **श्लेष्मज** એટલે કફમાં, અને **पुरीषज** એટલે મલમાં જોવામાં આવે છે. તેઓ **केशादा** એટલે નાના કેશ જેવા Rod shaped (Bacilli)

केशा- એટલે લાંબા કેશ જેવાં, વળી જાય તેવાં (Spirillo) અને લોમશાઃ કેશ વળીને નાનાં ગુંચળા થઈ ગયાં હોય તેવાં (Micrococci) હોય છે. આ આબેહુબ, અથવા એક લખાણુ બીજા લખાણુનો તરજુમો હોય તેવું કૃમિતંત્ર ચરકમાં વર્ણવવામાં આવેલ છે. મારા વિદ્વાન ડાકટર મિત્રો એમ તો નહિજ કહે કે ચરકે હાલની બેકટીરીયોલોજીમાંથી તે લીધું હશે. તેમ જો ન કહે તો તેથી ઉલટું ખરૂં હોવું જોઈએ. ચરકમાં સૂત્રરૂપે તે બાબત વાંચ્યા પછી, તેના પુરાવા ખાતર જુદા જુદા પ્રયોગો કરી, એક નવાં શાસ્ત્ર તરીકે તેને જનસમુહ આગળ મુકવાનું માન પાશ્ચિમાત્ય ડાકટરોને ઘટે છે. મેં પ્રથમથીજ કહ્યું છે કે ચરક સુશ્રુતનાં ભાષાંતરો આરબીક, ગ્રીક અને લાટીનમાં થયેલાં છે, અને એ લાટીન ભાષાંતરમાંથી ઇંગ્લિશ વૈદ્યકનું બીજ રોપાયું છે,

સ્વાસ્થ્યવૃત્ત, ન્યાયવૈદ્યક અને વિષપ્રકરણ તથા કૃમિતંત્ર, ત્રિદોષ અને રૂગ્ણેન્દ્રિય વિજ્ઞાન, એ વિષયોનો વૈદ્યકશાસ્ત્રનો વિભાગ પરિપૂર્ણ જાણનાર ભિષક્ કહેવાય છે.

હવે આપણે જનસમુહ, વૈદ્યક વિષયોમાં જે વિષયોનાં કાર્ય આપણને કરતાં જોઇ શકે છે, અને જે કાર્ય કરવાને માટે આપણે ઉપરના સર્વ વિષયો પરિપૂર્ણ જાણ્યા શિવાય લાયક થતા નથી, તે ત્રણ વિષયો ઉપર હું આવીશ. એ ત્રણ વિષયો તે નિદાનચિકિત્સા, શલ્ય શાલાક્યશાસ્ત્ર અથવા શસ્ત્રવૈદ્યક અને નેત્રરોગ, અને સૂતિકાશાસ્ત્ર તથા સ્રીરોગ અને બાળરોગ છે. આગળ કહેલા વિષયો તૈયાર કર્યા પછી વૈદ્યકનું જે કામ કરવાને માટે આપણે તૈયાર થવાનું છે, તે આ ત્રણ વિષયોને લગતું કાર્ય છે.

## (૧૨) નિદાન ચિકિત્સા.
## (12) Theory and practice of Medicine.

નિદાન ચિકિત્સાનો મહાન વિષય, એ દરેક વૈદ્યક પ્રવૃતિવાળાએ પરિપુર્ણ રીતે સમજવાનો તથા અધ્યયન કરવાનો છે. તેની અંદર રોગનું, એટલે જે અવયવ વિકૃત થયું હોય તેનું નિદાન કરવાનું છે, અને તે સાથે રોગીના શરીરની અંદર રહેલા વાત, પિત્ત, કફ એ ધાતુઓમાંથી જે ધાતુ દૂષિત થયા હોય, તેનું પણ નિદાન કરવાનું છે. આયુર્વેદમાં એક રોગીની ચિકિત્સા કરવા પહેલાં તેની બાબતમાં આ બન્ને પ્રકારનાં નિદાન કરવાની જરૂર છે, અને તેથી તે નિદાનને હું સંપુર્ણ નિદાન કહું છું; ઇંગ્લિશ પદ્ધતિ પ્રમાણે માત્ર જે અવયવ વિકૃત થયું હોય તેનુંજ નિદાન કરવાનુ હોવાથી તે નિદાનને હું અપુર્ણ નિદાન કહું છું. આ અપુર્ણ નિદાનને લીધેજ આપણે ઘણાં રોગીઓને તીવ્ર રોગમાંથી જીર્ણ રોગમાં જતા જોઇએ છીએ.

આયુર્વેદીય પદ્ધતિથી અવયવની વિકૃતિ અને કયો ધાતુ દુષિત થયેલ છે, એમ બન્ને નિદાન થવાથી, રોગને સારો થતાં વાર લાગતી નથી, અને અવયવ સુધરવાથી અને ત્રિધાતુ સમાન થવાથી, રોગી પાછો પુર્ણ તન્દુરસ્તિમાં આવે છે, આ બાબતમાં હું આપણુને નિરંતર નજરે પડતા એક રોગનો દાખલો આપીશ. ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કવીનીન એ મેલિરિયા માટે એક સિદ્ધ થયેલો ઉપાય છે. હવે એક ઠેકાણે, એકજ સ્થિતિમાં, ચાર મેલેરિયાના રોગીને રાખો, અને તેને એકજ જાતનો ખોરાક અને યોગ્ય પ્રમાણમાં કવીનીન આપો. પરિણામમાં તમે ઘણી વખત જોશો કે પ્રત્યેક દર્દીને ખોરાક અને દવા બાબતની સરખી સ્થિતિમાં રાખ્યા છતાં, અને રોગ મેલેરિયા શિવાય બીજો કંઇપણ નહોવા છતાં,

તે દર્દીઓમાંથી એક અથવા બેને સહેજ પણ ફાયદો થતો નથી, અને દિવસે દિવસે તેની સ્થિતિ બગડતી જાય છે. દરેક ડાકટરે આવા કેસો જોયા છે તેમાં શક નથી. હું મારા મિત્ર ડાકટરોને પુછવાની રજા લઉં છું કે આમ બનવાનું કારણ શું ? મારે કહેવું જોઇએ કે ઇંગ્રેજી વૈદ્યકશાસ્રમાં તેને કંઈ જવાબ નથી. આયુર્વેદજ આવી સ્થિતિ કેમ ઉભી થાય છે તેનો જવાબ આપી શકશે વાત, પિત્ત અને કફની પ્રણાલી પ્રમાણે ઔષધોના વિભાગ કરીએ, તો દરેક વૈદ્ય કહી શકશે કે, કવીનાઇન પિત્ત પ્રકોપ કરવાવાળી દવા છે. એજ પ્રણાલી પ્રમાણે એ ચાર દર્દીઓમાંથી જે દર્દીઓ સારા થયા નથી, તેની પ્રકૃતિ પિત્તની હોવી જોઇએ, પિત્ત પ્રકોપ કરવાવાળી કોઇપણ દવા પિત્તપ્રકૃતિવાળા માણસને ગમે તેવા સારા હેતુથી આપવામાં આવે, તો પણ તે તે માણસમાં પિત્તની વૃદ્ધિ કરી તેને દૂષિત કરશે, અને તેને લીધે તેનો થવાનો ગુણ બાજુ ઉપર રહી તે રોગીને ઉલટી, તૃષા વિગેરે ઉપદ્રવો થશે, તથા જ્વર ઘટવાને બદલે ઉલટો વધશે. ડૅા. વૉરશીંગ્ટન યૉર્ક રૅાયલ સોસાએટી ઑાફ ટ્રોપીકલ મેડીસીન એન્ડ હાઇજીનની ગઇ વાર્ષિક સભામાં કેટલાક મેલેરીયાનાં દરદીઓની બાબતમાં કહે છે કે:—

"The amount of daily doses of Quinine, the length of time it is continued and the manner of its administration do not exert any influence."

"લાંબો વખત સુધી જુદી જુદી રીતે જુદા જુદા પ્રમાણમાં કવીનીન આપવા છતાં તે મેલેરિયા ઉપર કાંઇ અસર કરતું નથી." આવા રોગીને મેલેરિયા મટાડવાની આશાએ જો ડાકટર વધારે અને વધારે કવીનીન આપશે,

તો પરિણામે તે રોગીને સહેજ પણ ફાયદો જણાશે નહિ, અને તેના રોગ સાથે સંબંધ રાખતો પિત્તદોષ વધવાથી રોગી અંતે મરણ પામશે. આવા લાંબા વખત સુધી ડાકટરની સારવાર નીચે રહેલા, અને છેવટ અતિશય ખરાબ દશામાં આવી પડેલા રોગી પાસે જ્યારે એક સુશિક્ષિત વૈદ્યને લઇ જવામાં આવે છે, ત્યારે તે માત્ર તેનો પિત્તદોષ શમન કરવાને કવીનીન સાથે, અથવા તે વગર લીમડાની ગળો, ખડસલીયો, અથવા પ્રવાલ આપે છે, પરિણામે એ ઘણા દિવસનો તાવ વૈદ્યની માત્ર એકજ પડીકીથી નીકળી જાય છે. મારા વિદ્વાન ડાકટર મિત્રો તથા વૈદ્યો! હું કહેવાની રજા લઉં છું કે શાસ્ત્રિય રીતે થતા આવા ચમત્કારિક ગુણને મુંબઈની લેજીસ્લેટિવ કાઉન્સિલમાં, ડાકટર સર નરિમાને એક આકસ્મિક સંજોગ તરિકે જણાવી આયુર્વેદને ઉતારી પાડવાની તજવીજ કરી હતી. મેં ઉપર જણાવેલાં તાવ ઉતારવાના શાસ્ત્રીય કારણોથી આપ સમજી શકશો કે કંઇ કોઈ જાતનો આકસ્મિક સંજોગ નથી, પણ નિદાન તથા ચિકિત્સાની એક શાસ્ત્રિય પદ્ધતિનું શાસ્ત્રિય પરિણામ છે.

આ ઉપરથી ચોક્કસ સમજાશે કે આયુર્વેદની પદ્ધતિથી કરવામાં આવતું નિદાન એ શાસ્ત્રીય નિદાન તથા સંપુર્ણ નિદાન છે, અને તેને આધારે રોગીની ચિકિત્સા કરવાથી તેનો રોગ નાશ પામે છે, એટલુંજ નહિ પણ તે રોગને ઉત્પન્ન કરતા અથવા તે રોગથી ઉત્પન્ન થતા દોષ પણ નાશ પામે છે. પણ વાત, પિત્ત તથા કફની પ્રણાલીને બાજુ ઉપર મુકી કરેલાં નિદાન અપુર્ણ નિવડે છે, અને તેને આધારે કરવામાં આવેલી ચિકિત્સા અધુરી રહી જઇ રોગીને સ્વાસ્થ્યની પુર્ણ સ્થિતિમાં લાવી શકતી નથી. આવા અસંખ્ય દાખલાઓ આપણને મળી શકે છે. થોડાજ વખત

ઉપર એક રાજ્યવંશી કુટુંબમાં એક નાનાં કુંવરી કફ જ્વરથી પીડાતાં હતાં, તેની સાથે તેમને વાતનો પ્રકોપ થયો. ઇંગ્લીશ પદ્ધતિએ કહીએ તો ફેફસાંનો ભયંકર સોજો થયો હતો, તે સાથે પેટનું ફુગવું અને આંચકી પણ લાગુ પડી. સ્થિતિ એવી ભયંકર આવી પડી કે જીવનની આશા છોડવામાં આવી અને જે વખતે છેવટનાં સર્વ કાર્યોને માટે તૈયારી થતી હતી, તે વખતે તેમને જોવાની મને તક મળી. નાડી અને શ્વાસોશ્વાસ તરફ નજર રાખતાં અને રોગીની ભયંકર સ્થિતિ જોતાં પણ મને તેમાં કંઇક આશા જેવું દેખાયું. મેં કફનો પ્રકોપ તથા વાતનો પ્રકોપ પરિપુર્ણ જોયો, પણ પિત્તનો પ્રકોપ જરા પણ જોયો નહિ. આ એક લક્ષણથી મને તેમને માટે ઉપચાર કરવાની હિંમત આવી, અને સૌની આનાકાની છતાં મેં ઉપચાર કરવાનું માગી લીધું. છેવટનો સમય અને ધર્મની ક્રિયાઓની આડે આવવા જેવું સાહસ કરવું એ ઠીક નહિ, એમ મને ચેતાવવામાં આવ્યો, પણ જે એક દોષ આ રોગીમાં ઓછો જોવામાં આવતો હતો તેને લીધે જો હું તે વખતે કંઈ નહિ કરૂં તો મેં મારી ફરજ ન બજાવી એમ મારા અંતઃકરણમાં નિરંતર સાલશે એમ ધારી મેં ઉપચાર કરવા દેવાનો આગ્રહ કર્યો. તેમ કરતાં રોગીને ધીમે ધીમે સારૂં થવા લાગ્યું, અને જોકે વિદ્વાન ડાકટરો એક પછી એક એ રોગીને જોવા માટે આવ્યા અને સર્વને ઇંગ્લીશ પદ્ધતિ પ્રમાણે રોગીનું ભાવી નિરાશાજનક લાગ્યું, તો પણ આયુર્વેદીય પદ્ધતિ પ્રમાણે ત્રિદોષ પુરેપુરો ઉત્પન્ન ન થવાને લીધે એ રોગીનું મરણ નજ થવું જોઇએ એ માન્યતાએ મેં ઉપચારો ચાલુ રાખ્યા અને ઇશ્વરકૃપાથી આજે તેને તદ્દન સારૂં છે. ગૃહસ્થો, પ્રિય ચિકિત્સક બંધુઓ! આ દાખલો મારે અહિં આપવો ન જોઇએ. તેમ કરવું તે વૈદ્યક વિવેકથી વિરૂદ્ધ છે, છતાં

વાત, પિત્ત અને કફની ત્રિધાતુ અને ત્રિદોષની પ્રણાલીથી કામ કરતાં, ગમે તે ઔષધ વાપરીએ તોપણ આયુર્વેદીય ચિકિત્સકોને કેટલો યશ મળી શકે છે, તેના એક પ્રત્યક્ષ પુરાવા તરીકે તે અહિ મૂકવાની મેં હિમત કરી છે, જેને માટે હું ક્ષમાને પાત્ર છું. આ પ્રમાણે આયુર્વેદમાં ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, માધવનિદાન વિગેરેમાં નિદાન ચિકિત્સાનો વિષય ઘણોજ સૂક્ષ્મ રીતે અતિશય વિદ્વત્તાથી વર્ણવવામાં આવેલો છે, અને ઈંગ્લીશ પદ્ધતિ પ્રમાણે થતી ચિકિત્સા કરતાં તે કેટલો સંપુર્ણ છે તે મેં ઉપર કહેલી બાબતથી સહજ સમજી શકાશે. વૈદ્યક વિદ્યાર્થિને તેટલા માટે તેનો અભ્યાસ પુર્ણ રીતે કરવાની અતિશય આવશ્યકતા છે.

## (૧૩) શલ્યશાલાકયશાસ્ત્ર.

## (13) Surgery and Eye diseases.

એજ વિભાગમાં શલ્યશાલાકયશાસ્ત્ર એ બીજો મહત્વનો વિષય છે. આ વિષયમાં પાશ્ચાત્ય ચિકિત્સકોએ જે વધારો કર્યો છે તે ખરેખર વખાણવા લાયક છે. યોગ્ય સ્થળે ચિકિત્સાની યોગ્ય પદ્ધતિને માન આપવું એ એક શાસ્ત્રીય ચિકિત્સક તરીકે આપણો ધર્મ છે. મારે કહેવું જોઇએ કે શસ્ત્રવૈદ્યો પોતાની ઉતાવળમાં જ્યાં શસ્ત્ર-ક્રિયાની જરૂર ન હોય ત્યાં તે કરી પોતાના નિદાનમાં ખોટા પડવા જેવું જો ન કરે, તો તેમનાં કાર્યને જે યશ હાલ મળે છે તેથી પણ વધારે યશ મળે. સુશ્રુતાચાર્યે આ વિષય ઘણીજ પદ્ધતિપુરઃસર લખ્યો છે. જુદાં જુદાં શસ્ત્રોનાં વર્ણન કરી તથા જુદી જુદી રીતે શસ્ત્રનો ઉપયોગ કેમ કરવો તે બતાવી, પછી અમુક રોગ ઉપર અમુક જાતની શસ્ત્રક્રિયા કરો એમ તે જણાવે છે. અશ્મરી માટેની તેમણે વર્ણવેલી શસ્ત્રક્રિયાનું વર્ણન હાલના પુસ્તકોમાં વિદ્વાન

ડાકટરોએ કરેલાં એજ શસ્ત્રક્રિયાનાં વર્ણનને એટલું બધું મળતું આવે છે કે તે એક બીજાનો તરજુમો હોય એવો તેમાંથી ભાસ થાય છે. એ ક્રિયામાં છેદ કયાં કરવો, કેટલો લાંબો કરવો, એ ક્રિયા પહેલાં શું શું તૈયારીઓ કરવી, એ ક્રિયા પછી શું શું તજવીજ રાખવી, એ વિગેરેનું વિગતવાર વર્ણન સુશ્રુતમા આપવામાં આવ્યું છે. સુશ્રુતે બીજી કેટલીક એવી શસ્ત્રક્રિયાઓનું વર્ણન કર્યું છે કે જે હાલ થોડાજ વરસો ઉપર ઈંગ્લીશ ચિકિત્સક સર્જ્યનોએ આપણી પાસેથી ગ્રહણ કરી તેને " Indian operaton " એવું નામ આપ્યું છે. આ ક્રિયા તે, શરીરના એક ભાગ ઉપરથી ત્વચા કહાડી તેનો એક છેડો શરીરને વળગી રેહેવા દઇ, એટલે કે તે ત્વચાને જીવતી રાખી, પછી તે કપાયેલા નાક, કાન અથવા બીજા અવયવો ઉપર તેની આબેહુબ પૂર્વની આકૃતિ પ્રમાણે વાળી સાંધી લેવી એ છે. આ શસ્ત્રક્રિયાનું ગુઢ રહસ્ય આટલામાંજ અટકતું નથી. રક્તાભિસરણ વિષે પ્રાચિન આર્યોને માહિતિ હતી, સૂક્ષ્મ અને અતિષય ધારદાર શસ્ત્રોની જરૂરિયાત તેઓ સારી રીતે સમજતા હતા, યુદ્ધ વખતે થતા ઘા અને કપાતા હાથપગ શસ્ત્રક્રિયાથી પાછા સારી સ્થિતિમાં લાવવાનું તેઓ જાણતા હતાં, તથા તે સર્વ ક્રિયાઓ કર્યા પછી રોગીને પાછળથી ધનુર્વાત આદી બીજા ઉપદ્રવો ન થાય તેને માટે શું શું તજવીજો કરવી, તે તેઓ સારી રીતે સમજતા હતા, એમ આ ઉપરથી સિદ્ધ થાય છે. મને ખેદ થાય છે કે કેટલાક વૈદ્યો એમ માને છે કે શસ્ત્રોપચારને લાયક ગણાતા દરેક રોગો ઔષધોપચારથી મટી શકે છે. આ માન્યતાને લીધે અને મહાત્મા બુદ્ધના વખતમાં પ્રચારમાં આવેલી કેટલીક ધાર્મિક માન્યતાને લીધે, નેત્રરોગ તથા બીજા રોગની શસ્ત્રોપચારની ચિકિત્સા આયુર્વેદીય ચિકિત્સકોમાંથી ઓછી થઈ ગઈ તેથી

ચિકિત્સાના એ અંગનો વિકાસ કરવાને આપણી પાસે હેતુ અને સાધનોની ન્યૂનતા થઇ ઇંગ્લીશ ચિકિત્સા શાસ્ત્રમાં આ વિષયમાં અનુભવ અને પ્રત્યક્ષ ક્રિયાને લઇને અતિશય વિકાસ થયો છે, અને આયુર્વેદીય ચિકિત્સકોમાં પણ યોગ્ય શિક્ષણ અને પ્રત્યક્ષ અનુભવ લઇ ચિકિત્સાના એ અઙ્ગમાં આગળ વધવાની હું ખાસ જરૂર જોઉં છું.

## (૧૪) સૂતિકાશાસ્ત્ર, સ્ત્રીરોગ અને બાળરોગ.

## (14) Midwifery, Diseases of Women and Children

આજ પ્રમાણે સૂતિકાશાસ્ત્ર, જેની અંદર પણ શસ્ત્રો, યંત્રો વિગેરે સાધનોની જરૂર પડે છે, તેના જુદા જુદા પ્રયોગો ચરક અને સુશ્રુતમાં જુદે જુદે ઠેકાણે વર્ણવેલા છે. તેમાં પ્રસવ કેમ કરાવવો, આડો આવેલો ગર્ભ કેમ કહાડવો, જોડ ગર્ભ હોય તો શું કરવું, ઓર કેવી રીતે પાડવી, રાક્ષસી ગર્ભ કહાડવા તેનાં મસ્તકનું છેદન કેવી રીતે કરવું, એક એક પછી કયા કયા અવયવો, હાથ, પગ વિગેરે કેવી રીતે કાપી બહાર કહાડવાં, આ વર્ણન ગર્ભિણી વ્યાકરણ શારીરાધ્યાયમાં ચરક તથા બીજા ગ્રંથોને આધારે બહુ સારી રીતે કરવામાં આવ્યું છે. ગર્ભ સંબંધે કેવી ગંભીર શસ્ત્રક્રિયા, કેવી દઢ હીંમતથી તે વખતે કરવામાં આવતી હતી, તેનું વર્ણન આ અધ્યાયમાં બહુ સારી રીતે કરેલું જોવામાં આવે છે, આ ક્રિયાઓ આયુર્વેદીય ચિકિત્સકોમાંથી ધર્મને નિમિત્તે અથવા ઔષધોપચારથી બધું થઇ શકે છે એ માન્યતાએ નાશ પામી છે, તે પાછી સજીવન કરવાની અતિશય જરૂર છે; કારણ વિદ્વાન ચિકિત્સાના એ અઙ્ગના પણ પૂર્ણ જ્ઞાન વગર પૂર્ણ વૈદ્ય થઇ

શકાતું નથી. આની સાથે સાથે સ્ત્રીરોગ ચિકિત્સા તથા બાળરોગ ચિકિત્સાનો પણ અભ્યાસ કરવાની ખાસ જરૂર છે, જે ચરક અને વાગભટ્ટમાં બહુ લંબાણથી વર્ણવામાં આવેલાં છે અને દરેક વૈદ્ય તે સારી રીતે જાણે છે. ખાસ કરીને કેટલાક વૈદ્યો તો તેની અંદર ખાસ અનુભવ મેળવી એ વિષયનાજ ચિકિત્સક તરિકે એવી ઉત્તમ રીતે ચિકિત્સા કરે છે કે વિદ્વાન ડોકટરો પણ તેઓના કાર્યથી આશ્ચર્ય પામે છે.





# ખાસ સુચના!

આ ગ્રંથમાં લખેલી દવાઓ દરેક દરદીને આપતી વખતે તેની ઉંમર તેની પ્રકૃતી, તથા તેના બળાબળનો વિચાર કરી દવાનું વજન થોડા પ્રમાણમાં આપવું. પુખ્ત ઉંમરના અને બળવાન માણુસને એમા લખેલું પુરૂં વજન આપવું અને તેથી નાની ઉમરનાનો તેની ઉંમરના પ્રમાણમાં ઓછું વજન આપવું.

એટલુંજ નહીં પરંતુ નાના અને દુધ પીતાં બાળકોને અને સગર્ભા સ્ત્રીઓને તેમજ વૃદ્ધ અને નબળા માણુસોને માત્રા તથા રસાયનાદિક પ્રયોગોની દવા નહીં આપતાં કાષ્ટાદિક ઔષધો ઘણુાજ થોડા વજનમાં દેશ કાળ અને તેના બળ અને પ્રકૃતિ તેમજ તેની ઉમરનો વિચાર કરી ઓછા વજને ઔષધ આપવું.



# શરીર બગડવાનું કારણ

આપણા પ્રાચીન આયુર્વેદ વૈદકશાસ્ત્રવેત્તાઓનો મુળ સિદ્ધાંત તો એજ છે કે શરીર બગડવાનું ખાસ કારણ મિથ્યા આહારવિહાર એટલે અનિયમીત રીતે અને અયોગ્ય ખોરાક ખાવો પીવો તેમજ અયોગ્ય વર્તન રાખી અનિયમીતપણે અને બેદરકારપણે વર્તવું એજ છે. માટે આગળથી ચેતીને વૈદકશાસ્ત્રના દરેક નિયમો પાળી તે પ્રમાણે વર્તવામાં આવે તો શરિર બગડવાનો ભાગ્યેજ સંભવ ઉત્પન્ન થાય માટે હરેક માણસે એટલું તો યાદ રાખવાની જરૂરજ છે કે આપણે જીવવાને માટેજ ફક્ત શરીરને પોષણ મળે એટલોજ ખોરાક ખાવો જોઇએ પરંતુ ખાવાને માટેજ આપણે જનમ્યા છીએ એમ ધારી વગર વિચારે પ્રકૃતિને માફક આવે નહિ એવા અવગુણકર્ત્તા પદાર્થોનું હંમેશા સેવન રાખવાથી વાયુ, પીત્ત અને કફ એ ત્રણ દોશોમાંના હરકોઇ દોષનો પ્રકોપ થઈ શરીરમાં વ્યાધી ઉત્પન્ન થાય છે તેમજ પ્રકૃતીને માફક આવે નહિ એવા અવગુણકર્તા વિહારાદીક મિથ્યા કાર્યો કરવાથી પણ શરીર રોગનો ભોગ થઇ પડે છે. શરીરમાં મળ અને દોષનો પ્રકોપ થવાથીજ શરીર વ્યાધીમાં સપડાય છે એવો આયુર્વેદ વૈદકશાસ્ત્રનો સિદ્ધાંત છે વગર મહેનતે સુસ્તી નબળાઈ અને થાક લાગવો તેમજ તેની સાથે શરીરમાં કળતર અને બેચેની, અનાજ ઉપર અભાવો અને કમ્મર, માથુ અને પગમાં પીડા થવી એ સાધારણ દરેક તાવની શરૂઆતની નીશાની હોય છે. અને તેનુંજ નામ (જ્વર) એટલે તાવ. આપણા પુર્વાચાર્યોએ તાવને સર્વ રોગમાં રાજા ગણેલો છે અને તેનું વર્ણન

કરતાં તેને મહા બળવાન ગણેલો છે તાવમાં શરીર ગરમ થઈ જઈ નાડી ગરમ અને વેગવાળી ચાલવા માંડે છે, શરીરના સ્નાયુઓ શીથીલ થઇ જાય છે. અને તેથી શરીર માંના કેટલાક મર્મસ્થાનોને પોતાનું કાર્ય કરવામાં હરકત પડે છે શરીરના બીજા કોઇ પણ અવયવમાં કે મર્મસ્થાનમાં વિકાર નહિ હોવા છતાં દોષોના પ્રકોપથી પણ પોતાની મેળેજ સ્વતંત્ર રીતે પણ તે ઉત્પન્ન થાય છે અને કેટલીક વખતે મર્મસ્થાનના બીજા કોઈપણ વ્યાધીના ચીન્હ રૂપેજ તે આવીને ઉભો રહે છે.

તાવ આવતાની સાથે શરીર ગરમ થઇ આવે છે. અનાજ ઉપર અરૂચી ઉત્પન્ન થાય છે. ચામડી લુખ્ખી પડી જાય છે, મોઢું, જીભ, અને તાળવું સુકાય છે, પાણીનો સોષ પડે છે આંખોમાં અગન બળે છે, પીશાબનો રંગ પીળો અથવા લાલ થઇ જાય છે શ્વાસ અને નાડી જોરમાં ચાલે છે અને શરીર મરડાયા કરે છે આવીરીતે તમામ તાવ ભરાઇ રહ્યા બાદ પરસેવો થાય છે અને ધીમે ધીમે તાવ ઉતરતો જાય છે. તેમજ કેટલાક તાવમાં પરસેવો બીલકુલ થતો નથી અને એમને એમ ઉતરી જાય છે અને તેમાં થતા જુદા જુદા ચિન્હો પ્રમાણે તેના વિભાગો પડે છે

શરીરમાં જે દોષોનો પ્રકોપ વધારે થયો હોય તે દોષ આમાશયમાં જઈ કોઠાની ખરી ગરમીને બહાર કાઢી નાંખી રસ અને રકતને દુષિત કરી શરીરને ગરમ કરે છે તેને તાવ કહે છે તાવની સંખ્યા વૈદકશાસ્ત્રમાં મુખ્ય આઠ પ્રકારની વર્ણવેલી અને તે નીચે પ્રમાણે છે:—

૧—વાતજ્વર, વાયુ અને સરદીથી ઉત્પન્ન થયલો તાવ, ૨—પિત્તજ્વર—પિત્ત અને ગરમી વધવાથી ઉત્પન્ન

થયલો તાવ ૩—કફજ્વર—રસ અને બલગમ વધવાથી ઉત્પન્ન થયલો તાવ, એ પ્રમાણે બબ્બે દોષોનો સાથે પ્રકોપ થવાથી એટલે વાયુ અને પિત્ત એ બન્નેનો સાથે પ્રકોપ થવાથી વાત પિત્તજ્વર, વાયુ અને કફનો સાથે પ્રકોપ થવાથી વાત કફજ્વર, તેમજ પિત્ત અને કફનો સાથે પ્રકોપ થવાથી પિત્ત કફજ્વર ઉત્પન્ન થાય છે. અને ત્રણે દોષનો સાથે પ્રકોપ થયો હોય તો ત્રિદોષ (સન્નિપાત) નો તાવ લાગુ પડે છે.

એ શિવાય મનમાં ધારેલી વસ્તુ પ્રાપ્ત નહિ થવાથી, કામ, ક્રોધ અને ભય ઉત્પન્ન થવાથી આવેલો તાવ અથવ માર લાગવાથી કે પડી જવાથી ઉત્પન્ન થયલા તાવને આગંતુક જ્વર એવું નામ આપવામાં આવ્યું છે.

દરેક જાતના તાવવાળા દરદીને પ્રથમ કોઇપણ જાતને ખોરાક નહિ આપતાં લાંઘણુ કરાવવી જોઇએ જેથી દોષનુ પાચન થઈ જલદીથી તાવ જતો રહે છે.



# વિષમજ્વર વાયુનો તાવ



વાયુ અને શરદીથી ઉત્પન્ન થયલા તાવવાળા દરદીને પ્રથમ સખત ટાઢ ભરાઇને ધ્રુજારી આવે અને શરીરન રૂવાંટા ઉભા થઈ જાય છે. અને પાછળથી શરીર ગરમ થઇ જઈ ટાઢ સમાઈ જાય છે. દરદીનું મોઢું સુકાઇ જાય છે ઉંઘ બીલકુલ આવતી નથી અને શરીરના દરેક સાંધાઓમાં દુખાવો અને કળતર થાય છે. માથામાં અતિશય વેદન

થાય છે અને છાતીમાં ગભરામણ થાય છે. ઝાડો કબજ થઇ જાય છે પેટમાં દુ:ખાવો થાય છે, અગર પેટ ચઢેલું રહે છે, ઉપરાચાપરી બગાસાં આવે છે. આવાં ચિન્હો જે તાવમાં થાય તેને વાયુ અને શરદીનો તાવ જાણવો.

## વાતજવરની ચિકિત્સા

૧—વિષમ જ્વરાંકુશ—શુદ્ધ પારો એક તોલો, શુદ્ધ ગંધક એક તોલો, એ બન્નેને ખલમાં નાખી એક દિવસ ઘુંટવું, અને તેની કર્જલી કરવી. પછી તેમાં આંકડાના ફુલની અંદરની કળીઓ તોલા ત્રણ, કાળાં મરી તોલો એક, તથા કડું તોલા ત્રણ, બારીક વાટી ઉપલી કર્જલીમાં મેળવી આદાનાં રસમાં એક દિવસ ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી ચાર ચાર કલાકે બબ્બે ગોળી ગરમ પાણી અથવા ચાહ સાથે આપવાથી દરરોજનો, એકાંતરીઓ, ચોથે દિવસે આવતો તાવ વિગેરે તમામ જાતના વાયુ અને શરદીના તાવ અટકી જાય છે. દરદીને તાવ જાય નહિ ત્યાં સુધી ચાહ અને દુધ શિવાય ખોરાકમાં બીજું કાંઇપણ આપવું નહિ. આ દવા સગર્ભા સ્ત્રીઓને અને નાના બાળકોને આપવી નહિ. વાયુ અને શરદીના તાવનો આ અનુભવસિદ્ધ ઉપાય છે.

૨—એકાંતરીઆ તથા ચોથીઆ તાવનો ચમત્કારી ઉપાય—શુદ્ધ પારો તોલો એક, શુદ્ધ ગંધક તોલા બે, એ બન્નેને ખલમાં નાખી એક દિવસ ઘુંટી કર્જલી કરવી. ત્યારબાદ સુંઠ તોલો એક, મરી તોલો એક, પીપર તોલો એક, ટંકણખાર ફુલવેલો તોલો એક, સાજીખાર તોલો

એક, શુદ્ધ કરેલો વછનાગ તોલો એક, અને અભ્રકભસ્મ તોલો એક લઈ બારીક ચુર્ણ કરી ઉપલી કજ્જલી સાથે મેળવી દેવું. અને આદાના રસમાં એક દિવસ ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી. દર ત્રણ ત્રણ કલાકે એક એક ગોળી આદાના રસ અને મધ સાથે મેળવીને આપવાથી તમામ જાતના તાવ એકજ દિવસમાં અટકી જાય છે, પરંતુ દરદીને ગરમ કરેલું દૂધ અને ચાહ શિવાય બીજો કોઇપણ જાતનો ખોરાક આપવો નહિ.

૩—જ્વરવિનાશક—શુદ્ધ ગંધક તોલો એક, શુદ્ધ પારો તોલો એક, ખલમાં નાખી એ બન્નેને એક દિવસ ઘુંટી કજ્જલી કરવી. પછી તેમાં શુદ્ધ કરેલો વછનાગ તોલો એક, ચિત્રાછાલ તોલો એક, સુંઠ એક તોલો, મરી એક તોલો અને પીપર ત્રણ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી, ઉપલી કજ્જલીમાં મેળવી એક દિવસ આદાના રસમાં ઘુંટવું. અને તેની બાજરીના દાણા પ્રમાણે ગોળી વાળવી. દર ત્રણ ત્રણ કલાકે બબ્બે ગોળી ગરમ કરેલા દૂધ સાથે આપવાથી વાયુ તથા શરદીથી ઉત્પન્ન થયલો તાવ અટકી જાય છે.

૪—વિષમજ્વરાંકૂશ—સોમલ તોલો એક લઈ તેની કપડામાં પોટલી બાંધી કેળનો રસ શેર દસ એક ઘડામાં ભરી દોલાયંત્રની રીતથી પોટલી અંદર ડુબતી રાખી ચુલા પર ચઢાવી તેને ઉકાળવું. જ્યારે તમામ રસ બળી જાય ત્યારે પોટલી બહાર કાઢી સોમલને ખલમાં નાંખી બારીક વાટવો. ત્યારબાદ તેમાં કાથો તોલા ત્રણ, સુંઠ તોલો એક, મરી તોલા બે અને પીપર તોલા ત્રણ વાટી બારીક વસ્ત્રગાળ કરી સોમલ સાથે મેળવી દેવું. પછી તેને એક દિવસ કેળના રસમાં ઘુંટી રાઇના દાણા પ્રમાણે ગોળી વાળવી. આ ગોળી વાયુ અને શરદીના તાવવાળાને ચાર

ચાર કલાકે એક એક ગોળી દુધ સાથે આપવાથી વિષમ જ્વરનું જોર અટકી જાય છે. આ ગોળી સગર્ભા સ્ત્રીઓને તેમજ નાનાં બાળકોને આપવી નહિ. દરદીને કકડીને ભુખ લાગે ત્યારે ઘી અને ખીચડી ખાવાને આપવાં. એ શિવાય બીજું કાંઈજ આપવું નહિ.

૫—ચોથીઆ તાવનો ચમત્કારી ઉપાય—કાચકાની મીંજ તોલો એક, કડું તોલો એક, કોલમ તોલો એક, કાળીજીરી તોલો એક લઈ બારીક વસ્ત્રગાળ કરી ખલમાં નાંખી કાચકીના પાંતરાના રસમાં એક દિવસ ઘુંટવું, અને તેની વટાણા પ્રમાણે ગોળીઓ વાળવી. દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી ચાહ અથવા ગરમ દુધ સાથે આપવાથી ચોથે દિવસે આવતો તાવ તથા એકાંતરીઓ અને દરરોજ આવતો વાયુ અને શરદીનો તાવ ત્રણ દિવસમાં જતો રહે છે. આ અનુભવસિદ્ધ ઉપાય છે. જ્યાંસુધી તાવ આવતો અટકી જાય નહિ, ત્યાંસુધી દરદીને ફક્ત ગરમ કરેલા દુધ શિવાય બીજો કોઇપણ ખોરાક આપવો નહિ.

૬—વિષમજ્વરહર કવાથ—સુંઠ તોલો એક, મરી તોલો એક, પીપર તોલો એક, તુળસીના બીયાં તોલો એક, ગળો તોલો એક અને કરીયાતું તોલા ત્રણ લઇ તેને અધખોખરૂં કરી તેના ચાર ભાગ કરવા તેમાંથી એક ભાગ શેર પાણીમાં નાંખી ઉકાળવું પાશેર પાણી રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે એકેક ભાગ આપવાથી વાયુ અને સરદીથી ઉત્પન્ન થયેલા વિષમજ્વરો જલદીથી જતા રહે છે.

૭—વિષમજ્વર વિનાશક ચુર્ણ—કોલમ, કરીયાતુ કાળી જીરી, કાચકા અને ગળોસત્વ એ દરેક ચીજ એકેક તોલો સુંઠ, મરી અને પીપર બબ્બે તોલા અને તુલસીના બીયાં,

કુદનાના પાંત્રા અને કડવી નાઇની ભાજીના પાંત્રા અકેક તોલો લઈ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી બબ્બે વાલને વજને દર ત્રણ ત્રણ કલાકે ગરમ ચા કે દૂધ સાથે આપવાથી વાયુ અને સરદીથી આવતો તાવ અટકી જાય છે. જ્યાંસુધી તાવ તદ્દન જાય નહી ત્યાં સુધી દરદીને ફક્ત ગરમ કરેલા દુધ શિવાય બીજો કાંઈજ ખોરાક આપવો નહીં.

૮—વિષમજ્વરઘ્ની ગુટીકા–લીમડાપરની ગળો શેર એક લાવી તેના ઝીણા કટકા કરી ચાર શેર પાણીમાં નાંખી ઉકાળવું જ્યારે શેર પાણી રહે ત્યારે ઉતારી કપડાથી ગાળી લઇ તે પાણીને પાછું ચુલાપર મુકી ઉકાળવું જ્યારે જાડું માવા જેવું થઈ જાય ત્યારે તેમાં સેકેલા કાચકાની મીચ, કોલમ, કડુ, કરીયાતુ, મરી, સુંઠ, પીપર, કાળીજીરી અને લીમડાની લીંબોડી એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ કરી ઉપલા ગળોના ઘનમાં મેળવી દઈ વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી ગરમ કરેલા દુધ કે ચા સાથે આપવાથી વાયુ અને સરદીથી ઉત્પન્ન થયલો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે અટકી જાય છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. દરદીને ખોરાકમાં ફક્ત ગરમ દુધ અને ચા આપવા.

## પિત્તના તાવની પીડા.



પિત્તના પ્રકોપવાળા તાવમાં દરદીને છાતીમાં ગભ મણ અને ઉલટીનો ઉછાળો ઘણોજ જોરમાં હોય છે. આખા

શરીરમાં તોડ અને વેદના થાય છે. તેની સાથે માથાની પીડા પણ ઘણી હોય છે, શરીરમાં દાહ બળે છે. આંખે અંધારાં આવે છે, મોંઢાનો સ્વાદ કડવો થઇ જાય છે, પાણીનો શોષ ઘણો પડે છે, અને કેટલાક દરદીઓને પાણી જેવા ઝાડા પણ થાય છે. દરદી લવારો ઘણોજ કરે છે, આંખ, જીભ અને મોઢું પીળા રંગના દેખાય છે. આટલાં ચિન્હો પિત્તના તાવવાળા દરદીને જરૂર થાય છે.



# પિત્તના તાવના ઔષધો.



૧—પિત્તના તાવવાળા દરદીને છાતીમાં ગભરામણ થતી હોય તો અગરનું લાકડું અને સુખડ ગુલાબજળમાં ઘસીને છાતી ઉપર લગાડવાથી દરદીની ગભરામણ ઘણી ઓછી થઈ જાય છે.

૨—પિત્તના તાવવાળા દરદીનું માથું ઘણુંજ દુ:ખતું હોય તો લીમડાનું લાકડું, સુખડ અને સુંઠ ગુલાબજળમાં ઘસીને માથાપર ચોપડવાથી માથાનો દુ:ખાવો દૂર થવા માંડે છે.

૩—પિત્તના તાવવાળા દરદીને જો ઉલટીનો ઉછાળો ઘણો થતો હોય તો નાળીએરનું કાચલું અને સુખડ પાણીમાં ઘસીને પીવા આપવું. તેથી ઉલટીની ઉબક ઓછી થઇ જાય છે.

૪—પિત્તજવરાંકુશ—ફુલવેલી ફટકડી એક તોલો, ફુલવેલો ટંકણખાર એક તોલો, પકવેલો નવસાર અધો

તોલો; કોલમ, કડુ, કાળીજીરી, કરીઆતું અને કાચકાની મીચ એ દરેક ચીજ એક એક તોલો લઈ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી દરદીને દર ત્રણ ત્રણ કલાકે સાકરના પાણી સાથે આપવાથી પિત્તનો તાવ અને તેના તમામ ઉપદ્રવો ઓછા થઈ જાય છે.

૫—પિત્તપાપડો, તુલસીનાં બીઆં, કડુ, કોલમ, કપુર કાચલી, કરીઆતું અને ગળો એ દરેક ચીજ એક એક તોલો લઈ અધખોઅરી કરી તેના ત્રણ ભાગ કરવા, દરરોજ એક એક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી લઇ તેના ત્રણ ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે એક એક ભાગ આપવાથી પિત્તનો તાવ ઉતરી તથા અટકી જાય છે.

૬—પિત્તજ્વરઘ્ની ગુટિકા—લીમડાની લીંબોડીની મીચ એક તોલો, ગળોસત્વ બે તોલા, કોલમ, કડુ અને કાળીજીરી એક એક તોલો, કરીઆતાંની પાંતરી એક તોલો, પિત્તપાપડો એક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેને એક દિવસ આદાના રસમાં ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી. ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી પિત્તના તાવવાળા ને પાણી સાથે આપવાથી પિત્તનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે જતો રહે છે.

૭—રેવંચીની ખટાઇ એક તોલો ફુલવેલો સુરોખાર એક તોલો, કોલમ એક તોલો, ટંકણખાર એક તોલો, અને કપૂરકાચલી એક તોલો લઇ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી ત્રણ ત્રણ કલાકે એક એક વાલને વજને ગરમ દૂધ અથવા ચાહ સાથે આપવાથી પિત્તજવર અને તેની તમામ પીડાઓ પાંચજ દિવસમાં પલાયન થવા માંડે છે. આ દવાઓ ચાલતી હોય ત્યાંસુધી દરદીને ગરમ દુધ, અને

મોસંબી લીંબુના રસ સિવાય બીજું કાંઇજ ખોરાકમાં આપવું નહિ.

૮—પિત્તજવરાંકુશ રસ—તુલસીનાં પાંતરાંનો રસ ત્રણ તોલા, આદાનો રસ એક તોલો, ફુદનાનો રસ એક તોલો, લીલીગળોનો રસ ત્રણ તોલા, અને ખાટા દાડમનો રસ ત્રણ તોલા લઇ સઘળાંને ભેગા કરી દર ત્રણ ત્રણ કલાકે એક એક ચમચો આપવાથી પિત્તના તાવવાળાની ઉલટીની ઉબક, પાણીનો શોષ અને બળત્રા દુર થઇ તાવ ઉતરવા માંડે છે. દરદીને ખોરાકમાં ફક્ત દુધ અને મોસંબી લીંબુના રસ શિવાય બીજું કાંઇજ આપવું નહિ.

ઉપલી તમામ દવા નાની ઉમરનાને ઓછા પ્રમાણમાં આપવી.

## કફનો તાવ તથા તેના ઉપદ્રવો.

પાચન થવામાં ભારે મિષ્ટાન્ન અને ચીકાસવાળા પદાર્થો હંમેશાં ખાવાની ટેવવાળાને, ખાઇને દિવસે હંમેશાં સુઈ રહેનારને, થંડે પાણીએ નાહીને થંડો પવન ખાનારને, દહીં વિગેરે શીતળ પદાર્થોનું હંમેશાં સેવન કરનારને, ભુખ નહિ હોવા છતાં ઉપર પાછું ખાનારને અને કાંઈ પણ મહેનત કે કસરત નહિ કરતાં ખોરાક ખાઈને બેસી રહેનારને કફનો પ્રકોપ થઇ કફજ્વર લાગુ પડે છે. આ તાવનો પ્રકોપ વસંતઋતુમાં વધારે હોય છે.

કફના પ્રકોપના તાવવાળાનું શરીર ઘણું ગરમ થતું નથી પરંતુ શરીરમાં પીડા ઘણી થાય છે. આળસ, સુસ્તી

અને ઘેન પણ રહે છે, મોંઢાનો સ્વાદ મીઠાસવાળો થઈ જાય છે, શરીરમાંથી ચીકણો પરસેવો નીકળે છે, અને મોઢું પણ ચીકણું થઇ જાય છે, વારેઘડીએ પીસાબની હાજત થાય છે, ખાંસી તથા હાંફ આવે છે અને ખાવાપીવાપર બીલકુલ રૂચી થતી નથી. આટલા ચિન્હ કફના તાવવાળાને જરૂર થાય છે. આ તાવમાં ઉધરસ, સળેખમ અને શરદીનું જોર વિશેષ રહે છે તથા શરીરમાં કળતર અને ચુંથારો થાય છે. ઘાંટો બેસી જઈ હાંફ ઉપડે છે અને ઝાડો કબજ રહે છે.

---

# કફના તાવના ઉપાય.

૧—કફજ્વર ચિંતામણી રસ-શુદ્ધ કરેલો પારો એક તોલો અને શુદ્ધ કરેલો ગંધક બે તોલા લઈ બંનેને ઘુંટી કર્જલી કરવી પછી તેમાં અભ્રકભસ્મ એક તોલો નાંખી ઘુંટવું ત્યાર બાદ ગાયના દુધમાં શુધ્ધ કરેલો વછનાગ અડધો તોલો બારીક વાટી મેળવી દેવો અને બધાંને એક દીવસ ખલમાં ઘુંટવું. ત્યાર બાદ તેમાં સુંઠ, મરી, પીપર અને સીંધવ એકેક તોલો લઇ બારીકવાટી ઉપલામાં મેળવી દઇ તેને તુળસીના પાનના રસમાં ત્રણ દીવસ ઘુંટી બાજરીના દાણા પ્રમાણે ગોળી વાળવી દર ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી આદાનો રસ અને મધ સાથે આપવાથી કફ અને સરદીનો તાવ, ઉધરસ, હાંફ, કળતર અને શરીરમાં થતો દુખાવો દુર થવા માંડે છે. દરદીને પાણીમાં મીઠું નાંખીને તે પાણીના કોગળા દરરોજ કરાવવા. આ તાવની સારવારમાં શરૂઆતમાં જો દરદીનું પેટ કબજ હોય તો તેને એક બે દસ્ત આવે

એવી સારક દવા આપવી; પરંતુ અતિશય આકરો જુલાબ આપવો નહી. આ તાવમાં જઠરાગ્નિ મંદ પડી જતો હોવાથી દરદીનું પેટ ભરેલા જેવુંજ રહે છે, માટે જયાંસુધી તાવ તદ્દન જાય નહી ત્યાંસુધી અનાજ, ખોરાક કે કાંજી કાંઇજ આપવું નહી. કેમકે આ તાવમાં દરદીને લાંઘણુની વધારે જરૂર છે. એની મુદતની મર્યાદા બાર દીવસ સુધીની શાસ્ત્રકારોએ બાંધેલી છે. આ તાવમાં કોઇપણ જાતનો લીલો મેવો, દુધ, બરફ વીગેરે શિતવિર્ય પદાર્થ બીલકુલ ખાવા પીવા આપવા નહી. આ તાવમાં ખુબ સાવચેતી રાખવી, કારણ કે એમાં ખોરાક અથવા કાંજી કે મેવો વીગેરે કાંઈ આપવાથી ત્રિદોષને તેડું કરવા જેવું થાય છે, અને તેમાંથી સન્નિપાતમાં દરદી સપડાઇ જાય છે. આવા કેસોમાં અનેક દરદીઓ આ પ્રમાણે પીડાઇ મૃત્યુના મુખમાં આવી ગયલા નજરે જોયા છે.

આ તાવમાં દરદીને ઉલટીની દવા કદી પણ દેવી નહી; પરંતુ જો ઉલટીની ઉબક ઘણી આવતી હોય અને ગભરામણ થતી હોય તો છાતી ઉપર કપુરનું તેલ ચોળી ગરમ કપડાનો શેક કરવો, અથના રાઇનું પ્લાસ્ટર કરીને છાતી ઉપર મુકવું, તેથી ઉલટીની ઉબક અને ગભરામણ નરમ પડી જશે.

દરદીને ઠંડો પવન કે સરદી લાગવા દેવી નહીં, અને પીવાનું પાણી કુવાનું ઉકાળીને પછી ઠંડુ પાડીને આપવું. કોઇપણ જગોએ શરીરમાં દુખાવા થતો હોય તો અળશીનો અથવા પોસદોડાનો શેક કરવો અને ગરમ કપડુ પહેરાવી રાખવું. તાવ તદ્દન જાય અને દરદીને કકડાવીને ભુખ લાગે ત્યારે પ્રથમ મગનુ નિતર્યું પાણી મીંઠુ મરી, ધાણા જીરૂં વીગેરે નાંખી આપવું, ત્યારબાદ થોડા દીવસ પછી સુંઠ નાંખીને ઉકાળેલું દુધ આપવું.

૨—શુદ્ધ કરેલો પારો એક તોલો શુદ્ધ કરેલો ગંધક એક તોલો લઈ ખલમાં નાંખી એક દિવસ ઘુંટી કજ્જલી

કરવી ત્યારબાદ તેમાં સુંઠ, મરી, પીપર અજમોદ, સીંધવ, સંચળ, કાયફળ, કડુ અને અતિવિષનીકળી એ દરેક ચીજ અકેક તોલો લઈ બારીક વાટી વસ્ત્રગાળ કરી ઉપલી કર્જીમાં મેળવી એક દીવસ ઘુંટવું ત્યારબાદ તેમાં અભ્રક ભસ્મ અને જંજેટાનો ક્ષાર અકેક તોલો મેળવી અરડુસાના રસમાં એક દીવસ ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી દર ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટી આદાનો રસ અને મધ મેળવી તેમાં દરદીને આપવાથી કફનો ઉપદ્રવ અને તેનાથી ઉત્પન્ન થયલો તાવ ત્રણ દીવસમાં દુર થવા માંડે છે દરદીને ખોરાકમાં દુધ અથવા લીલો કે સુકો મેવો વગેરે કાંઈજ આપવું નહીં પરંતુ જયારે તાવ જાય ત્યારે બાજરીની કાંજી મીઠું નાખીને આપવી અને મીઠાંના પાણીના કોગળા હંમેશાં કરાવવા.

૩—સુંઠ એક તોલો, અરડુસાના પાંત્રા એક તોલો, કાયફળ એક તોલો, ભોંયરીંગણી એક તોલો, કોલમ એક તોલો, પીપળીમુળ એક તોલો અને અતિવિષની કળી તથા કરીયાતુ અકેક તોલો લઇ તેને અધખોખરાં કરી તેના આઠ ભાગ કરવા દરરોજ એક ભાગ શેર પાણીમાં નાંખી ઉકાળવું જયારે પાશેર પાણી રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ સીંધવ મેળવીને દરદીને આપવાથી કફથી ઉત્પન્ન થયલા ઉપદ્રવો અને તાવ ત્રણુજ દીવસમાં દુર થવા માંડે છે.

૪—તુલસીના પાંત્રા, કુદનાના પાંત્રા અને અરડુસાના પાંત્રા એ દરેક અકેક તોલો ભોંયરીંગણી બે તોલા સુંઠ, મરી અને પીપળીમુળ અકેક તોલો અને કાયફળ તથા ભારંગમુળ બબે તોલા લઈ તેને અધખોખરાં કરી આઠ ભાગ કરવા. દરરોજ અકેક ભાગ શેર પાણીમાં ઉકાળી પા

શેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી કફનો તાવ, ઉધરસ હાંફ અને તેના બીજા તમામ ઉપદ્રવો અટકી જાય છે.

૫—કાયફળ, કાકડાશીંગ, અતિવિષનીકળી, કોલમ, કરીયાતું, કાળીજીરી, સેકેલા કાચકાની મીંજ, સીંધવ, સંચળ અને જવખાર, એ દરેક ચીજ અકેક તોલો અને સુંઠ, મરી, પીપર એ દરેક ચીજ બબે તોલા લઇ તેને ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી બબે :વાલને વજને દર ત્રણ ત્રણ કલાકે ગરમ પાણી સાથે આપવાથી તમામ જાતના તાવ અને તેના તમામ ઉપદ્રવો અટકી જાય છે, એ અનુભવ સિદ્ધ ઉપાય છે. દરદીનો તાવ તદ્દન જાય નહી ત્યાંસુધી દુધ, લીલો કે સુકો મેવો અથવા બીજો કાંઇપણ ખોરાક આપવો નહી. ફકત બાજરીની કાંજી મીઠું નાંખીને ન છુટકે આપવી.

## દ્વીદોષ (બે દોષનો સાથે પ્રકોપ)નો તાવ.

આગળ વર્ણવેલા એક દોષના પ્રકોપના તાવ કરતાં બંને દોષનો સાથે પ્રકોપ થવાથી ઉત્પન્ન થયલા તાવની પીડા ઘણીજ અસહ્ય હોય છે, તેમાં જે દોષનું જોર વધારે હોય છે તે દોષના દુ:ખનું ચિહ્ન પણ વધારે જોવામાં આવે છે, તેમજ તેને જતાં પણ ઘણા દીવસ .લાગે છે. જેવાં કે વાતપિત્તજવર, વાતકફજવર અને પીત્તકફજવર

આવા બે દોષનાં પ્રકોપવાળા તાવમાં નિચે પ્રમાણે ઉપાયો કરવા:—

૧—વાતપિત્તજ્વરાંકૂશ—શુદ્ધ કરેલો પારો એક તોલો અને શુદ્ધ કરેલો ગંધક એક તોલો લઈ બંનેને એક દીવસ ઘુંટી કજ્જલી કરવી, પછી તેમાં શુધ્ધ કરેલી મનસીલ અડધો તોલો મેળવી એક દીવસ ઘુંટવું, ત્યારબાદ તેમાં કોલમ, કડુ, કાળીજીરી અને કાચકાની મીંચ અકેક તોલો તથા ગળો સત્વ બે તોલા લઈ બારીક વસ્ત્રગાળ કરી ઉપલામાં મેળવી આદાના રસમાં એક દીવસ ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી, દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે ગોળી ગરમ દુધ કે ચા સાથે દરદીને આપવાથી વાયુ અને પીત્તના પ્રકોપથી ઉત્પન્ન થયલો તાવ ઉતરી તથા અટકી જાય છે.

૨—ગળો, દેવદાર, ભાંયરીંગણી ભારંગમૂળ, કરીયાતું, સુંઠ, ચીત્રાછાલ, પીતપાપડો, કોલમ, પીપળીમુળ અને મરી એ દરેક ચીજ અકેક તોલો લઇ અધખોખરૂ કરી તેના આઠ ભાગ કરવા દરરોજ અકેક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે તેના ત્રણ ભાગ કરી દરદીને દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી વાયુ અને પીત્તના પ્રકોપથી ઉત્પન્ન થયલો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે ઉતરી તથા અટકી જાય છે.

૩—વાતપિત્તજ્વરનાશક ચુર્ણ—કોલમ, કરીયાતુ, સેકેલા કાચકાની મીચ, તુલસીના બીયાં, સુંઠ, પીપળીમુળ, મરી, ચીત્રાછાલ, ભોંયરીંગણી અને કડું એ દરેક ચીજ અકેક તોલો અને ગળોસત્વ ત્રણ તોલા લઇ દરેકને બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી દર ત્રણ ત્રણ કલાકે બબ્બે વાલને વજને આદાનો રસ અને મધમાં મેળવીને આપવાથી વાત પિત્તજ્વર અને તેની તમામ પીડા પલાયન થઇ જાય છે. દરદીને તાવ તદ્દન જાય નહિ ત્યાંસુધી અનાજ બીલકુલ આપવું નહીં.

૪—વાતકફજ્વરહર ક્વાથ—ભોંયરીંગણી, સુંઠ, ગળો, અરડુસો, એરંડમુળ, સડકચુરો, કોલમ, અને કાળા મરી, એ દરેક ચીજ અકેક તોલો લઈ અખોખરી કરી તેના ત્રણ ભાગ કરવા દરરોજ એક ભાગ પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી વાયુ અને કફના પ્રકોપથી આવેલો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે ઓછો થવા માંડે છે. જ્યાંસુધી દરદીનો તાવ તદન જાય નહીં ત્યાંસુધી કોઈપણ જાતનો ખોરાક બીલકુલ આપવો નહી.

૫—ગરમાળાની શીંગનો ગર, સુંઠ, મરી, પીપળીમુળ, જટામાંસી, ગળો, કડુ અને અરડુસો એ આઠ ચીજ અકેક તોલો લઇ અધખોખરી કરી શેર પાણીમાં ઉકાળી પાશેર પાણી રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી વાયુ અને કફનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થવા માંડે છે, જ્યાંસુધી તાવ તદન જાય નહીં ત્યાંસુધી કોઈપણ જાતનો ખોરાક દરદીને આપવો નહી પરંતુ પીવાનું પાણી કુવાનું ઉકાળીને ઠંડુ પાડેલું આપવું.

૬—પીત્તકફજ્વરહર ક્વાથ—કડુ, ગળો, અરડુસો, ભોંયરીંગણી, કોલમ, સુઠ, મરી, પીપળીમુળ એ દરેક ચીજ અકેક તોલો લઈ અધખોખરી કરી તેના ત્રણ ભાગ કરી દરરોજ અકેક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી પીત્ત અને કફના પ્રકોપથી ઉત્પન્ન થયલો તાવ તેના તમામ વિકારો સાથે વિદાય થવા માંડે છે.

૭—તજ, ભોંયરીંગણી, કાકડાશીંગ, સુંઠ, મરી, પીપર, અરડુસો, અને જટામાંસી એ દરેક ચીજ અકેક

તોલો, લઈ અધખોખરી કરી શેર પાણીમાં ઉકાળી પાશેર પાણી રહે ત્યારે ગાળી તેમાંથી ત્રણ ત્રણ કલાકે અકેક ચમચો આપવાથી પીત્ત અને કફનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થવા માંડે છે.

૮—તજ, ભોંયરીંગણી, કાકડાશીંગ, કડું, સુંઠ મરી, પીપર, અરડુસો, અને જટામાંસી એક દરેક ચીજ અકેક તોલો, લઇ અધખોખરી કરી શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેમાંથી ત્રણ ત્રણ કલાકે અકેક ચમચો આપવાથી પીત્ત અને કફનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થવા માંડે

આ તાવમાં બે દોષનું જોર સાથે હોવાથી . વધારે મુદત સુધી દુઃખ દેછે વૈદકશાસ્ત્રકારોએ એની મુદતની જો કે મર્યાદા બાંધી છે છતાં પણ યોગ્ય સારવાર થાય નહી અને બેદરકારીપણુ બતાવવામાં આવે તો મુદત ઘણીજ લંબાય છે એટલુંજ નહિં, પરંતુ દ્વિદોષમાંથી ત્રિદોષ થઈ જતાં વાર લાગતી નથી માટે દરદીને જે જે ઉપદ્રવો જણાય તેના ઉપાયો પાછળ લખ્યા પ્રમાણે કરવા અને જ્યાંસુધી બંને દોષોનું શમન થઈ તાવ જાય નહી ત્યાંસુધી દરદીને એખલા પાણીપરજ રાખવો તે પીવાનું પાણી પણ કુવાનું ઉકાળીને ઠંડુ પાડીને આપવુ દરદીને દાહ, તૃષા અને ઉલટીની ઉબક ઘણી હોય તો, પીતપાપડો, સુગંધીવાળો અને કપુરકાચલી પાણીમાં નાંખી ઉકાળીને તે પાણી થોડું થોડું આપ્યા કરવું, આ તાવમાં વધારે આકરાં ઔષધો નહીં આપતાં, ઉપર બતાવેલા ઉપાયોજ ચાલુ રાખવાથી અને ધીરજ રાખવાથી આરામ થઈ જાય છે. કેટલાક દરદીઓ તેની સારવાર કરનારાઓ અને મળવા આવનારાઓના ખોટા આગ્રહથી કોઇપણ જાતનો ખોરાક કે ન પીવાનું

પેય ખાઈ પી લે છે અને તેથી આવા અનેક દરદીઓ સન્નિપતમાં સપડાઈને મૃત્યુના મુખમાં આવી ગયલા નજરે જોયલા છે. માટે આવા મોહોટા વ્યાધિઓમાં ચિકિત્સા કરનારે આજુબાજુના આદમીઓને તેમજ દરદીને સખત પરેજી રાખવા સુચવવું જોઇએ તેમજ દરદીની આજુબાજુ ઘણા આદમીઓનો જમાવ થવા દેવો નહીં. ચિકિત્સાના ચાર અંગ વૈદ્ય, ઔષધ, દરદી અને સારવાર કરનારાઓ જો સાનુકુળ હોય અને દરદી શ્રદ્ધાવાન અને ઇંદ્રિને વશ રાખનારો હોય તો દરદીનું દુખ જલ્દીથી દુર થઇ જાય છે. નહી તો તે સન્નિપાત રૂપી મહાસાગરમાં સપડાઇ જાય છે

## તાવના ભયંકર ચિન્હો.

જે તાવના દરદીને કાનના મૂળમાં સોજો આવેલો હોય અથવા દુખાવો થતો હોય, અથવા કાને સંભળાતું કે આંખે દેખાતું બંધ થઇ ગયું હોય, તેમજ શરીર ગળાઇને હાડપીંજર જેવું થઇ ગયું હોય તથા હાથે પગે સોજા આવી ગયા હોય અને દરદીના શરીરમાં અતિશય દુખાવો કે બળત્રા થતી હોય અને જેની આંખો રાતી થઇ ગઇ હોય અને જે દરદીને હાંફ. ઉધરસ, પાણીનો શોષ અને બેભાનપણું એ સઘળું સાથેજ થઇ ગયું હોય તેમજ જે દરદીનુ શરીર અતિશય ઠંડુ થઇ જઇ ચીકણો પરસેવો થતો હોય તો તે તાવનો દરદી જરૂર મરણને શરણ થાય છે.

# ત્રીદોષ—સન્નિપાતનો તાવ.



તાવવાળા દરદીને જો યોગ્ય ઉપચાર કરવામાં આવે નહીં અને ખાવાપીવામાં કાળજી નહીં રાખતાં ખટાસવાળા ચીકાસવાળા કે ગળ્યા પદાર્થો અને પાચન થવામાં ભારે એવા મિષ્ટાન પદાર્થો આપવામાં આવે તો ત્રણે દોષનો સાથે પ્રકોપ થઇ ત્રીદોષ—સન્નિપાતનો તાવ લાગુ પડે છે, અને તેમાં વાયુ પિત્ત અને કફ ત્રણે દોષના ચિન્હ માલમ પડે છે આ તાવ શરૂઆતથીજ કષ્ટસાધ્ય ગણાય છે, છતાં જો તેના યોગ્ય ઉપચાર કરવામાં આવે નહીં તો અસાધ્ય રૂપ ધારણ કરે છે.

આ ભયંકર તાવમાં દરદીને ઘણીજ પીડા ઉત્પન્ન થાય છે. વૈદકશાસ્ત્રમાં તેની સંખ્યા તેર પ્રકારની ગણેલી છે, સન્નિપાતરૂપી મહાવ્યાધિમાં સપડાયલા દરદીને સારો કરવામાં વિદ્વાન અને અનુભવી વૈદની ખાસ જરૂર છે જે વૈદ સન્નિપાતરૂપી મહાસાગરમાંથી દરદીને સારો કરી બચાવવામાં ફતેહ મેળવે છે, તે બીજા કોઇપણ મહા વ્યાધિથી મુંઝાતો નથી. સ. પાતરૂપી મહાવ્યાધિમાંથી દરદીને બચાવનાર વૈદ દરદીને ... તદાન દેન

સન્નિપાતના તાવમાં દરદીનું શરીર ઘડીમાં ગરમ થઇ જાય છે અને ઘડીમાં ઠંડુ પડી જાય છે, શરીરના સાંધા અને હાડકાંઓમાં અતિશય વેદના થાય છે, માથામાં સખત દુ:ખાવો થાય છે, કાને સંભળાતું નથી, ગળુ સુકાય છે, દરદી ઘેનમાં પડી રહે છે, લવારો કરે છે, ખાંસી સખત થાય છે, કફમાં લોહી પણ પડે છે, હાંફ ઉપડે છે, દરદી

વખતે હસે છે, વખતે રડે છે, અને કોઇ વખતે ઉઠીને નાસી જાય છે, કપડાં ફેંકી દે છે, આમ તેમ માથું ફેરવ્યા કરે છે, દીવા સામું જોઇ શકતો નથી, મોંઢામાં ગરમી આવી જાય છે, પાંસળામાં અથવા પેટમાં દુઃખાવો થાય છે, છાતી-એથી અગર ઝાડામાં લોહી પડે છે, જીભ કાળી પડી જાય છે, અને પાણીનો શોષ ઘણો પડે છે. સન્નિપાતરૂપી મહા વ્યાધિમાં સપડાયલા દરદીની આવી દશા થઈ જાય છે.

## સન્નિપાતના દરદીના ઔષધો.

સન્નિપાતના તાવમાં સપડાયલા દરદીને દવા કરવામાં પ્રથમ કફનો પ્રકોપ દુર થાય એવા ઉપાયો કરવા જોઇએ કફ અને વાયુનો પ્રકોપ શાંત થઈ જવાથી તાવ આપોઆપ ઉતરી જશે. એમાં તાવને ઉતારવાના ઉપાય પ્રથમ કદીપણ કરવા નહીં. કફ અને વાયુનો પ્રકોપ દૂર કર્યા શિવાય એક-દમ તાવ ઉતારવાના ઉપાય કરનાર મૂર્ખ વૈદ દરદીનો જીવ લેનારોજ જાણવો.

સન્નીપાતના તાવવાળા દરદીને દુધ, સાબુચોખા લીલો કે સુકો મેવો, બરફ, કાંજી વીગેરે કાંઇજ આપવું નહીં, પીવાનું પાણી કુવાનું અને ઉકાળીને ઠંડુ પાડેલું આપવું.

કફ અને વાયુનો સોજો અને શુળ સારા કરવા માટે અળસીને ખાંડી ઝીણી કરી પાણીમાં નાંખી ખદખદાવીને કપડાપર પાથરવી અને તેના પોટીસ બનાવી દરદવાળા ભાગ ઉપર મુકી શેક કરવો જ્યાંસુધી દરદ મટે નહીં ત્યાંસુધી શેક કર્યા કરવો.

ત્રિદોષ સન્નિપાતના દરદીના ઉપચાર શરૂ કરતાં પહેલાં માહાદેવના ઉપર રૂદ્રાભિષેક કરાવવો તથા મૃત્યુંજયના જપ શરૂ કરાવવા અને સારી રીતે પુજન કરાવી પછી નીચેના ઉપચારો શરુ કરવા.

ત્રિદોષવાળા દરદીને મારવી શુળ ઉપર બદામનું અગર અળસીનું તેલ લગાડી ઉપર પોસદોડાનો શેક શરૂ કરાવવો અગર અળસીના પોટીસ મૂકાવવા. તેથી સોજો ઉતરી જઇ શુળ નરમ પડી જાય છે અને એથી પણ આકરા શેકની જરૂર હોય તો રેતીની પોટલી બાંધી તેને ગરમ કરી તેનો શેક શરૂ કરાવવો.

૧—અનુભવસિદ્ધ હિરણ્યગર્ભની માત્રા-(સોગટી) સોનાના વરખ એક તોલો, ચાંદીના વરખ એક તોલો, તામ્રભસ્મ એક તોલો, અભ્રકભસ્મ એક તોલો, લોહ ભસ્મ એક તોલો, મોતીની ભસ્મ એક તોલો, શુદ્ધ કરેલી હડતાલ એક તોલો, હીંગળોક એક તોલો, રસસીંદુર એક

શુદ્ધ કરેલો પારો બે તોલા અને શુદ્ધ કરેલો ગંધક બે તોલા લઇ પ્રથમ ગંધક અને પારાને ખલમાં ઘુંટી કજ્જલી કરવી પછી તેમાં ઉપર લખેલી ભસ્મો મેળવીને એક દિવસ ઘુંટવું ત્યારબાદ સોનાના અને ચાંદીના વરખ નાંખી કુંવારના રસમાં ચાર દિવસ ઘુંટવું, ગોળી વાળવા જેવું થાય ત્યારે તેની સોગટી બનાવીને સુકવવી, સુકાયા પછી તે સોગટીને મજબુત રેશમી કપડામાં બાંધીને ઉપર દોરો લપેટવો તે દોરાનો છેડો લાંબો રાખવો, પછી માટીના ચડવામાં આમળસારા ગંધકનું ચુર્ણ અડધું ભરી અંદર સોગટી મુકવી ચડવાના મોઢાપર બરાબર આવી રહે એવું કોડીયું લાવી તેમાં વચમાં ટચલી આંગળી જાય એવડું બાકુ પાડવું પેલો દોરાનો છેડો કોડીયામાંથી બહાર કાઢી પેલા

ચડવામાં બીજું ગંધકનું ચુર્ણ ચડવાના મોઢા સુધી ભરી દેવું એટલે વચમાં સોગટી રહે અને ઉપર નીચે ગંધક રહે પછી ચડવા ઉપર પેલું કોડીયું ઢાંકી પેલા બાકામાંથી દોરાનો છેડો બહાર રાખવો ચડવાના મોંઢાની અને કોડીયાની સાંધ ગોળ અને ચુનો ભેગો કરી તેનાથી પુરી દેવી. ત્યારબાદ એક મોટા કોડીયામાં દીવેલ ભરી તેમાં જાડી દીવેટ મુકી દીવો સળગાવવો પેલો ચડવો બરાબર આવી રહે એવો ચુલો બનાવી તેનાપર ચડવો મૂકી ચુલામાં પેલું દીવાનું કોડીયું મૂકી ચડવાને આંચ આપવી. કોડીયાના બાકામાં સળી નાંખી જોતા રહેવું કે ગંધકનો રસ થયો કે નહીં. આંચ બહુ સખત કરવી નહીં સાધારણ રાખવી નહીં તો ગંધક ઉભરાઇને પેલા બાકામાંથી બહાર નીકળી જશે ગંધકનો રસ થાય એટલે પેલો દોરો પકડી પોટલીને અંદર ફેરવવી એટલે સોગટી પાકીને મજબુત પથરા જેવી સખત થઇ જશે આવી રીતે બે કલાક રાખી દીવો હોલવી નાંખવો પછી તદન ઠંડુ થઈ જાય ત્યારે કોડીયું કાઢી નાંખી અંદરની સોગટીને વળગેલો ગંધક કે ચીથરાં કાઢી નાંખી રેતરડીથી સાફ કરી નાંખવી એટલે હિરણ્યગર્ભની માત્રા ઘસવા લાયક તૈયાર થશે આ માત્રાના એક અથવા બે ઘસારા મધમાં ઘસીને અંદર પીપર તથા આદાનો રસ મેળવીને આપવાથી ગળામાં આવી ગયલો કફ મુંગો મુંઝારો, સરદી, વાયુ, ધનુરવા આંકડી, સઘળી જાતના સન્નિપાત બેભાનપણું. પક્ષાઘાત તથા મુર્છા વીગેરે મટાડે છે. તેમજ અનુપાન ફેરફાર કરીને બીજા અનેક રોગોમાં આપવામાં આવે છે આ માત્રા શેહેરો કરતાં ગામડાંઓમાં વૈદો વધારે વાપરે છે પરંતુ કેટલાકો આવી ખોટી બનાવટી માત્રાઓ હિંદુસ્તાની ફેરીઆઓ અને ઠગારોઓ પાસે થોડી કીંમતમાં ખરીદે છે પણ તેમાં ફક્ત સુવર્ણમાક્ષીક અને ગંધક

એજ વસ્તુ હોય છે. અને તે કાંઇ કામ કરતી નથી માટે તેવી ખોટી માત્રા લઇને ઠગાવું નહી. તેના કરતાં આ સ્હેલામાં સ્હેલી રીતે વૈદ્યોએ પોતે તૈયાર કરીને વાપરવી એનાથી તાત્કાળીક અસર થઈ ગુણ લાગે છે અને યશ અને કિર્તિ મળે છે.

આ માત્રા બેભાન થયલા માણુસને ભાન લાવી જવાબ દેવડાવે છે.

૨—અગસ્તિ સુતરાજ—મહાસન્નિપાત ઉપર-શુદ્ધ પારદ કર્જલી બે તોલા, શુદ્ધ વછનાગ એક તોલો, શુદ્ધ કરેલા ધંતુરાના બીયાં એક તોલો, અભ્રકભસ્મ એક તોલો, ફુલવેલો ટંકણખાર એક તોલો, મોતીની ભસ્મ એક તોલો શુદ્ધ કરેલી મનસીલ એક તોલો તથા શુદ્ધ હીંગળોક એક તોલો લઇ સઘળાને એક દીવસ ખલમાં ઘુંટવું. ત્યારબાદ સુંઠ એક તોલો મરી બે તોલા અને પીપર ત્રણ તોલા બારીક ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલા ચુર્ણમાં મેળવી એક દિવસ આદાના રસમાં ઘુંટી બાજરીના દાણા પ્રમાણે ગોળી વાળવી. દર ચાર ચાર કલાકે બબ્બે ગોળી વાટી મધમાં મેળવીને આપવાથી તમામ જાતના ત્રિદોષ-સન્નિપાતજ્વરો તેમજ વાયુ, સરદી, આંકડી, ધનુરવા વીગેરે તમામ વ્યાધિઓ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થવા માંડે છે. આ ઔષધો નાની ઉમરના બાળકોને, સગર્ભા સ્ત્રીઓને તેમજ અશક્ત અને દૂર્બળોને આપવી નહીં.

૩—ત્રિદોષતાપહારી ક્વાથ—અરડુસો, ભોંયરીંગણી, સુંઠ, કાકડાશીંગ, પીપર, અજમો, અકલગરો અને ગળો એ દરેક ચીજ એકેક તોલો લઈ અધખોખરી કરી તેના ચાર ભાગ કરવા, દરરોજ એક ભાગ શેર પાણીમાં નાંખી ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી દર

ત્રણ ત્રણ કલાકે એકેક ભાગ આપવાથી ત્રિદોષનો તાવ અને તેની તમામ પીડા પંદર દીવસમાં પેલાયન થવા માંડે છે. આ ઉપાય ચાલતો હોય એટલા દીવસ દરદીને ખોરાક બીલકુલ આપવો નહી.

૪—સન્નિપાતવાળો દરદી ઘેન અને સુસ્તિમાં પડી રહેતો હોય તો તેને સમુદ્રફળ પાણીમાં ઘસી આંખમાં આંજવાથી ઘેન અને સુસ્તિ ઉડી જઈ હોંશીયારીમાં આવે છે.

૫—પીપર એક તોલો, જાવંત્રી એક તોલો, અરડુસો એક તોલો, કરીયાતુ બે તોલા અને કસ્તુરી આઠવાલ લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બબે વાલને વજને દર ત્રણ ત્રણ કલાકે એક ચમચો આદાના રસમાં આપવાથી દારૂણ સન્નિપાત અને તેના તમામ ઉપદ્રવો ઓછા થવા માંડે છે.

૬—સન્નિપાતામૃત ગોળી–ગળોસત્વ, તજ, તમાલપત્ર, નાગકેશર, એલચી, એ દરેક ચીજ એકેક તોલો જાવંત્રી અડધો તોલો, કસ્તુરી ચાર વાલ, અમર એક વાલ સોનાના વરખ સાત વાલ, સુંઠ, મરી અને પીપર પાંચપાંચ વાલ લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી પાનના રસમાં એક દીવસ ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી, દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકે પાણી સાથે આપવાથી દારૂણ સન્નીપાત પણ તેના તમામ ઉપદ્રવો સાથે ઓછો થવા માંડે છે.

૭—ગળોસત્વ, લવંગ, કસ્તુરી, અને જાવંત્રી એ દરેક ચીજ ચાર ચાર વાલ, અને કડુ આઠ વાલ લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેને તજના ઉકાળેલા પાણીમાં ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી, ચાર ચાર કલાકે ત્રણ ત્રણ ગોળી ગરમ પાણી સાથે આપવાથી, સન્નિપાતનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે સારો થવા માંડે છે.

૮—સન્નિપાતાંકૂશ-શુદ્ધ પારો એક તોલો, શુદ્ધ ગંધક એક તોલો, શુદ્ધ વછનાગ ત્રણ તોલા, સુંઠ એક તોલો, મરી બે તોલા, પીપર ત્રણ તોલા, ભોંયરીંગણી ત્રણ તોલા, અરડુસો ત્રણ તોલા અને અકલગરો એક તોલો લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી આદાના રસમાં એક દીવસ ઘુંટી બાજરીના દાણા પ્રમાણે ગોળી વાળવી. દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી પાણી સાથે આપવાથી સખત સન્નિપાત પણ તેના તમામ ઉપદ્રવો સાથે સારો થવા માંડે છે. આ ગોળીઓ નાની ઉમરના બાળકોને તેમજ સગર્ભા સ્ત્રીઓને આપવી નહી.

૯—ત્રિદોષજ્વરઘ્નિ ગુટીકા-કાચકા સેકેલા એક તોલો, મરી એક તોલો, ગળોસત્વ એક તોલો, આંકડાના ફુલની અંદરની કળીઓ એક તોલો, ખેરસાલ એક તોલો, એલચી સેકેલી એક તોલો, સીંધવ, સંચળ અને નવસાર પકવેલો ત્રણ ત્રણ તોલા લઈ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી આદાના રસમાં એક દીવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળીયો વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટી મધ સાથે આપવાથી તમામ જાતના ત્રિદોષના તાવ તેના તમામ ઉપદ્રવો સાથે સારા થવા માંડે છે.

૧૦—સન્નિપાતનાશન-અવલેહ લીલા કરીયાતાની પાંત્રી એક તોલો ગળોસત્વ એક તોલો અરડુસાનો ક્ષાર એક તોલો, સાટોડીનો ક્ષાર એક તોલો સીંધવ, સંચળ અને ટંકણખાર એક એક તોલો જેઠીમધનો શીરો એક તોલો અને પીપર ત્રણ તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ કરી મધમાં મેળવી તેનો ચાટવા જેવો અવલેહ કરવો તેમાં થી ત્રિદોષના જ્વર વાળાને ત્રણ ત્રણ કલાકે અડધો તોલો પાણી સાથે આપવાથી તમામ જાતના ત્રિદોષ સન્નિપાતના તાવ તેના તમામ ઉપદ્રવો સાથે ઓછા થવા માંડે છે.

## સન્નિપાતના તાવના અસાધ્ય લક્ષણો.

સન્નિપાતના તાવના જે દરદીની જીભ કાળી પડી ગઈ હોય પીશાબ કાળા રંગનો થતો હોય અને જે દરદીને હાંફ ઉપડી હોય તથા સુસ્તિમાં પડી રહેતો હોય તેમજ જે દરદી બેભાનપણામાં આમ તેમ માથુ ફેરવ્યા કરતો હોય અને જેને અતિશય પાણીનો શોષ પડતો હોય તેમજ જેની દ્રષ્ટિ મંદ પડી ગઈ હોય અને જેને હાથે પગે અને નાકની દાંડીએ સરદી આવી ગઇ હોય તે દરદી જરૂર મરણ પામે છે.

## મરકીનો ઝેરી તાવ, ગાંઠીયો તાવ ગ્રંથિક સન્નિપાત, અગ્નિરોહિણી

જે વ્યાધિ ઘણા લાંબા વખતથી છુપો રહી જોવા કે જાણુવામાં આવતો નથી તે જ્યારે એકાએક ફાટી નીકળે છે ત્યારે તેનાથી અણજાણ પ્રજાને તે તદન નવો ઉત્પન્ન થયલો માલમ પડે છે પણ એટલું જરૂર યાદ રાખવું કે કોઇપણ વ્યાધિ નવો છેજ નહી, પરાપુર્વથી ચાલતા આવેલા આપણા આયુર્વેદના અનેક ગ્રંથોમાં તેનું વર્ણન વિસ્તારથી કરેલું હોય છે. મરકીનો ઝેરી તાવ, ગાંઠીયો તાવ, અગ્નિવિસર્પ, અગ્નિરોહિણી અથવા ગ્રંથિકસન્નિપાત અને ગ્રંથીવિસર્પ, વિગેરે અનેક નામોથી ઓળખાતો આ ઝેરી તાવ જ્યારે ફાટી

નીકળે છે ત્યારે એકદમ સંખ્યાબંધ આદમીઓને તે પોતાના સપાટામાં સપડાવી દે છે. ઘણી ગંદકી અને ભેજવાળી જગ્યામાં જ્યાં તડકો બીલકુલ આવતો ન હોય તથા ઉજાસ અને હવા આવી શકતા ન હોય, તેમજ ઘણી ગીચ વસ્તિ વાળી જગ્યામાં જ્યાં ગટર, ખાળકુવા, મોરીઓ, વગેરે હોવાથી ઘણીજ દુર્ગંધવાળી ખરાબ હવા રાતદિવસ રહેતી હોય તેવી જગ્યામાં તે વિશેષ ઉત્પન્ન થાય છે; રાતના અને સરદીના વખતમાં તેનો ઉપદ્રવ વિશેષ થતો જોવામાં આવે છે, અને તે ગરમીના દિવસો કરતાં ચોમાસામાં અને ઠંડીના દિવસોમાં વધારે જોર કરે છે તેની ઝેરી હવાની અસર ઉંદરોપર ઘણી જલદીથી લાગુ પડી જાય છે અને તે ટપોટપ મરવા માંડે છે. નબળા શરીરવાળાને, ઘરડા માણસને અને નાના બાળકોને તે ઘણે ભાગે લાગુ નહીં પડતાં જુવાન અને જબરા માણસોને પોતાના ઝપાટામાં જલ્દીથી લઇ લે છે આ એક ખાસ ચેપી રોગ છે, અને તેના જંતુઓની હવા આખા ગામમાં કે શહેરમાં જલ્દીથી ફેલાઇ જઈ ઉજડ કરી મુકે છે.

આ તાવવાળા દરદીની સારવાર કરનાર માણસે ઘણીજ સાવચેતી રાખવાની જરૂર છે, દરદીના મોંઢાનો શ્વાસ સારા માણસના શ્વાસ સાથે મળી શરીરમાં દાખલ થવાથી તેને તરતજ તાઢ ભરાઇઆવી આંખે અંધારાં આવવા માંડે છે, અને સખત તાવ ભરાઇ જાય છે, માટે આ રોગવાળા દરદીના સહવાસમાં આવનારાઓએ ઘણીજ સાવચેતી રાખવાની જરૂર છે, આ તાવવાળા દરદીને જ્યાં તડકો આવતો હોય એવી ખુલ્લી જગ્યામાં રાખવો જોઇએ અને તેની પાસે ઘણાજ થોડા અને જરૂર જેટલા માણસો સારવારમાં રાખવા જોઈએ, જો દરદીની સારી રીતે સારવાર થાય અને મંદવાડની મુદત લંબાય તથા યોગ્ય ઔષધોપચાર

કરવામાં આવે તોજ દરદી બચીજાય છે નહીં તો તે લાગુ પડયા પછી તરતજ, ત્રણ, ચાર, સાત કે સત્તર દીવસે જરૂર મરી જાય છે.

મરકીવાળી જગ્યામાં ભરી રાખેલાં ખાનપાનાદિક ખાવા પીવાથી અથવા ત્યાં ઉત્પન્ન થતા જંતુવાળા શાકભાજી વીગેરે ઉપયોગમાં લેવાથી મરકીના જંતુઓ જલ્દીથી લાગુ પડી જાય છે.

આ તાવ શરૂઆતમાં તાઢ વાઇને જોરથી ભરાઇ આવે છે, આંખે અંધારાં આવે છે, અને છાતીમાં ઘણી ગભરામણ થાય છે, ઉઠીને ઉભા થવાતું નથી, ઉલટીની ઉબકો ઘણી આવે છે, આંખો લાલચોળ થઇ જાય છે, તાવની ગરમી એટલી બધી હોય છે કે શરીરમાં બળત્રા થાય છે જે જગ્યામાં ગાંઠ નીકળવાની હોય તે જગ્યામાં દુખાવો શરૂ થાય છે, અને ઘણે ભાગે સાંધાઓની જગ્યામાં તે વિશેષ જોવામાં આવે છે, તેમાં સણકા મારે છે, દુખાવો થાય છે અથવા પુષ્કળ અગ્નિ બળે છે અને તે જગ્યા સુજી જાય છે. પાણીનો શોષ ઘણો પડે છે અને તે પાછું ઉલટીમાં નિકળ્યા કરે છે, ગાંઠ ઘણે ભાગે કાનના મૂળમાં, જાંગના વેઢામાં કે બગલના સાંધામાં અથવા બે ત્રણ જગ્યાએ સાથેજ જણાય છે, જો ગાંઠ બહાર નીકળી આવે તો તાવ ઉતરતો જાય છે, અને છેવટે ગાંઠ પાકી પરૂ થઇ બાહાર નીકળી જાય છે, તો દરદી બચી જાય છે, પણ તે જો અંદર સમાઈ જાય તો, દરદીને શ્વાસ ઉપડી આવે છે અને મરણ પામે છે.



# મરકીના તાવના દરદીના ઔષધોપચાર



આ તાવ આવતાની સાથે શરુઆતથીજ સન્નિપાતના ચિન્હો જોવામાં આવે છે, અને એ સન્નિપાતિક જ્વરજ ગણાય છે, માટે પ્રથમ સન્નિપાતના વિષયમાં લખ્યા પ્રમાણે મહાદેવ ઉપર અભિષેક કરાવી, મૃત્યુંજયના જપ શરૂ કરાવવા અને દરદીને જગ્યા બદલાવી નાંખી ખુલ્લી હવા, અજવાળા અને સરદી વિનાની જગ્યામાં રાખવો અને હવા શુદ્ધ થાય એવો જંતુનાશક ધુપ તે જગ્યામાં હંમેશાં કર્યા કરવો.

દરદીના મળ, મુત્ર, કફ, ઉલટી વિગેરે દુરની જગ્યામાં દાટી દેવા. દરદીના પાથરવાના કે હોઢવાના વસ્ત્રો દરરોજ ગરમ પાણીમાં ધોઇને સ્વચ્છ રાખવા. બીલકુલ ગંદકી થવા દેવી નહીં, દરદીની આસપાસ ઘણા માણસોનો જમાવ થવા દેવો નહીં, ફકત સારવાર કરનાર બેત્રણ માણસોએજ ત્યાં રહેવું, અને જે લત્તામાં મરકી ચાલતી હોય તે લત્તો છોડી વસ્તી વગરની જગ્યામાં જઇને બીજા માણસોએ રહેવું જોઇએ. દરદીને દુધ, કાંજી વીગેરે કાંઇજ આપવું નહીં ફકત મગનું નિતર્યું પાણી મીઠું નાખીને આપવું. તે પણ ખરેખરી ભુખ લાગે ત્યારેજ આપવું. ઉલટીની ઉબક ઘણી થતી હોય અને પાણીનો શોષ ઘણો પડતો હોય તો, ઉકાળીને ઠંડું કરેલું કુવાનું પાણી પીવા આપવું.

૧—ધાણા એક તોલો, કાળી દરાખ એક તોલો, અને વરીયાળી એક તોલો લઈ તેને ત્રણ શેર પાણીમાં ઉકાળી તે પાણી લુગડાથી ગાળી થોડુ થોડુ પીવામાં આપવું, અથવા ચોખ્ખું મધ અને પાણી ભેગું કરી તે થોડું થોડું આપવું તેથી દરદીને અતિશય પડતો પાણીનો શોષ ઓછો થવા માંડે છે.

૨—જંતુવિનાશક ધુપ—સુખડના છોડાં, લીંમડાના પાંત્રા, તુળસીના પાત્રાં, ગુગળ, સેરીલોબાન અને ઘી એ સઘળું ભેગું કરી, તેનો હંમેશાં ધુપ કરવો.

૩—કોલમ, કરીયાતુ, પીતપાપડો પીપળીમુળ અને સુંઠ એ હરેક ચીજ અકેક તોલો લઇ શેર પાણીમાં ઉકાળી પાસેર રહે ત્યારે ગાળી લઈ તેનાં ચાર ભાગ કરવા દર ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી તાવ, તૃષા, ઉલટીની ઉબક અને ગભરામણ ધીમે ધીમે ઓછી થવા માંડે છે.

૪—ગ્રંથીહર લેપ—લીમડાના પાંત્રા, ચિત્રાનું મુળ, કબુ-તરની હગાર, અને મનસીલ એ દરેક ચીજ અકેક તોલો લઈ બારીક વાટી પાણીમાં મેળવી ગરમ કરી લેપ મારવો અને ઉપર રૂ લગાડી પાટો બાંધવાથી ગાંઠમાંનુ દરદ અને દુખાવો દૂર થવા માંડે છે.

૫—ગ્રંથીહરમલમ—સેરી લોબાન, ગંદો બેરંજો, ગુગળ અને માયુસરસ એ દરેક ચીજ સરખે વજને લઈ બારીક વાટી ગરમ કરી મલમ કરી પટ્ટો મારવો અને ઉપર રૂ લગાડી પાટો બાંધવાથી ગાંઠમાનો દુખાવો અને દરદ દૂર થવા માંડે છે.

૬—જ્વરવિનાશનિ ગોળી—શુદ્ધ પારો એક તોલો શુદ્ધ ગંધક એક તોલો, અને શુદ્ધ વછનાગ ત્રણ તોલા લઈ તેને બારીક વાટી કજ્જૅલી કરવી પછી તેમાં સુંઠ, મરી, પીપર અને શુદ્ધ કરેલો ઝેરકચુરો એ દરેક ચીજ અકેક તોલો લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી કજ્જલીમાં મેળવી આદાના રસમાં એક દીવસ ઘુંટી રાઇ પ્રમાણે ગોળી વાળવી, ત્રણ ત્રણ કલાકે બબે ગોળી સાકર અને ધાણા વાટી તેના પાણી સાથે આપવાથી મરકીનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે સારો થવા માંડે છે.

૭—**અનુભવસિદ્ધ નવીન સુદર્શન**—લીમડાની લીંબોડી, રાઇ, કોલમ, કાળીજીરી, કાચકા, કડું, સુંઠ, મરી, પીપર, નવસારખાર, ટંકણખાર, સીંધવ, હરડાંદળ, બેહેડાંદળ અને આમળાં એ હરેક ચીજ અેકેક તોલો અને કરીઆતુ બાર તોલા લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી દર બબે કલાકે ચાર ચાર વાલને વજને ગરમ પાણી સાથે આપવાથી તાવ, ઉલટી, ઉધરસ અને છાતીની ગભરામણ વીગેરે દુર થવા માંડે છે.

---

# ડુંટીયાનો તાવ—તંદ્રિક સન્નિપાત.

---

આગલા વિષયમાં લખ્યા પ્રમાણે આ તાવ પણ કાંઇ નવો નથી. પરંતુ પરાપૂર્વથી ચાલતા આવેલા આપણા આયુર્વેદના અનેક ગ્રંથોમાં એનું સંપૂર્ણ વર્ણન કરેલું છે. વૈદકશાસ્ત્રમાં વર્ણવેલા તેર પ્રકારના સન્નિપાતના તાવોમાં આ તાવને તંદ્રિક સન્નિપાતનો તાવ એવું નામ આપવામાં આવ્યું છે, અને તેના તમામ લક્ષણો આ તાવમાં મળતા આવે છે. આ તાવને હાલમાં અંગ્રેજીમાં ઈન્ફ્લુએનઝાનો તાવ કહે છે અને ગુજરાતીમાં ડુંટીયાના તાવના નામથી ઓળખાય છે. આ તાવમાં વાયુ અને કફનો પ્રકોપ વિશેષ પ્રધાનપણે રહે છે. આ તાવ લાગુ પડતાની સાથે શરૂઆતમાં દરદીની આંખે અંધારાં આવવા માંડે છે અને સખત તાઢ આવી તાવ ભરાય છે, આ તાવ પ્લેગના તાવ કરતાં પણ વધારે ઝડપથી ફેલાઈ જાય છે અને તેથીજ એ તાવને ઉડતો અને ચેપી ગણવામાં આવ્યો છે. ઘરના એક માણસને થયા પછી અથવા બધાને સાથે પણ એ પોતાના સપાટામાં સપડાવી દે છે. વિશેષ ગંદકીવાળી જગ્યામાં, ગામોમાં કે શહે-

રોમાંજ એકાએક ફાટી નીકળે છે, એમ કાંઇ નથી પરતું સ્વચ્છતા સુઘડાઇમાં સર્વોપરી ગણાતા શહેરોમાં પણ એ પૂર જોસમાં ફાટી નીકળે છે. જ્યારે એ તાવનો ઉપદ્રવ ઉત્પન્ન થયો હોય ત્યારે સરદી અને વાયુ ઉત્પન્નકર્તા પદાર્થો વિશેષ ખાનારને, મિષ્ટાન ઉપર વધારે પ્રેમ રાખનારને, લુખાસુખા અને અધકચરા ખોરાકનું સેવન રાખનારને, પેટમાં બગાડ ઉત્પન્ન થવા દેનારને, સારા સ્વચ્છ અને હુંફવાળા કપડાં નહી પહેરનારને તેમજ ગંદકી અને ભેજવાળી જગ્યામાં અથવા જ્યાં ખુલ્લી હવા અને સુર્યના કીરણો આવી નહી શકતાં હોય એવી જગ્યામાં રહેનારાઓને તે પોતાના સપાટામાં જલ્દીથી સપડાવી દે છે. આ તાવના ઉપદ્રવના મુખ્ય ચિન્હોમાં પ્રથમ સરદી અને સળેખમ થઇ આવી હાથ, પગ, કમર અને વાંસામાં સણુકા અને દુખાવો શરૂ થાય છે અને તેની સાથે સખત ઉધરસ આવવા માંડે છે, છાતીમાં ગળામાં, અને ફેફસામાં સોજો આવી જાય છે. શ્વાસનળીમાં સોજો આવી જવાથી સહેલાઇથી શ્વાસ લઇ શકાતો નથી અને દીવસે દીવસે નબળાઇ વધવાથી રકતાશય નબળું પડતું જાય છે. આ તાવમાં જો કફ વધી જાય અને ત્રણે દોષ ભયંકર રૂપ પકડે અને ફેફસાંનો સોજો વધી જાય તો દરદી મરણને શરણ થાય છે.

આ તાવમાં દરદીના શરીરના દરેક સાંધાઓમાં એવો સખત દુખાવો અને કળતર થાય છે કે તે હાથપગ હલાવી શકતો નથી અને શરીર રહી ગયું હોય એવો સખત દુખાવો થાય છે.

આ તાવમાં કફનું જોર વધારે હોવાથી દરદીને સાબુ-ચોખા, દુધ, ખાંડ, ખટાસ અથવા બરફ વીગેરે કાંઇજ આપવું નહી તેમજ કોઇપણ જાતનો લીલો કે સુકો મેવો

વીગેરે કાંઇજ આપવું નહીં, તેમજ ખાવાપીવામાં કે માથે મુકવામાં પણ બરફ વાપરવું નહીં. કારણ કે તેથી સરદી અને કફ વધી જવાથી શરીરમાં દુખાવો વધી જઈ ક્રાસશ્વાસની ગભરામણ વધી જાય છે. આ તાવમાં દરદી ઘણોજ નબળો પડી જાય છે, તેનું કારણ છાતીમાં, ફેફસામાં કે રક્તાશયમાં દરદનો સખત હુમલો થવાથી સોજો ઉત્પન્ન થાય છે. એ કાંઇ ખોરાક, કાંજી કે લીલો મેવો આપવાથી સુધરતું નથી પરંતુ તેથી તો ઉલટો વધારે બગાડ ઉત્પન્ન કરી દરદીને મૃત્યુના મુખમાં ઘસડી જાય છે; આવા હજારો દાખલા આ તાવના દરદીઓના સંબંધમાં બનેલા નજરે જોયલા છે.

આ તાવમાં શરૂઆતથીજ દરદીને લાંઘણ કરાવવી જોઇએ અને જયારે હોજરી, ફેફસાં અને શ્વાસનળી ઉપરનું વ્યાધિનું જોર ઓછું થાય અને તાવ ઓછો થવા માંડે ત્યારે અને દરદીથી ભુખ્યા નજ રહી શકાય ત્યારે ફકત મગનું નિતર્યું પાણી મીઠું નાંખીને આપવું. એ શિવાય બીજું કાંઇજ આપવું નહી. આ તાવમાં દરદીને ઓછામાં ઓછી બાર લાંઘણ તો કરાવવીજ જોઇએ.

જેમ જેમ વ્યાધિનું જોર હઠતું જાય અને દરદીની તબીયત સુધરતી જાય અને કકડીને ભુખ લાગે ત્યારે બાજરી અથવા ચોખા સેકીને પાણીમાં કાંજી બનાવી મીઠું નાંખી થોડી થોડી આપવી. અને પીવાનું પાણી કુવાનું ઉકાળીને ઠંડું પાડીને આપવું. પરંતુ છેવટ સુધી ખાંડ, ખટાશ, દુધ વીગેરે કફ ઉત્પન્ન કરનાર પદાર્થો કદી આપવાજ નહિ. દરદીને શરદીવાળી ઠંડી હવા કે પવન લાગવા દેવો નહિ. શરીરપર ગરમ ઉંફવાળા કે ખાદીના કપડા પહેરાવવા, અને શરીરનો જે ભાગ દુ:ખતો હોય ત્યાં અળસીનું, કપુરનું

અથવા જાયફળનું તેલ લગાડી સેક જારી રાખવો. આ દુઃખાવા ઉપર મીઠાની અથવા રેતીની પોટલીનો કે પોશ-દોડાનો સેક ઘણોજ ફાયદો કરે છે. ઔષધમાં નીચે લખ્યા પ્રમાણે અનુક્રમે ઉપાયો કરવા.

૧—કોલમ, કરીયાતુ, કડુ, કાળા મરી, કાળીજીરી, ગરમાળાનો ગોળ, સુંઠ, પીપળીમુળ અને સોનામકીના પાંતરા એ દરેક ચીજ અકેક તોલો લઈ ખાંડી ભુકો કરી તેમાંથી બે તોલા એક શેર પાણીમાં નાખી ઉકાળવું જ્યારે પાશેર પાણી રહે ત્યારે ગાળી લઈ ત્રણ ભાગ કરવા. દર ત્રણ કલાકે અકેકો ભાગ પીવા આપવાથી તાવ અને તેના તમામ ઉપદ્રવો ઓછા થવા માંડે છે.

૨—ભોંયરીંગણી, કરીયાતું, પીતપાપડો, કડું, સુંઠ, અને ગળો—એ દરેક ચીજ અકેક તોલો લઈ અધખોખરી કરી ત્રણ ભાગ કરવા. તેમાંથી એક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી દર ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી તંદ્રીકની તમામ પીડા અને ઉપદ્રવો ઓછા થવા માંડે છે.

૩—અરડુસો, કોલમ, ભોંયરીંગણી, પીતપાપડો, કડુ, અને કાળીજીરી એ દરેક ચીજ અકેક તોલો લઈ બારીક ચુર્ણ કરી દરરોજ ત્રણ કલાકે ત્રણ વાલને વજને મધ અને પાણીમાં આપવાથી તંદ્રીક સન્નિપાતનો તાવ અને તેના તમામ ઉપદ્રવો ઓછા થવા માંડે છે.

૪—મોથ, કરીયાતું, પીતપાપડો, પીપળીમૂળ, સુંઠ, હરડાદળ, બેહડાદળ ને આમળા—એ દરેક ચીજ અકેક તોલો અને ગળોસત્વ બે તોલા લઈ બારીક ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી તેને કાચકીના પાંતરાના રસમાં એક દીવસ ઘુંટી વટાણા

પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી ગરમ પાણી સાથે આપવાથી ટુંટીયાનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થવા માંડે છે.

૫—તુળસીના બીયાં, કુંવાડીયાના બીયાં, મોથ, સડકચુરો, અરડુસો, પીતપાપડો, ગળો, કોલમ અને કરીયાતુ એ દરેક ચીજો એકેક તોલો લઈ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે એકેક ભાગ આપવાથી ટુંટીયાનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થવા માંડે છે.



# દરેક જાતના તાવવાળાએ પાળવાના નિયમો.



એટલું તો જરૂર યાદ રાખવું કે આમાશયમાં અજીર્ણ થવાથી આમ અને મળ ભેગો થઇ બગાડ ઉત્પન્ન થવાથી કોઠાની જે ખરી ગરમી તે બહાર નીકળી જાય છે અને તેથી તાવ ઉત્પન્ન થાય છે, તો પછી પેટમાં બીજો નવો ખોરાક નાંખ્યા કરવાથી શું ફાયદો થાય ? ! ઉલટો વધારે અવગુણ ઉત્પન્ન થઇ તાવ વધે, માટે કોઈ પણ તાવવાળા દરદીને તો દવા કરતાં પણ વધારે લાંઘણ કરાવવાનીજ જરૂર છે, દરેક જાતનાં તાવવાળા દરદીનું પેટ તપાસી જોશો તો માલમ પડશે કે વગર ખાધે ભરેલા જેવું વાયુથી ફુલેલું કે સખત હોય છે, તેની સાથે દરદીના મોંઢામાં મોળ અને ફીક આવ્યા કરે છે, ઉલ્ટીની ઉબક આવે છે, અને માથું ભારે થઇ આવી દુખાવો શરૂ થાય છે, આ બધું મટાડવાને

માટે સારામાં સારો ઉપાય પ્રથમ લાંઘણુ કરાવવી જોઇએ. દરદીને ફક્ત કુવાનું પાણીજ પીવા આપવું તે પણ ઉકાળીને ઠંડુ પાડેલું અથવા ઝામેલું આપવું. સારી રીતે પાંચ, દસ કે પંદર લાંઘણુ થવાથી જે દોષનો પ્રકોપ થયો હોય તે દોષ અને આમ તથા મળનું પાચન થઇ જઇ તાવ પોતાની મેળે કમતી થવા માંડે છે, અને છેવટે જતો રહે છે, દરેક જાતના વિષમજ્વરો, પિત્તના કે કફના અથવા ત્રિદોષના સન્નિપાતિક તાવો લાંઘણુના અમુલ્ય ઉપાયથી નાબુદ થઇ જાય છે. પંદરથી વીસ દીવસ લાગટ લાંઘણુ કરાવી ફક્ત પાણીપરજ રાખેલા દરદીઓ, મૃત્યુના મુખમાંથી બચેલા નજરે જોયલા છે. લાંઘણુની મુદત કેટલી લંબાવવી તે દરદીની પ્રકૃતિ અને બળ ઉપર આધાર રાખે છે, તોપણ દરેક તાવવાળાને બાર દીવસ સુધી તો ફક્ત પાણીપરજ રાખવો જોઇએ.

જેમ વધારે લાંઘણુ કરાવવામાં આવે તેમ દીનપરદીન તાવ ઓછો થતો જશે, અને તાવ નરમ પડ્યા પછી દરદીને સારક ગુણવાળી પેટ સાફ આવે એવી દવા આપવી જોઇએ.

લાંઘણુ જોઇએ તેટલા પ્રમાણુમાં થઈ ગયા પછી અને તાવનું જોર હલકું પડ્યા પછી પણ દરદીનો જઠરાગ્નિ મંદ પડી ગયલો હોવાથી તેને સુંઠ અને મીંઠુ નાંખેલા મગના પાણી જેવો હલકો અને પ્રવાહી ખોરાક આપવો. અને જેમ જેમ જઠરાગ્નિ ખુલતો જાય તેમ તેમ ખોરાક વધારતા જવો જોઇએ.

જ્યારે વગર વિચારે અતિશય અનિયમિતપણે ખોરાક ખવાયો ત્યારેજ આંતરડાં અને હોજરી પોતાનું કામ કરવાને અશક્ત થઇ ગયા છે તો પછી તેને ઘણા દીવસ સુધી વિશ્રાંતિ આપવીજ જોઇએ. પણ આ વાત દરદીની આજુ

આજુના આદમીઓને ગળે ઉતરતી નથી તેઓ તો એમજ સમજે છે કે ઘણા દીવસસુધી અનાજ કાંઇ કાંઇજ લીધું નથી તેથી શરીર એકદમ નબળું પડી જશે માટે કાંઇપણ પેટમાં નાંખવું જોઇએ. આવા ભુલભરેલા વિચારોથી પણ કેટલાક દરદીઓ કાળના મોં'માં જલ્દીથી આવી ગયલા નજરે જોયલા છે.

તાવવાળા દરદીને બનતાંસુધી પીવાનું પાણી કુવાનું કે નદીનું આપવું તે પણ ઉકાળીને ઠંડુ પાડી ગાળીને ત્રાંબા કે પીત્તળના વાસણમાં ભરી રાખવું. અતિશય ઠંડુ પાણી વારંવાર આપવાથી અવગુણકર્તા થઇ પડે છે.

---

# અજીર્ણ—અપચો.

---

દરેક માણસે એટલું તો જરૂર યાદ રાખવું જોઇએ કે આપણા શરીરને લાંબો વખત ટકાવવા માટે તેને આધાર આપવા જેટલોજ ખોરાક નિયમિતપણે લેવાનો છે, પરંતુ ખાવાને માટેજ આપણે જીવવાનું છે એમ ધારી અકરાંતિયાની માફક અનિયમિતપણે ખોરાક ખાવાની ટેવ કદી પણ રાખવી નહીં.

પકવાશયમાં વિક્રિયા ઉત્પન્ન :થવાથીજ અજીર્ણનો વિકાર ઉત્પન્ન થાય છે. અને તેનાથી ખાધેલો ખોરાક પુરેપુરો પાચન થઇ શકતો નથી, અગર જો કે ભુખ લાગે છે અને ખોરાક ખવાય છે પણ પાછળથી જે ક્રિયા થઇને તેનો જઠરરસ ઉત્પન્ન થવો જોઇએ તે નહીં થતાં તેનો આમ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે થવાથી ખાધા પછી

પેટમાં અકળામણ થવી, પેટ ચઢવું, હેડકી આવવી, પેટમાં દુખવું અને ઝાડા છુટી જવા અગર તો પેટ કબજ થઇ જવું વિગેરે ચિન્હો માલમ પડવા માંડે છે.

આ રોગ થવાનું ખાસ કારણ જઠર, આંતરડાં, યકૃત વીગેરે મર્મસ્થાનોમાંથી ઉત્પન્ન થતા રસના ઓછાપણામાં રહેલું હોય છે તેમજ તે જો અતિશય વધી જાય તોપણ તેમાં વિક્રિયા જણાય છે. કેટલાક માણસોની પાચનશકિત ઘણીજ નબળી હોય છે અને થોડો તેમજ હલકો ખોરાક પણ તેઓને પુરેપુરો પાચન થઇ શકતો નથી, તેમજ તેનાથી તદન ઉલટું બીજા માણસની પાચનશકિત એવી જબરી હોય છે કે તે કાચું અનાજ ખાય તો પણ તે પાચન થઈ જાય છે. પરંતુ દરેક માણસે એટલું જરૂર યાદ રાખવું કે પોતાનું હંમેશનું ખોરાક લેવાનું જે માપ હોય તેથી ઓછો કે વધારે પ્રમાણમાં ખોરાક લેવાય અને તે લીધા પછી તેનાથી કોઇપણ જાતની વિક્રિયા કે બેચેની જણાય તો તેને અજીર્ણનીજ ઉપમા આપી શકાય છે આ પ્રમાણે જઠરના વરમમાં, રકતાશયની શીથિલતામાં, સંગ્રહણી કે ક્ષયમાં પ્રથમજ અજીર્ણના ચિન્હ જોવામાં આવે છે માટે શાકારણથી અજીર્ણ ઉત્પન્ન થયુ છે તેનો પુરેપુરો વિચાર ઉપચાર કરતાં પહેલા કરવો જોઇએ પરંતુ દરેક માણસે પોતાની પ્રકૃતિને માફક આવે એવો અને પાચન થવામાં હલકો ભુખના પ્રમાણમાં ખોરાક ખાવો જોઇએ. શરીરના પોષણને માટે કોઠામાં એક ભાગ ખોરાક અને એ ભાગ પાણીથી ભરી બાકીનો ભાગ વાયુને ફરતો રહેવા માટે ખુલ્લો રાખવાની જરૂર છે. એ રીતે વર્તવાથી ખોરાક લીધા પછી અકળામણ થતી નથી અને ખોરાક સારી રીતે પાચન થઇ તેનો જઠરરસ ઉત્પન્ન થઇ શરીરને પોષણકર્તા

થાય છે. અને એથી ઉલટી રીતે હદ ઉપરાંત ભારે અને વાયુકર્તા ખોરાક હંમેશાં લેનારને, કાચાકોરા અને ગળ્યા પદાર્થો ઉપર વધારે પ્રિતિ રાખનારને, બરાબર ચાવ્યા વગર ઉતાવળે, અનિયમિત રીતે ખાનારને, મળ મુત્રના વેગને રોકનારને, માફક પદાર્થોનું વધારે વ્યસન રાખનારને, વાયડાં કરકઠોળ અને શાકભાજી ખાવાનો વધારે માહાવરો રાખનારને, અને રાત્રે હંમેશાં ઉજાગરો કરનારને અને દીવસે ઉંઘનારને, તેમજ અતિશય શોક ઇર્ષા તથા ક્રોધ કરનારને તેમજ ખુશી આનંદમાં ન રહેતાં બળીયલ સ્વભાવ રાખનારનો, જઠરાગ્નિ બગડીજઇ અજીર્ણનો રોગ ઉત્પન્ન થાય છે. અને અજીર્ણના વ્યાધિમાંથી બીજા અનેક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. અજીર્ણના રોગવાળાનું પેટ ચઢેલું રહે છે, ખાટા ઓહકાર આવે છે, પેટમાં દુખે છે, અતિશય ઉલટી અથવા ઝાડા થાય છે, અથવા ઝાડો કબજ થઈ જાય છે, પેટમાં દુખવો થાય છે, મોહોડાપર થોથર આવે છે, અગર હેડકીનો રોગ લાગુ પડે છે, મોંઢામાં પ્રીક અને થુંક આવ્યા કરે છે, શરીરમાં બેચેની રહે છે, આંખે અંધારાં આવે છે અને એથી પણ વધારે બગાડ થાય તો વિષુચિકા—મોરચી—કોલેરા લાગુ પડે છે, અને આ રોગમાં પણ જો સખત તાવ આવી પીશાબ બંધ થઇ જાય તો દરદી મરણને શરણ થાય છે. આ અજીર્ણના રોગને વૈદક-શાસ્ત્રમાં ત્રણ પ્રકારનો વર્ણવેલો છે.

## અજીર્ણના ઉપાય

અનિયમિત રીતે હદ ઉપરાંત કે અયોગ્ય ખોરાક લેવાયો હોય તો અને જો તેનાથી અજીર્ણ ઉત્પન્ન થયું

હાય તો અને પેટમાં ચુંક આવતી હાય તો પ્રથમ ઉલટી અને જુલાબનું ઓષધ આપી કોઠો સાફ કરી નાંખવો જોઇએ ત્યારબાદ નીચે લખેલા ઓષધો અનુક્રમે આપવા

૧—જઠરાગ્નીજીવન ગુટિકા—( પેટના આંતરડાને મજબુત કરી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર ) સુંઠ એક તોલો, મરી એક તોલો, પીપર એક તોલો, અકલગરો એક તોલો, નાગકેશર એક તોલો ચિત્રાછાલ એક તોલો, અજમોદ. એક તોલો, અનીસુન એક તોલો, તુલસીના બીયાં એક તોલો કુદનાના પાંત્રા એક તોલો સીંધવ એક તોલો. જીરૂ એક તોલો એ દરેક ચીજ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું. પછી તેમાં લોહભસ્મ ત્રણ તોલા, શુદ્ધ કરેલો વછનાગ એક તોલો, શંખ ભસ્મ એક તોલો અને કસ્તુરી અડધો તોલો મેળવી ખલમાં એક દિવસ ઘુંટવું. ત્યારબાદ ઉપલા સાથે મેળવી સઘળું એકમેક કરી આદાના રસમાં એક દીવસ તથા સેકટાની શીંગના ગરમાં એક દીવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી. દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકે પાણી સાથે આપવાથી પેટમાંની બાદી તથા વાયુ નાશ કરી, જઠરાગ્નિ પ્રદીપ્ત થઇ કકડીને ભુખ લાગે છે તથા ખાધેલો ખોરાક પાચન થઈ શકિત આવે છે.

૨—અજીર્ણભસ્મક ચુર્ણ—અનીસુન ત્રણ તોલા સુકો કુદનો ત્રણ તોલા, જીરૂં એક તોલો, અજમો એક તોલો, હીંગ કુલવેલી એક તોલો, રાઈ ત્રણ તોલા, સીંધવ એક તોલો, સંચળ એક તોલો, સુંઠ, મરી અને પીપર બબે તોલા અને અજમોદ એક તોલો લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી બબેઆનીભારને વજને દર ત્રણ ત્રણ કલાકે ગરમ પાણી સાથે આપવાથી ત્રણે પ્રકારના અજીર્ણ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થઈ જાય છે.

૩—અજીર્ણાંકુશ રસ—આદાનો રસ એક તોલો, કુદનાનો રસ એક તોલો, કાંદાનો રસ એક તોલો, કુંવારનો રસ એક તોલો અને લીલા લસણનો રસ એક તોલો લઇ તેમાં સીંધવ, સંચળ અને ફુલવેલી હીંગ બબેઆનીભાર બારીક વાટી મેળવી દઇ તેમાંથી બબે કલાકે બબે ચમચા આપવાથી અજીર્ણના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે.

૪—અજીર્ણાષ્ટક અવલેહ—સીંધવ ત્રણ તોલા, સંચળ ત્રણ તોલા, સુંઠ એક તોલો, મરી બે તોલા, પીપર ત્રણ તોલા, ચીત્રાછાલ ત્રણ તોલા, અનીસુન ત્રણ તોલા, અને અજમો આઠ તોલા લઇ બારીક ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી મધમાં મેળવી ચાટવા જેવો અવલેહ કરવો તેમાંથી બબે આની ભારને વજને દર બબે કલાકે કુદનો, મરી અને લીલી ચાના ઉકાળા સાથે આપવાથી તમામ જાતના અજીર્ણ અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે.

૫—ભસ્મક ગોળી—સુકા લસણની કળી આઠ તોલા, અજમો એક તોલો, સીંધવ એક તોલો, સંચળ એક તોલો, વાયવડંગ એક તોલો, ચિત્રાછાલનું ચુર્ણ ત્રણ તોલા લઇ દરેક વસ્તુ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી લીંબુના રસમાં એક દીવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી, દરરોજ ચાર ચાર ગોળી બબે કલાકે ગરમ પાણી સાથે આપવાથી દરેક જાતના અજીર્ણ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે. નાની ઉમરના બાળકોને તથા સગર્ભા સ્ત્રીઓને આપવી નહીં.

૫—અનુભવસિદ્ધ અજીર્ણ કંટક—શુદ્ધ પારો એક તોલો, શુદ્ધ ગંધક એક તોલો, શુદ્ધ કરેલો વછનાગ ત્રણ તોલા, શંખભસ્મ એક તોલો, ટંકણ ખાર એક તોલો, સુંઠ એક તોલો, મરી બે તોલા, પીપર ત્રણ તોલા, ચીત્રાછાલ

ચાર તોલા અને અજમો ત્રણ તોલા લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી આદાના રસમાં એક દીવસ ઘુંટી મગ પ્રમાણે ગોળીયો વાંળવી. હરરોજ બબે ગોળી ત્રણ ત્રણ કલાકે મધ અને આદાના રસમાં વાટી આપવાથી, તમામ જાતનાં અજીર્ણ એકજ દીવસમાં આરામ થવા માંડે છે. નાની ઉમરના બાળકોને તથા સગર્ભાસ્ત્રીને અને નબળા માણસોને આપવી નહી.



# અજીર્ણવાળાએ કેમ વર્તવું ?!



પેટમાં ભાર અથવા ખાધેલો ખોરાક પાચન થયો નથી એમ માલમ પડે કે તરત કોઇ પણ વસ્તુ ખાવા પીવાની બંધ કરવી, ફક્ત પાણી ઉપરજ દરદીએ રહેવું જોઇએ, અને તે પાણી પણ કુવાનું અગર નદીનું ઉકાળીને ઠંડુ પાડેલું હોવું જોઇએ. તે પણ જરૂર જેટલું અને થોડું થોડું આપવું જોઇએ.

લાંઘણ કરવાથી જે વિકાર શરીરમાં ઉત્પન્ન થયો હોય તે અને જે દોષનો પ્રકોપ થયો હોય તે શાંત થઈ જાય છે. બે ત્રણ અપવાસ કીધા પછી જ્યારે પેટ હલકું પડી જાય, જઠરાગ્નિ પ્રદિપ્ત થાય અને કકડીને ભુખ લાગે ત્યારે દીપનપાચન ગુણવાળા અને પાચન થવામાં હલકા પદાર્થો થોડા થોડા આપવા. મિષ્ટાન્ન અગર મિઠાસવાળા પદાર્થો બિલકુલ આપવા નહીં. પાચનશકિત મંદ પડવાથી અજીર્ણ જણાય કે તરત લાંઘણ શરૂ કરાવવાથી વ્યાધિ વધતો અટકી જાય છે. કેટલાક વતોને દીવસે આપણા

ધર્મશાસ્ત્રમાં અપવાસ કરવાનું ફરમાવ્યું છે, તેનું કારણ પણ ઘણે ભાગે વધેલા દોષોનું શમન થઇ જઠરાગ્નિને પ્રદિપ્ત કરવાનુંજ છે. આવી રીતે લાંઘણ કરીને સાથે દીપન પાચન ગુણવાળા ઔષધોનું સેવન કરવાથી, લાંબાકાળના અજીર્ણના વ્યાધિવાળાઓને પણ આરામ થઇ જાય છે. જ્યારે ભુખ લાગી હોય ત્યારે ખોરાક ખાવાને બદલે, ચાહ, કાફી, દારૂ વીગેરે માદક અને જઠરાગ્નિને મંદ કરનારા પદાર્થોનું કદી પણ સેવન કરવું નહિં.

## ઝાડા—મરડો—અતિસાર.

ઝાડા થાય એવા જુલાબના ઔષધનો ઉપયોગ કર્યા શિવાય અમળાટ કે દુખાવો થઇને અથવા પાતળા પાણી જેવા ઝાડા થાય એટલે તેનો ઉપાય જરૂર કરવો જોઇએ. કેટલીકવાર આ ઝાડો મળમિશ્રિત દુર્ગંધયુક્ત હોય છે અને કેટલાકને એખલો આમજ પડે છે, જે ખોરાક ખાવામાં આવે તેનો પુરેપુરો પાક ન થતાં કાચો રહી જવાથી આમ ઉત્પન થાય છે. અને તે પેટના આંતરડાં સાથે વળગી રહી અમળાટ ઉત્પન્ન કરે છે. આવો અમળાટ લાંબો વખત જારી રહે તો આંતડાંપર સોજો આવી તેમાં ક્ષત પડી લોહી તથા જળસ પડવા માંડે છે આ વ્યાધને મરડો થયો એવું નામ આપવામાં આવ્યું છે. મરડામાં દરદીને હાજત થતાંજ એકદમ અમળાટ થઇ આવે છે. અને ઝાડે જતાં ખુલાસા બંધ ઝાડો આવતો નથી અને દુખાવો થઈ થઇને—આમ જળસ કે લોહી પડે છે તેની સાથે ઝાડાની જગોએ ફાટ અને વધારે વજન આવવાથી દરદી ઝાડાને માટે જોર કરે છે,

આની સાથે મોંઢામાં પ્રીક મારે છે ઉલટીનો ઉછાળો થાય છે, અને શરીરમાં નબળાઇ આવી કળતર થાય છે. ખાવા પીવામાં સખત પરેજી પાળી યોગ્ય ઉપાય કરવામાં આવે નહી તો એમાથી આમઅતિસાર ઉત્પન્ન થાય છે. વૈદક શાસ્ત્રમાં આ રોગની સંખ્યા સાત પ્રકારની વર્ણવેલી છે. પણુ તેમાં મુખ્ય અને મુળ કારણુ જઠરાગ્નિ બગડવાનુંજ જણાય છે વગર વિચારે હદ ઉપરાંત ભારે પદાર્થો ખાવાથી તેમ અતિશય શિતળ અને વાયડાં શાકભાજી કે કઠોળ ખાવાની ટેવથી તેમજ અતિશય તેલ મરચાંવાળા ગરમ પદાર્થો ખાવા પીવાથી, ભયથી, શોકથી, કે બગડેલું પાણી પીવામાં આવવાથી કે મળમુત્રના વેગને રોકવાથી અથવા ઝેરી પદાર્થો ખાવામાં આવ્યાથી અથવા પેટમાં કરમ થવાથી, પણુ પાતળા પાણી જેવા ઝાડા થવા માંડે છે. અતિસારના ઝાડાનો રંગ વિચિત્ર પ્રકારનો હોય છે, ચોખાના ધોવણુ જેવો, તેલ જેવો, ઘી જેવો, દહીં જેવો અથવા પાકેલા જાંબુના રંગ જેવો, ઝાડાનો રંગ હોય છે, અથવા પરૂ કે લોહીના રંગનો પણુ ઝાડો થવા માંડે છે. અતિસારવાળાને શરીરમાં નબળાઇ અને કળતર કે દુખાવો હોય છે, અને હંમેશાં પેટમા ધુધવાટા થઇ ઝાડા છુટી જાય છે; એ રોગવાળાને જો હાથે પગે અથવા મોંઢે સોજો હોય અને સાથે પેટમાં દુંખાવો થતો હોય, તાવ આવતો હોય પાણીનો શોષ પડતો હોય, હાંફ, ઉધરસ અને હેડકી આવતી હોય, અને ખાવાપીવાની દરેક વસ્તુપર અરૂચી ઉત્પન્ન થઇ હોય, તો તે રોગી સારો થઇ શકતો નથી તેમજ અતિશય નબળો પડી ગયેલો માણુસ પણુ આ રોગમાંથી ભાગ્યેજ સારો થાય છે.



# અતિસારના ઔષધો



ઝાડાના રોગવાળાને શરૂઆતમાં ઝાડો બંધ કરવા માટે અફીણની મેળવણીવાળી અથવા ગ્રાહી ગુણવાળી દવા કદી પણ આપવી નહીં કારણ કે તેથી ઝાડો કબજ થઇ પેટ ચઢી આવી, તાવ વધી જાય છે અને તેથી પેટના આંતરડાં વધારે બગડી વ્યાધિમાં વધારો થાય છે. માટે જઠરાગ્નિ પ્રદિપ્ત થાય અને પેટના આંતરડાંમાંથી વાયુ નિકળી જઇ પાચનશકિત સુધરે એવી દીપનપાચન ગુણવાળી દવા આપવી જોઇએ.

કોઇપણ પ્રકારના અતિસારના ઝાડાનો રોગ લાગુ પડયો હોય પરંતુ તેમાં આંતરડાં નબળા પડવાનું અને પાચનશકિત ઘટીજઈ આમ ઉત્પન્ન થવાનું કારણ તો મુખ્ય હોવુંજ જોઇએ. જઠરાગ્નિ મંદ પડવાથી ખાધેલો ખોરાક પાચન થઈ શકતો નથી, અને આમ ઉત્પન્ન થાય છે. માટે દરદીના પેટના આંતરડાં સુધારવાને માટે પ્રથમ તેને લાંઘણ કરાવવીજ જોઇએ. તેને કોઇપણ જાતના અનાજનો ખોરાક નહીં આપતાં ફક્ત મોળા દહીંની છાશ જીરૂં, મીઠું અને મરી નાંખીને પીવા આપવી, બીજું કાંઇજ આપવું નહીં. અને નીચે લખેલા ઉપાયો અનુક્રમે કરવા.

૧—અતિસારાંતક—જાયફળ, જાવંત્રી, બીલીનોગર વાવડીંગ, ઈંદ્રજવ, ધાવડીના ફુલ, અને મંગુસ્તાનનું છોડું એ દરેક ચીજ એકેક તોલો અને ફુલવેલી હીંગ આઠ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે આની ભારને વજને પાણી સાથે આપવાથી સાતજ

દીવસમાં અતિસારનો રોગ તેના તમામ ઉપદ્રવો સહીત સારો થવા માંડે છે.

૨—અતિસારામૃત અવલેહ—કડાછાલ એક શેર લઈ તેને અધખોખરી કરી પાંચ શેર પાણીમાં નાંખી ઉકાળી શેર પાણી રહે એટલે તે ગાળી તે પાણી પાછું ઉકાળવું અને જયારે માવા જેવું થાય ત્યારે નીચે ઉતારી તેમાં નીચે લખેલા વસાણા બારીક વાટી વસ્ત્રગાળ કરી મેળવી દેવા:-

મરી, ધાવડીના ફુલ, ઇંદ્રજવ, આંબાની ગોટલી, મોચરસ, વાવડીંગ, કેસર, જાયફળ, જાવંત્રી, મોટાં લવંગ, સુવા અને બીલીનો ગર—એ દરેક ચીજ એકેક તોલો લઇ બારીક ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલા કડાછાલના ઘનમાં મેળવી દેવું, આ અવલેહ દરરોજ ત્રણ ત્રણ કલાકે અડધો તોલો મોળા દહીંની છાસ સાથે દરદીને આપવાથી આઠજ દીવસમાં આરામ થઇ જાય છે. દરદીને ખોરાકમાં ફક્ત છાશ સિવાય બીજું કાંઇજ આપવું નહિ.

૩—અતિસારાંકુશ ગોળી—કસ્તુરી ત્રણ વાલ, કેસર એક તોલો. જાયફળ ને જાવંત્રી ત્રણ ત્રણ તોલા, લવેંગ, કપુર અને કાથો એક એક તોલો લઇ બારીક વાટી આદુના રસમાં એક દીવસ ઘુંટી વટાણા જેવડી ગોળી વાળવી. દરરોજ ચાર ચાર કલાકે ચાર ચાર ગોળીઓ મોળા દહીંની છાસ સાથે આપવાથી એકજ દીવસમાં અતિસારના ઝાડા બંધ થઈ આરામ થઈ જાય છે. દરદીનો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે ખોરાકમાં ફકત દહીં, છાસ ને ચોખા શિવાય બીજું કાંઇજ આપવું નહિ.

૪—અતિસારનાશન અંગરસ—બીલીના પાતરાંનો રસ એક તોલો, કૂડાછાલનો રસ એક તોલો, દાડમનો રસ

એક તોલો, આંબાના પાંતરાનો રસ એક તોલો, જાંબુના પાંતરાનો રસ એક તોલો અને તુલસીના પાંતરાનો રસ ત્રણ તોલા લઈ, સઘળાને ભેગા કરી તેમાંથી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે તોલા આપવાથી સાતે જાતના અતિસારના ઝાડા અને તમામ ઉપદ્રવો આઠજ દિવસમાં આરામ થઈ જાય છે. દરદીને ફક્ત દહીં ને ભાત શિવાય બીજું કાંઈજ આપવું નહિ.

૫—જાયફળ, જાવંત્રી, કેસર, વાવડીંગ, ઈંદ્રજવ અને સુંઠ એ દરેક ચીજ એકેક તોલો લઈ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબેઆની ભારને વજને છાશ સાથે આપવાથી અતિસારના ઝાડા તથા તેના તમામ ઉપદ્રવો, આરામ થવા માંડે છે. દરદીને ઉપર પ્રમાણે પરેજી પળાવવી. ઝાડાના તમામ દરદોમાં છાશ અમ્રત સમાન ગુણ કરે છે માટે બનતાંસુધી અનાજ બીલકુલ નહીં આપતાં જીરૂં, મીંઠુ નાંખેલી મોળી છાસપરજ દરદીને રાખવો એ સારામાં સારો ઉપાય છે.

૬—અતિસારહર કવાથ—કડાછાલ એક તોલો, બીલીનો ગર એક તોલો, દાડમના છોડા એક તોલો, ઇંદ્રજવ એક તોલો, જાયફળ એક તોલો, જાવંત્રી એક તોલો, આંબાની ગોટલી એક તોલો, સુવા એક તોલો, અને સુંઠ એક તોલો લઇ બસેર પાણીમાં નાંખી ઉકાળવું અને જ્યારે અડધો સેર પાણી રહે ત્યારે ગાળી લઇ તેમાંથી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે ચમચા આપવાથી અતિસારના ઝાડા આઠ દિવસમાં આરામ થવા માંડે છે. દરદીને મોળું દહીં અને ભાત શિવાય ખોરાકમાં બીજું કાંઈજ આપવું નહિ.



# સંગ્રહણી થવાનું કારણ અને તેના ઉપાય.



અતિસારના ઝાડા બંધ થઈ ગયા પછી પણ જો દરદીનો જઠાગ્નિ મંદ રહી જાય અને ખાધેલો ખોરાક પાચન થાય નહિ છતાં પણ જો ભારે અને વાયુકર્તા પદાર્થો વારંવાર ખાવામાં આવે તો સંગ્રહણી ઝાડાનો રોગ લાગુ પડે છે અત્યન્ત પ્રકોપ પામેલા વાયુપિત્ત અને કફઆદિ દોષો વિકાર પામી અથવા ત્રણે સાથે મળી જઈ આમાશયને બગાડીને સંગ્રહણીના રોગને ઉત્પન્ન કરે છે. પાંચ પ્રકારે ઉત્પન્ન થતા આ વ્યાધિમાં દરદી જે ખાય છે તે પાચન થયા વગર આમ થઇ જઈ ઝાડા વાટે બહાર પડયા કરે છે અને અમળાટ કે દુ:ખાવો થઈ દુર્ગંધયુક્ત ઝાડા છુટી જાય છે. અને વગર ખાધે પણ પેટ ફુલેલું રહે છે. તેના ચિન્હ પણ અતિસારના વિષયમાં બતાવ્યા પ્રમાણેજ હોય છે. અને તેના ઉપાય તથા ઓષધોપચાર અને પરેજી પણ અતિસારના વિષયમાં લખ્યા પ્રમાણે કરવા છતાં પણ જો ફાયદો થાય નહિ તો નીચે લખેલા ઉપાયો અનુક્રમે અજમાવી જોવા.

૧-સંગ્રહણી સુધારક ગુટિકા—શુદ્ધ પારો એક તોલો અને શુદ્ધ ગંધક એક તોલો લઈ તેને ઘુંટી કર્જલી કરવી. પછી તેમાં લોહભસ્મ એક તોલો, અભ્રક ભસ્મ એક તોલો, નાગભસ્મ એક તોલો, રસસિંધુર એક તોલો, લઇ બારીક ઘુંટીને ઉપલી કર્જલીમાં મેળવી એક દિવસ ઘુંટવું ત્યાર-બાદ સુંઠ, જાયફળ, જાવંત્રી, ઈંદ્રજવ, કડાછાલ, લવંગ,

ધાવડીના ફુલ, બીલીનો ગર, આંબાની ગોટલી, દાડમની કળી, મોચરસ, લોધર, સંચળ, રાઇ અને અજમાના ફુલ એ દરેક ચીજ એક એક તોલો લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલામાં મેળવી દેવું. ત્યારબાદ કેશર એક તોલો ને અફીણ અડધો તોલો લઈ બારીક વાટી અંદર મેળવી એક દિવસ આદાના રસમાં ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી. આ ગોળીઓ સંગ્રહણીના તથા અતીસારના દરદીઓને અમ્રત સમાન છે. દર ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટીને મધ સાથે આપવાથી તમામ જાતની સંગ્રહણી તથા અતીસાર મરડો અને ઝાડાનો રોગ જતો રહે છે. એટલુંજ નહીં પણ પેટના આંતરડામાંથી વાયુને બહાર કાઢી જઠરાગ્નીને પ્રદીપ્ત કરી પાચનશકતી વધારે છે આ ગોળી ખાનારે જેટલા દિવસ દવા ખાવી તેટલા દિવસ ફકત મોળું દહીં ને ભાત મીઠું નાખી ખાવા. એ શીવાય બીજુ કંઇજ ખાવું નહિ, ચા બીલકુલ પીવી નહિ પરંતુ તેને બદલે મોળી છાશ જીરૂ મીઠુંને મરી નાંખી પીવી. આ હમારો અનુભવસિદ્ધ ઉપાય લાંબા વખતથી હમારા દરદીઓમા વપરાય છે અને તેથી સેંકડો દરદીઓ સારા થયા છે.

૨—સંગ્રહણી સુધારક રસ—પારદ કર્જલી એક તોલો સુંઠ એક તોલો, ગળોસત્વ એક તોલો, રતાંજળી એક તોલો, વાવડીંગ એક તોલો, બીલીનો ગર એક તોલો, જાયફળ એક તોલો, મોચરસ એક તોલો ધાવડીના ફુલ એક તોલો, સંચળ એક તોલો, સુવા એક તોલો, લોધર એક તોલો અને જાવંત્રી એક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેને આદાના રસમાં એક દીવસ ઘુંટી બાજરીના દાણા પ્રમાણે ગોળી વાળવી, દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકે મોળા દહીંની છાશ કરી અંદર જીરૂં, મીઠું તથા મરી નાંખી તેની સાથે આપવી.

આ ઉપાયથી અતિસાર તથા સંગ્રહણીના ઝાડા તથા તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે. દરદીને ખોરાકમાં મોળું દહીં અને ભાત, જીરૂં, મીઠું તથા મરી નાંખીને ખાવા આપવું, એ શીવાય બીજું કાંઇજ આપવું નહી.

૩—સંગ્રહણી સુધારક ચુર્ણ—લવંગ અજમો અને સુવા એકેક તોલો, આંબાની ગોટલી એક તોલો, ધાવડીનાં ફુલ એક તોલો, દાડમના છોડાં એક તોલો, જાયફળ એક તોલો, જાવંત્રી એક તોલો, કપુર એક તોલો, મોચરસ એક તોલો, જીરૂ એક તોલો, શાહાજીરૂં એક તોલો, કેસર ત્રણ તોલા અને સાકર સાત તોલા લઈ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બબેઆની ભારને વજને મોળા દહીંની છાશ સાથે દર ત્રણ ત્રણ કલાકે આપવાથી અતિસાર અને સંગ્રહણીના ઝાડા તેના તમામ ઉપદ્રવો સાથે આઠજ દીવસમાં આરામ થવા માંડે છે. દરદીને ખોરાકમાં મોળા દહીંની છાશમાં જીરૂં, મીઠું અને મરી નાખીને આપવું એ શીવાય બીજું કાંઇજ આપવું નહીં.

૪—અજમો, સુવા અને લવંગ એકેક તોલો, ધાવડીના ફુલ એક તોલો, બીલીનો ગર એક તોલો, આંબાની ગોટલી એક તોલો, જાયફળ એક તોલો, જાવંત્રી એક તોલો લવંગ એક તોલો, અને કપુર ત્રણ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબેઆની ભારને વજને મોળા દહીંની છાશ સાથે આપવાથી પાંચે પ્રકારની સંગ્રહણી અને ઝાડાનો રોગ સારો થવા માંડે છે. દરદીને ભાતની ધાણીની કાંજી અથવા મોળા દહીંની છાશ શીવાય બીજું કાંઇજ આપવું નહીં.

૫—સંગ્રહણી નાશક અવલેહ—ઈંદ્રજવ શેર એક લાવી તેને અધખોખરા કરી ત્રણ શેર પાણીમાં નાંખી ઉકાળી

શેર પાણી રહે ત્યારે ગાળી તેને પાછું ઉકાળી જાડું માવા જેવું થાય ત્યારે તેમાં અજમો સુવા જાયફળ, જાવંત્રી, મોટા લવંગ, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, સુંઠ, મરી, પીપર, પીપળીમુળ, આંબાની ગોટલી, બીલીનો ગર, ધાવડીના ફુલ, એ દરેક ચીજ એકેક તોલો અને કેસર ત્રણ તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલા ઘનમાં મેળવી દેવું તેમાંથી દરરોજ ત્રણ ત્રણ કલાકે પાવ લીભારને વજને મોળા દહીંની છાશ સાથે આપવાથી અતિસાર અને સંગ્રહણીનો રોગ જડમુળથી જવા માંડે છે. દરદીનો રોગ જડમુળથી જાય નહીં ત્યાંસુધી ખોરાકમાં ફકત મોળું દહીં અને ભાતજ ખાવા આપવા એ શીવાય બીજુ કાંઇજ આપવું નહીં.

૬—ઈંદ્રજવ, કડાછાલ, સુકો કુદનો, રાઇ, સુવા અજમો, અનીસુન, બીલીનો ગર, ધાવડીના ફુલ, દાડમના છોડાં, જીરૂં, આંબાની ગોટલી જાંબુના ઠળીયા, જાયફળ અને જાવંત્રી એ દરેક વસ્તુ ત્રણ ત્રણ તોલા લઈ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેની અંદર કેસર તોલા ત્રણ બારીક વાટી મેળવી દેવું. તેમાંથી દરરોજ બએઆનીભારને વજને દર ત્રણ ત્રણ કલાકે મોળા દહીંની છાશ સાથે આપવાથી સંગ્રહણી અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે દરદીને ખોરાકમાં ફકત મોળા દહીંની છાશ અને ભાત શિવાય બીજું કાંઇજ આપવું નહીં, સંગ્રહણીના દરદીના આંતરડાં એટલાબધા નબળા હોય છે કે, તેનામાં કોઇપણ જાતનો અનાજનો ખોરાક પાચન કરવાની શકિત હોતી નથી માટે ફક્ત મોળાં દહીંની છાશ જીરૂં, મીઠું અને મરી નાંખીને આપવી, એ શિવાય બીજું કાંઈજ આપવું નહીં. દરદીને પીવાનું પાણી કુવાનું ઉકાળીને ઠંડુ

પાડીને આપવું સંગ્રહણીના રોગમાં છાશ અમૃત સમાન ગુણ કરે છે.

સંગ્રહણીના દરદીને જો હાથે પગે અને મોંઢે સોજો આવ્યો હોય, પેટમાં દુઃખાવો થતો હોય, તાવ આવતો હોય ઉલટી થતી હોય, પાણીનો શોષ ઘણો પડતો હોય હાંફ, ઉધરસ, કે હેડકી થતી હોય અને જે ખોરાક ખાય, તે તેવાજ રૂપમાં નીકળી જતો હોય તો તે દરદીને આરામ થવાની આશા રાખવી નહિ.

અતિશય અશકત, અને નબળા આદમીને, બાળકને તેમજ જેના ધાતુઓ ક્ષીણ થઇ ગયા હોય તે અને જેને શરદી આવી ગઈ હોય તે દરદી અવશ્ય મરણને શરણ થાય છે. સંગ્રહણીના જે દરદીને ઝાડો થતી વખત બહુ અવાજ થતો હોય અને પેટમાં તેમજ પાંસળામાં શુળો મારતી હોય તો તે દરદી મરણ પામે છે.

## અપસ્માર—ફેફરાનો વ્યાધિ.

અપસ્માર, ફેફરૂ, મૃગિવાયુ, વાઈ વગેરે નામોથી ઓળખાતા આ ભયંકર વ્યાધિમાં દરદીની આંખે અંધારાં આવવાથી પડી જાય છે. મોંઢે ફીણ આવે છે, હાથપગની નસો તણાય છે, આંખમાં પાણી ભરાઇ આવે છે, દાંત કકડાવે છે, જીભ કરડાઈ જાય છે, મોંઢુ વાંકુ થઇ જાય છે અને આંખ અડધી મીંચાયલી રહે છે. આવી સ્થિતિમાં તેને ઝાડો પીશાબ પણ થઇ જાય છે. તેનું તેને ભાન પણ રહેતું નથી અને દરદી બેભાન બનીને પડી રહે છે.

તેનો શ્વાસ ઘુંટાય છે અને જાણે ઉંઘમાં પડયો હોય એવો ભાસ થાય છે. તેનું માથું દુઃખે છે આવી રીતે થોડા વખત થયા પછી ધીમે ધીમે શુદ્ધિમાં આવવા માંડે છે. આવી રીતનું જોર કોઇને બે ચાર મહિને અથવા દરેક મહીને કે દરેક અઠવાડીયે કે દરરોજ પણ થાય છે. આ વ્યાધિવાળા દરદીને શરૂઆતમાં તે ઉપડવાના ચિન્હો માલમ પડે છે. કેટલાકને પ્રથમ ચકરી આવે છે અને કેટલાકને શરીરમાં સળવળાટ આવી જાણે કાંઈ ઉપર ચઢતું હોય તેવો ભાસ થાય છે અને તેની સાથે તરતજ દરદી ચીસ પાડે છે અને પડી જઇ બેભાન થઇ જાય છે કેટલાક કુટુંબમાં આ રોગ પહેડીધર ઉતરતો માલમ પડે છે. અતિશય વિર્યશ્રાવ તથા બદફેલીવાળાને તેમ મગજ સંબંધી વ્યાધિવાળાને એ રોગ વિશેષ થતો જોવામાં આવે છે.

આ વ્યાધિવાળાને ઓચિંતા આંખે અંધારા આવી ગમે તે વખતે અને ગમે ત્યાં પડી જાય છે માટે તેને કોઈ પણ જગોએ એકલો જવા આવવા દેવો એ જોખમ ભરેલું છે.

માનસિક વિકારો જેવા કે અતિશય શોક, ચિંતા, ભય વિગેરે ઉત્પન્ન થવાથી તથા વિરૂદ્ધ આહાર વિહારથી અને માદક કેફી પદાર્થો અત્યંત ખાવાપીવાની ટેવથી હૃદયમાંની નાડીઓમાં દોષનો પ્રકોપ થઈ ચાર પ્રકારે અપસ્મારનો રોગ ઉત્પન્ન થાય છે.

વાયુ, પિત્ત અને કફ એ ત્રણ દોષમાં જેનો વધારે પ્રકોપ હોય તેવા દોષનો અને તેવા ચિન્હોવાળો અપસ્મારનો રોગ લાગુ પડે છે, એ રોગના દરદીને પ્રથમ આંખે અંધારાં આવે છે, તેને બિલકુલ ભાન કે શક્તિ રહેતાં નથી, શરીર એકદમ ઠંડું પડી જાય છે. મોંઢે ફીણ આવી જાય છે, શરીર ધ્રુજે છે અને કોઇને આંકડી કે ખેંચતાણ

થઇ આવે છે, આંખો ઉઘાડી અને ફાટેલી રહી જાય છે અને મોંઢું વાંકુ થઈ જાય છે, કેટલાક દરદીઓ પ્રથમ ચીસ પાડે છે, અને પછી તેને ફેફર આવે છે. પૂર્વના પ્રારબ્ધ કર્મને અનુસારે લાગુ પડેલો આ પ્રાયશ્ચિતજીંદ રોગ ઘણોજ ભયંકર છે અને તે ક્યારે થઇ આવશે તેને માટે ચોક્કસ મુદતજ હોતી નથી. કોઇને મહીને તો કોઇને પંદર દીવસે અને કોઇને દર અઠવાડીયે તેમજ દરરોજ પણ આવે છે.



# અપસ્મારના ઉપાયો.



૧—અપસ્મારનાશન રસ–શુદ્ધ કરેલી પારદ કર્જલી એક તોલો, સુંઠ એક તોલો, મરી એક તોલો, પીપર એક તોલો, અને મોટાં લવંગ ત્રણ તોલા, ઘોડાવજ ત્રણ તોલા, સુકા લસણની કળીઓ સાત તોલા અને બ્રાહ્મીના પાત્રાં પાંચ તોલા લઇ ખલમાં બારીક વાટી આદાના રસમાં એક દિવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી. બબે ગોળી ત્રણ ત્રણ કલાકને અંતરે પાણી સાથે આપવાથી અપસ્મારના દરદીને આઠજ દીવસમાં આરામ થવા માંડે છે, દરદીને ખાવામાં ફકત બાજરી અને મીઠુંજ આપવું.

૨—અપસ્મારનાશન ચુર્ણ–કુદનાના તથા બ્રાહ્મીના સુકા પાંત્રા ત્રણ ત્રણ તોલા, ઘોડાવજ એક તોલો, સુંઠ એક તોલો, મરી એક તોલો, પીપર એક તોલો, મોટા લવંગ એક તોલો, અનીસુન એક તોલો, અસાળીઓ એક તોલો, ચિત્રાછાલ એક તોલો, અજમોદ, અકલગરો અને પીપળી—

મુળ એકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું. દરરોજ બબે આનીભારને વજને ત્રણ ત્રણ કલાકને અંતરે આપવાથી અપસ્માર અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે. આ ઉપાય ચાલતો હોય તે દરમ્યાન દરદીને ખાંડ, ખટાસ, ભાત અને વાયડી વસ્તુઓ અને વાયડાં શાકભાજી વીગેરે બીલકુલ આપવાં નહીં.

૩—અપસ્મારાંતક ચાટણ—રસસીંદુર એક તોલો, સુંઠ, મરી અને પીપર એ દરેક ચીજ બબે તોલા, વાવડીંગ, વાપુંભા, ચીતરો અને લવંગ એ ચાર ચીજ ચાર ચાર તોલા, બ્રાહ્મી, મરેઠી અને ઘોડાવજ એ ત્રણ ચીજ ત્રણ ત્રણ તોલા, જાયફળ, જાવંત્રી અને નાગકેશર એકેક તોલો અને કસ્તુરી આઠ વાલ મેળવી અંદર મધ શેર એક નાંખી મેળવી દઇ કાચની બરણીમાં ભરી મુકવું, દરરોજ ચાર ચાર કલાકે અડધો અડધો તોલો પાણી સાથે આપવાથી અપસ્માર અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે.

૪—અપસ્મારનસ્ય—નાકછીંકણીના પાંત્રા તોલો એક, અરીઠાંની છાલ તોલો અડધો, કાળા મરી ત્રણ વાલ, ઘોડાવજ આઠ વાલ અને બ્રાહ્મીના પાંત્રા અડધો તોલો લાવી તેને એક શેર ગાયના ઘીમાં ઉકાળી તે દરેક ચીજ બળી જાય ત્યારે નીચે ઉતારી તે ઘી કપડાથી ગાળી દરરોજ સહવાર સાંજ બે વખત નાકમાં મુકવાથી અપસ્માર અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે.

૫—અપસ્મારનાશન ચુર્ણ—તુલસીના બીયાં એક તોલો, નાગકેસર એક તોલો, સુંઠ એક તોલો, મરી એક તોલો, પીપર એક તોલો, વાવડીંગ એક તોલો, વાપુંભા એક તોલો, ચીત્રાછાલ એક તોલો, અનીસુન એક તોલો, અસાળીયો

એક તોલો, લવંગ એક તોલો અને સુકો કુંદનો ત્રણુ તોલા તથા બ્રાહ્મીના પાંત્રા ત્રણુ તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી બબેઆનીભારને વજને ચાર ચાર કલાકે પાણી સાથે આપવાથી અપસ્માર, ઉન્માદ તેમજ હીસ્ટીરીયા અને શીરાસકોચ વાયુ વિગેરે રોગો નાબુદ થવા માંડે છે. અપસ્મારના દરદીને ખાંડ, ખટાસ અને વાયડી વસ્તુઓ બીલકુલ ખાવા આપવી નહીં. આ વ્યાધિવાળાએ વાછરડા સહિત કપિલા ગાયનું દાન કરવું.



# અમ્લપિત્તનો વ્યાધિ.



આ વ્યાધિવાળા દરદીની દુર્દશા અને દયામણો દેખાવ નજરે જોનારને દયા ઉપજાવે એવો હોય છે. દરદી જે કાંઈ ખાય કે પીએ છે તે બીલકુલ ટકતું નથી અને છાતીમાં ગભરામણુ થઈ આવી ઉલટી વાટે બહાર નીકળી જાય છે. અને તે તમામ નીકળી ગયા પછીજ દરદીના જીવને સુખ થાય છે. આ વ્યાધિની શરૂઆતમાં જો તેની કાળજી રાખી ઉપાય કરવામાં આવે નહી અને બેદરકારપણું બતાવવામાં આવે તો તે અસાધ્યરૂપ ધારણુ કરી જીંદગી સુધી જતો નથી અને શરીરના દરેક અવયવોને પોષણુ મળે એટલો પુરતો ખોરાક પાચન નહી થવાથી શરીરમાં સાતે ધાતુઓ વધી શકતી નથી અને દીનપરદીન શરીર અશક્ત થતું જાય છે.

વ્યાધિ ઉત્પન્ન થવાના કારણો—બગડેલા, વાસી અને ઠંડા પદાર્થોનું વારંવાર ભક્ષણુ કરવાથી તેમજ એક વખતનું

રાંધેલું અનાજ બીજી વખત ગરમ કરી હંગ્યાજ ખાનારને, અતિશય દાહ ઉત્પન્ન કરે એવા ગરમાગરમ મરીમસાલાનું હંમેશ સેવન કરનારને, ભુખ તથા તરસ લાગી હોય છતાં ખોરાક કે પાણી ખાવા પીવાને બદલે ચા–કાફી કે બીજી વ્યસનની વસ્તુ પીવાની ટેવ પાડનારને, જઠર રસ ઉત્પન્ન થતો નથી અને પાચન કરનારૂં પિત્ત બગડી જઈ અમ્લપિત્તનો વ્યાધિ ઉત્પન્ન કરે છે. અને ખોરાકનું પિત્ત થઈ જઈ ઉલટી વાટે બહાર નીકળી જાય છે. છાતીમાં દાહ બળે છે અને ગળામાં ગરધઇ બળે છે. ખાધેલો ખોરાક પાચન થઇને નવું લોહી બનવું જોઇએ તે બીલકુલ બનતું નથી અને દીનપરદીન શરીરમાં સુસ્તિ અને નબળાઇ વધતી જાય છે. આ રોગવાળાંને જ્યારે તાવ અને ઉધરસ અતિશય ઉપડી આવે છે ત્યારે આ રોગ અસાધ્ય થઇ જાય છે. આ રોગવાળાને જ્યાંસુધી રોગ મટે નહીં ત્યાંસુધી મોસંબી લીંબુનો રસ અને દુધ શિવાય બીજો કોઇપણ જાતનો ખોરાક આપવો નહીં.



## અમ્લપિત્તના ઉપાય.

૧—અમ્લપિત્તનું ચાટણ—ભુરૂં કોહળું ત્રણ શેર લઈ તેના છાલ, બીયાં વીગેરે કાઢી નાંખી કટકા કરી પાણીમાં બાફવું, બફાઈ જાય ત્યારે કપડામાં નાંખી તેનો તમામ રસ નીચોવી લેવો અને કુચા ફેંકી દેવા. નીચોવી લીધેલો રસ પાછો ચુલાપર મુકી ઉકાળી જ્યારે જાડું માવા જેવું થાય ત્યારે તેમાં નીચે લખેલા વસાણાનું બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી નાંખવું:—પછી તેમાં બંગ, પ્રવાળ અને સુવર્ણ ભસ્મ

અડધો અડધો તોલો, કમળકાકડીની મીચ અંદરની લીલી જીભ કાઢી નાંખેલી ત્રણ તોલા, ભાતની ધાણી ત્રણ તોલા, બોરના ઠળીયાની અંદરની મીચ ત્રણ તોલા, મોરના પીછાંની બાળેલી રાખ ત્રણ તોલા, તજ, તમાલપત્ર, નાગકેસર અને એલચી એ દરેક ચીજ એકેક તોલો, પીપર, પીપળીમુળ અને લવંગ બબે તોલા લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરવું પછી ઉપલા માવામાં તમામ ચુર્ણ મેળવી દેવું પછી તેમાં સાકર શેર અડધો તથા મધ શેર અડધો નાંખી કાચની બંધ બુચવાળી બરણીમાં ભરી મુકવું. તેમાંથી અમ્લપીત્તના દરદીને દરરોજ ચાર ચાર કલાકે અડધો અડધો તોલો પાણી સાથે આપવાથી તમામ ઉપદ્રવો સાથે અમ્મપિત્તનો રોગ આરામ થવા માંડે છે.

૨—અમ્લપિત્તપર ઉકાળો—સુખડનાં છોડાં, સુંઠ, પીપળીમુળ, જાવંત્રી, સુગંધીવાળો, કપુરકાચલી, પટોળપત્ર અને વાપુંભા એ દરેક ચીજ એકેક તોલો લઇ તેને અધખોખરા કરી તેના ચાર ભાગ કરી એક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી ચાર ચાર કલાકે એકેક ભાગ આપવાથી, અમ્લપિત્તની ઉલટી અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે.

૩—અમ્લપિત્ત ઉપર પાક—કુમળા લીલા નાળીયરના કોપરાની છીન શેર એક લઇ તેમાંનું પાણી નીચોવી નાંખી તેને ઘીમાં સાંતળવી પછી તેમાં ધાણા, ખસખસ, જીરૂં, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, એ દરેક ચીજ એકેક તોલો લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી નારીયળની છીનમાં મેળવી દેવું પછી સાકર શેર એકની જાડી ચાસણી કરી તેમાં સઘળું મેળવી દઈ એકમેક કરી ઠારી દઇ તેના કકડા પાડવા તેમાંથી દરરોજ બબે તોલાને વજને ચાર

ચાર કલાકને અંતરે પાણી સાથે આપવાથી અમ્લપિત્તનો ઉછાળો અને ઉલટી બંધ થઈ જાય છે. દરદીને પીવાના પાણીની જગ્યાએ પણ લીલા નારીયળનું પાણીજ આપવું.

૪—અમ્લપિતાંતક ચુર્ણ—સુંઠ, મરી, પીપર, એલચી, નાગરમોથ, હરડાં, બેહેડાં અને આમળાં, એ દરેક ચીજ અકેક તોલો, સુંગધીવાળો, કમળના ફુલના કેસર, નાગકેસર, જીરૂં, શાજીરૂં, અને વાવડીંગ એ દરેક ચીજ બબે તોલા અને સાકર સાત તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું. તેમાંથી દરરોજ બબેઆનીભારને વજને ત્રણ ત્રણ કલાકે પાણી સાથે આપવાથી અમ્લપિત્તની ઉલટી તથા તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે.

૫—અમ્લપિત્તપર અવલેહ—કેસર, કસ્તુરી અને બરાસ એ ત્રણે ચીજ ચાર ચાર વાલ. સુંઠ, મરી, પીપર અને પીપળીમુળ એ દરેક ચીજ અકેક તોલો, વાંસકપુર એક તોલો અને સુંગધીવાળો બે તોલા લઇ બારીક ચુર્ણ કરી તેને મધમાં મેળવી ચાટવા જેવું કરી તેમાંથી દરરોજ અડધો અડધો તોલો ત્રણ ત્રણ કલાકને અંતરે નાળીયરના પાણી સાથે આપવાથી અમ્લપિત્તની ઉલટી અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે.

અમ્લપિત્તનો રોગ જ્યાંસુધી તદન જાય નહી ત્યાંસુધી દરદીને કોઇપણ જાતનો ખોરાક નહી આપતાં ફક્ત ગરમ કરેલું દુધ, મોસંબીલીંબુ અને ભાતની ધાણીની કાંજી મીઠું નાંખીને આપવી.

**અમ્લપિત્તના અસાધ્ય લક્ષણ**—અમ્લપિત્તનો રોગ તરતનો થયલો હોય અને દરદી ચોકકસ પરેજી પાળી શકે એવો હોય અને મન તથા ઇંદ્રિઓને વશ રાખનારો હોય, તોજ

તેને આરામ થાય છે. પરંતુ પરેજી નહી રાખનારને લાંબા વખતથી થયલો અમ્લપિત્તનો રોગ આરામ થતો નથી.

અમ્લપિત્તવાળો રોગી જે ખોરાક ખાય પીએ છે તે તરત ઉલટી થઈ નિકળી જાય છે, છતાં પેટમાં તે ખોરાકનો શેષ ભાગ રહી જાય છે અથવા જે પ્રવાહી ખોરાક ઉલટીમાં બહાર પડતો નથી અને અંદર ટકી રહે છે તેના આધાર વડેજ તે જીવે છે પરંતુ તેનામાં ધાતુઓની વૃદ્ધિ થતી નથી. માટે તે શરીરે અશક્ત અને દુર્બળ રહે છે તેવા દરદીએ જે ખોરાક ટકતો હોય એવો હલકો પ્રવાહી ખોરાક થોડા પ્રમાણમાં લેવો અને મન પ્રસંન્ન રાખી ખુલ્લી હવામાં રહેવું. મહેનતનું કામ તથા સ્રીસંગ કરવો નહી અનાજનું દાન આપવું અને બ્રહ્મભોજન કરાવવું.



## અરૂચિનો વ્યાધિ.

અરૂચિના વ્યાધિવાળાને ફક્ત અન્ન ઉપરજ અરૂચિ ઉત્પન્ન થાય છે એમ નથી પરંતુ ખાવા પીવાની દરેક વસ્તુઓપર, હસવા બોલવાની તેમજ ફરવાહરવાની તથા સારા કપડાં વીગેરે પહેરવાની અને સુખ વૈભવ કે વિલાસ ભોગવવા ઉપર પણ અરૂચિ—અભાવ ઉત્પન્ન થાય છે. પણ તે દરેકના કારણો ભિન્ન ભિન્ન હોય છે. માનસિક વ્યથાના કારણથી ઉત્પન્ન થયલી અરૂચિ—અભાવ તો મનનું સમાધાન થઈ હર્ષ ઉત્પન્ન થવાથી મટી જઈ દરેક કાર્ય કરવાપર રૂચી અને ભાવ પાછા થવા માંડે છે. પરંતુ મોંઢાનો સ્વાદ બગડી જઈ અન્ન અથવા કોઈપણ જાતનો ખોરાક

લેવાપર જે અરૂચી—અભાવ ઉત્પન્ન થવો એ તો ખાસ જઠરાગ્નિના આંતરડામાં કાંઈપણ વિક્રિયા ઉત્પન્ન થવાનુંજ હોય છે. જેથી કરીને ભુખ પણ મંદ પડી જાય છે. અને પેટ જાણે ભરેલુંજ હોય તેમ ખોરાક ખાવાપીવાપર ઈચ્છાજ ઉત્પન્ન થતી નથી અને મોંઢુ બેસ્વાદવાળું બની ગયલું હોવાથી કરીને ખાવાપીવાનો આગ્રહ કરવામાં આવે છે તો તે ઉલટો ખીજવાઇ જાય છે. માટે જે અવયવમાં વિક્રિયા ઉત્પન્ન થઇ હોય તેને મટાડવાને માટે પ્રથમ ઓસડોપચાર કરવા જોઇએ.

અતિશય શોક, ભય કે ચિંતાથી અથવા વાતાદિ દોષના પ્રકોપથી કે અપવિત્ર વસ્તુઓ જોવાથી કે ખરાબ વાસથી ખાવા ઉપર અરૂચી થઇ મોંઢાનો સ્વાદ બગડી જાય છે, ખારા, ખાટા, તીખા, કડવા કે કોઇપણ જાતના સ્વાદ વગરના બગડી ગયલા મોંઢાના સ્વાદને લીધે ખાવા-પીવાપર કંટાળો આવી પાંચ પ્રકારે અરૂચીનો રોગ ઉત્પન્ન થાય છે.

પેટમાં અતિશય ભુખ હોવા છતાં પણ મોઢાનો સ્વાદ બગડેલો હોવાથી ખોરાક ખાવાપર અભાવ ઉત્પન્ન થાય છે એટલુંજ નહીં પણ કોઈપણ વસ્તુનો સ્વાદ સારો લાગતો નથી અને મોંઢામાં પ્રીક આવ્યા કરે છે તેને અરૂચીનો રોગ કહે છે. આવા અરૂચીના રોગ ઉપર નીચે મુજબ ઓષધો અજમાવી જોવા.

૧—રૂચીકારક—સુંઠ, મરી, પીપર, પીપળીમુળ, દાડમની છાલ, સંચળ, સીંધવ, જીરૂં, શાહજીરૂં, અજમો, અજમોદ, ચણીકબાબ, સુકો કુદનો અને એલચી એ દરેક ચીજ એકેક તોલો અને નવસાર ફુલવેલો આઠ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બબેઆનીભારને વજને ત્રણ

ત્રણ કલાકે પાણી સાથે આપવાથી અરૂચી અને તેના તમામ ઉપદ્રવો આરામ થઈ જાય છે. ખોરાકમાં દરદીને ફકત મગનું પાણી ધાણા, જીરૂં અને મીઠું નાંખીને આપવું, તેમજ છાશ અને મોસંબી લીંબુનો રસ એ શિવાય બીજું કાંઈજ આપવું નહીં.

૨—રૂચીકર અવલેહ—સુંઠ, મરી, પીપર જીરૂ, શાજીરૂં, અજમો અજમોદ, અનીસુન, સુકો કુદનો, સીંધવ અને સંચળ એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં કાળી દરાખ ઠળીયા કાઢેલી દસ તોલા લઈ બારીક વાટીને તમામ મેળવી દઈ ચાટવા જેવો અવલેહ કરવો. અને તેની અંદર લીંબુનો રસ ત્રણ તોલા મેળવી દેવો. તેમાંથી ચાર ચાર કલાકે અકેક તોલો પાણી સાથે આપવાથી અરૂચી અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ ખાવાપર રૂચી થવા માંડે છે.

૩—તજ, તમાલપત્ર, નાગકેશર, એલચી, અનીસુન, લવંગ, સુંઠ, મરી, પીપર, તુલસીના બીયાં, એ દરેક ચીજ બબે તોલા અને સીંધવ ચાર તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી બબેઆનીભારને વજને ચાર ચાર કલાકે પાણી સાથે આપવાથી અરૂચી અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે. દરદીને જેમ જેમ રૂચી થતી જાય તેમ તેમ રૂચીકારક પદાર્થો આપવા. ભારે તેમજ વાયુકર્તા ખોરાક અથવા શાકભાજી બીલકુલ આપવા નહીં.

૪—અરૂચીહર ગોળીઓ—તુલસીના પાંત્રા તોલા ત્રણ, અનીસુન તોલો એક, અજમોદ તોલો એક, જીરૂ તોલા ત્રણ, સુંઠ તોલો એક, મરી તોલો એક, પીપર તોલા ત્રણ, નાગકેસર તોલો એક અને સીંધવ તોલા સાત લઈ તમામ ચીજોને ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું એ ચુર્ણને એક

દીવસ ખાટા લીંબુના રસમાં ઘુંટી વટાણા પ્રમાણે ગોળીઓ વાળવી. દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકે વાટી મધમાં મેળવીને આપવાથી અરૂચી અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ મોંઢાનો સ્વાદ સુધરી અનાજ ઉપર રૂચી થવા માંડે છે.

૫–રૂચીકારક ચટણી–એક શેર લીંડીપીપર તથા કાળી દરાખ ઠળીયા વિનાની એક શેર લઇ તેને ખાટા લીંબુના રસમાં એક દીવસ પલાળી રાખી બીજે દીવસે ખલમાં ઘુંટી ચટણી જેવી બનાવવી, પછી તેની અંદર જીરૂં ચાર તોલા, અનીસુન ચાર તોલા, તુલસીના પાત્રા ચાર તોલા, કુદનાના પાંત્રા ચાર તોલા અને સીંધવ સાત તોલા લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી ચટણીમાં મેળવી ખાટા લીંબુના રસમાં ઘુંટી ચટણી કરવી, તેમાંથી અરૂચીના દરદીને રૂચી ઉત્પન્ન થવા માટે થોડી થોડી આપવાથી અરૂચીનો રોગ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થઇ જાય છે. દરદીને જેમ જેમ ભુખ ઉઘડે અને ખાવાપર પ્રીતિ ઉત્પન્ન થાય તેમ તેમ મગનું પાણી, દુધ વીગેરે હલકા અને રૂચીકારક પદાર્થો આપવા. પાચન થવામાં ભારે, વાયડાં શાકભાજી કે કઠોળ વિગેરે આપવાં નહીં. અરૂચીના રોગવાળાએ અન્નદાન કરવું તથા બ્રહ્મભોજન કરાવવું.



# અર્ષ–મસાનો વ્યાધી અને તેના ઉપાય.



અંદરના બહારના કે દુઝતા અગર વગર દુઝતા હરસમાં દરદીને અસહ્ય પીડા ઉત્પન્ન થાય છે. પ્રથમ જઠરાગ્નિ બગડી જઈ ભુખ મંદ પડી જાય છે અને પાચનશક્તિ

દિનપરદિન ઘટતી જાય છે. આવી રીતે ત્રણે દોષ-વાયુ, પિત્ત અને કફનો પ્રકોપ થવાથી તે માંસ, મેદ, લોહી, ચામડી વિગેરેને દુષિત કરી મળદ્વારની નળીઓમાં અનેક આકૃતિઓના માંસના અંકુર જેવા અર્ષ-મસાને ઉત્પન્ન કરે છે. અતિશય ગમગિનીમાં રહેનારને તેમજ અતિશય ક્રોધી માણસને તેમજ બળવાન સાથે બાથ ભીડી મલ્લયુદ્ધ કરનારને તેમજ રાત્રે હમેશા ઉજાગરો કરી દીવસે ઉંઘવાની ટેવવાળાને તેમજ ઘોડા ઉંટ વીગેરેપર હમેશાં મુસાફરી કરનારને દોષોના પ્રકોપથી વિકાર પામેલું લોહી, મળવાહિની નસોમાં પ્રસરી જઇ ગુદાના ભાગમાંની વળીઓમાં અર્ષના રોગને ઉત્પન્ન કરે છે. કઠણુ બેઠક ઉપર હમેશાં બેસી રહેનારને તેમજ અતિશય વિષયાશક્ત મનુષ્યને, અતિશય દાહ ઉત્પન્ન કરે એવા ગરમાગરમ ખોરાક ખાનારને તેમજ ચા પીવાની અતિશય ટેવ પાડનારને અને મળમુત્રનાં વેગને રોકી રાખનારને તેમજ તેને માટે અતિશય જોર કરનારને આ દરદ વિશેષ થતુ જોવામાં આવે છે. મસાના દરદીને મલાશયમાંથી અપાનવાયુ બાહાર નીકળી શકતો નથી. પરંતુ તે ઉર્ધ્વ થઇને બીજા વાયુઓને પણ બગાડે છે. જેથી જઠરાગ્નિ તદન બગડી જઇ ભુખ તદન મંદ થઇ જાય છે. આવા દરદીઓ શરીરે દુર્બળ નિસ્તેજ અને અશક્ત થઇ જાય છે તેમજ મોંઢાપર થોથર આવે છે. જરાપણ મહેનત કરવાથી શ્વાસ ભરાઇ આવે છે અને ઝાડો પથ્થર જેવો સખત કે ફીણવાળો અને ચીકણો મહામુશીબતે થોડો થોડો થાય છે. આ રોગને વૈદકશાસ્ત્રમાં ૭ પ્રકારનો વર્ણવેલો છે. તેમાં જે મસામાંથી લોહી પડે છે, તેને રક્તાર્ષ એટલે દુઝતા અર્ષ-મસા કહે છે. બીજા કેટલાકમાં અતિશય બળત્રા અને દુઃખાવો થાય છે. મળ સુકાઇ જવાથી ઝાડો કબજ રહે છે. અને ઝાડાને માટે

જોર કરવા જતાં મસા છોલાઈ લોહી પડે છે. લોહી નીકળી ગયા પછી ઘણે ભાગે દરદ નરમ પડે છે. અને પાછું લોહી ભરાય છે કે અંદર ઘણીજ વેદના થવા માંડે છે. દરદીનો જઠરાગ્નિ મંદ પડી જાય છે અને ઘણે ભાગે પેટ ચઢેલા જેવું રહે છે. પીશાબ ઘણોજ કમતી ઉતરે છે. કેટલાકને મળદ્વાર આગળ ખજવાળ આવે છે અને અતિશય લોહી જવાથી દીનપરદીન શરીર પીળું પડી જાય છે અને નબળાઇ આવી જાય છે અને હાથે પગે અને મોંઢે થોથર આવી જાય છે અને જીંદગી નકામી અને કંટાળાભરેલી લાગે છે. આવી સ્થિતિ લાંબો વખત રહેવાથી દરદી પીલાયા કરે છે અને છેવટે મરણ પામે છે.

મસાવાળા દરદીને હંમેશાં ઝાડો નરમ આવે અને જોર કર્યા શિવાય ઝાડો સાફ આવે એવા ઉપાય પ્રથમ કરવા અને ખોરાકમાં જેમ બને તેમ હલકા અને પ્રવાહી પદાર્થોજ આપવા હરસ—મસાના દરદીઓને નિચે મુજબ અનુક્રમે ઉપાયો કરવા :—

૧—મળ સારક ચુર્ણ—જેઠીમધના મુળીયાં ચાર તોલા, સોનામકીના પાંત્રા ત્રણ તોલા, હીમજીહરડે બે તોલા. ગુલાબના ફુલ બે તોલા, વરીઆળી એક તોલો, અને સાકર સાત તોલા લઇ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી દરરોજ અડધો અડધો તોલો મધમાં મેળવીને આપવાથી મસાના દરદીનો મળ સુકાઈ જતો નથી અને ઝાડો નરમ અને સાફ આવે છે.

૨—સફેદ તલ ત્રણ તોલા, સુખડનો વેહેર એક તોલો, ચીનીકબાલા અને નાગકેસર એકેક તોલો અને સાકર સાત તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી દરરોજ ચારચાર વાલને વજને ત્રણ ત્રણ કલાકે એકેક તોલા માખણ

સાથે આપવાથી દુઝતા અર્શમાંથી પડતું લોહી તાબડતોબ બંધ થવા માંડે છે.

૩—વવળતું સુકવેલું સુરણ ત્રણ તોલા, કાળા તલ એક તોલો, ચીત્રાછાલ એક તોલો સુંઠ, મરી, નાગકેસર અને સુખડનો વેહેર એ દરેક ચીજ એકેક તોલો અને સાકર સાત તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બએ આનીભારને વજને ચારચાર કલાકને અંતરે પાણી સાથે આપવાથી લોહીવાળા અગર લોહી વગરના મસા મરી જઈ ખરી પડવા માંડે છે.

૪—પીત્તના પ્રકોપવાળા ગરમીના મસા કે જેમાં અતિશય બળત્રા થાય છે તેનો અકસીર પ્રયોગ—લીંબડાની લીંબોડી એક તોલો, લીમડાની અંતરછાલ એક તોલો, લીમડાના પાંત્રા એક તોલો, લીમડાના મુળીયાં એક તોલો, અને લીમડાના ફુલ એક તોલો અને કાળા મરી ત્રણ તોલા લઈ તેને બારીક વાટી લીંમડાના પાણીમા ઘુંટી ચણીબોર જેવડી ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ ગોળી ચાર ચાર કલાકને અંતરે પાણી સાથે આપવાથી તમામ જાતના મસા લાંબી મુદતે મુળમાંથી ખરી પડવા માંડે છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યાંસુધી દરદીને ખોરાકમાં ફક્ત દુધ અને ભાત ખાવા આપવા એ સિવાય બીજું કાંઈજ આપવું નહી. આ અનુભસિદ્ધ કરેલો પ્રયોગ છે.

૫—અર્શાંતક-ઈંદ્રજવ એક શેર લઇ કપડામાં પોટલી બાંધી ગાયના દુધ શેર આઠમા ઉકાળવું જ્યારે બધું દુધ બળી જાય ત્યારે પોટલી કાઢી પાણીમાં ધોઈ નાંખવી અને ઇંદ્રજવને સુકવી નાંખી ખાંડીને બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું તેમાં નવસાર, અને વવળતું સુરણ સુકવેલું ચાર ચાર તોલા અને કાળા મરી એક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ

કરી ઉપલા ઈંદ્રજવના ચુર્ણમાં મેળવી દેવું. તેમાંથી સવાર સાંજ બે વખત પાવલીભારને વજને પાણી સાથે આપવાથી અર્ષ, મસા ચિમળાઈજઈ જડમુળથી ખરી પડવા માંડે છે. દરદીને ખોરાકમાં ફકત મીઠું નાખેલી તુવરની દાળ અને ઘઉંની રોટલી શિવાય બીજું કાંઈજ આપવું નહિ. એ અનુભવસિદ્ધ ઉપાય છે. અર્ષના દરદીને જેમ બને તેમ તાકીદે ઉપાય કરવા જોઈએ. નહીં તો એમાંથી બદ્ધગુદોદર —નાળકોટ વિગેરે પેટના ભયંકર રોગો ઉત્પન્ન થાય છે.

૬—અર્ષઘ્ન ઉપાય—નવસાર પકવેલો ત્રણ તોલા, લીમડાની લીંબોડી એક તોલો, ચિત્રાછાલ એક તોલો, ઇંદ્રજવ એક તોલો, નાગકેશર એક તોલો, કાળા તલ એક તોલો, ગલગોટાના પાંતરાં એક તોલો અને ગરમાળાની શીંગનો ગર સાત તોલા લઇ સઘળાને બારીક વસ્ત્રગાળ કરી ગરમાળાની શીંગના ગરમાં મેળવી વટાણાપુર ગોળી વાળવી, દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી પાણી સાથે આપવાથી તમામ જાતના મસા ચીમળાઇ જઇ ખરી પડે છે. મસાના દરદીએ તેલ, મરચાં, રાઇ, ગોળ અને વેગણ ખાવા નહિં.



## અંતરગળના ઉપાયો.



અંતરગળ, વધરાવળ અને સારણગાંઠ એ સઘળાં આંતરડાંની સાથે સંબંધ રાખનારા રોગો છે, ગોળીના આંતરડામાં સોજો આવવાથી અથવા પાણી ભરાવાથી કે

અંદર પવન ભરાઇને ફુલવાથી અગર લોહી કે ચરબી ઉતરવાથી પણ અંતરગળનો વ્યાધિ ઉત્પન્ન થાય છે ને વધ-ણના સોજાથી વધરાવળ વધી હોય તો ગોળીમાં તથા તેના થડમાં દુખાવો ઉત્પન્ન થાય છે અને જે બાજુ પર સોજો આવ્યો હોય તે બાજુની પેડુની નસ ફુલીને જાડી થાય છે એટલુંજ નહી પરંતુ અંદર અસહ્ય દાહ ઉત્પન્ન થાય છે. ગોળીનું વજન વધારે લાગે છે તથા ગોળીની ઉપરની ચામડી જાડી થઇ જાય છે. જે નસોના બંધારણ વડે ગોળીઓ લટકી રહેલી છે તે નસો જાડી દોરડા જેવી થઇ જાય છે. અને તેની સાથે ઝાડાની કબજીયત હોય છે તેમજ તાવ અને ઉલટી નો ઉપદ્રવ પણ ઉપડી આવે છે જેમાં પાણી ભરાય છે તેને જળવૃદ્ધિ કહે છે, જ્યારે આ જળવૃદ્ધિ થાય છે ત્યારે ચામડી ઉપર ચળકાટ મારે છે. અને નાળીયર જેવો અગર તેથી પણ વધારે મોટો આકાર થઇ જાય છે આવો જમાવ જ્યારે પાણીને બદલે લોહીનો હોય છે ત્યારે અંદર ઘણીજ અગ્નિ બળે છે. અને અસહ્ય પીડાકારી ઉત્પન્ન થાય છે તેને રક્તવૃધ્ધિ એટલે લોહીનું ભરાવું કહે છે અને તેનું વજન અને દરદ પણ વધારે હોય છે. મોહોટા મરદોને એક અથવા બંને બાજુએ આંતરડુ ઉતરી આવે છે નાના બાળ-કોને દુંટી આગળ ઉતરે છે. અને મરદોને જેમ જેમ આંતરડુ વધતુ જાય છે તેમ તેમ નીચે કોથળીમાં ઉતરતું જાય છે.

અતિશય વાયુ ઉત્પન્ન કરે એવા પદાર્થોનું હંમેશાં સેવન કરવાથી, લંગોટ–કછોટ પેહેર્યા શીવાય ઘણું દોડવાથી ઉંચેથી કુદવાથી કે કસરત કરવાથી, ઉંચેથી પડી જવાથી કે પાણીમાં ઘણું તરવાથી, નસોમાં વાયુ કે પાણી ભરાઇ જવાથી અથવા અતિશય વિષયનુ સેવન કરવાથી અને પેટ તથા પેડુના આંતરડાને જોર પહોંચે એવી મેહેનત કરવાથી

વધી ગએલા વાયુ કે પાણી કોથળીમાં ઉતરી અંતરગળને ઉત્પન્ન કરે છે. આ રોગની કાળજી રાખી તરત ઉપાય કરવામાં આવે નહી તો તેની સખત ચરબી બંધાઇ જઇ તે સખત ગાંઠ હરવડીએ વધઘટ થઈ નહાની મોટી થયા કરે છે અગર વધારાજ કરે છે તેની સાથે તાવ, ઉલટી વગેરે અનેક ઉપદ્રવો ઉત્પન્ન થાય છે.

૧—અંતરગળનો ઉકાળો—સુંઠ, સાટોડીનુ મુળ, દેવદાર ભારંગમુળ, અરડુસો, એરંડમુળ, નીસોતર, મજીઠ, હરડા-દળ, બેહડાંદળ, આમળા, હરફલોદ, ગળો નાગરમોથ, વાવ-ડીંગ, રાસનાં, ચીતરાછાલ અને કુહનાનો પાત્રા એ દરેક ચીજ એકેક તોલો લઇ તેને અધખોખરૂ કરી તેના આઠ ભાગ કરખા કરી દરરોજ એક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી દરરોજ સહવારે આપવો આ ઉપાય ચાલે એટલા દીવસ, દરદીને ખાંડ, ખટાસ અને વાયડી વસ્તુઓ આપવી નહી.

૨—અંતરગળના દરદીને હંમેશાં પેટ સાફ આવે એવું સારક ગુણવાળું ઓષધ આપવું જોઇએ અને ઝાડાને માટે જોર કરવું પડે નહિ એવો પેટ સાફ લાવનારી દવા આપવી જોઇએ, ખોરાકમાં જલદીથી પાચન થઇ જાય એવો હલકો અને પ્રવાહી ખોરાક આપવો જોઇએ. પેટ સાફ લાવવા માટે નીચેની ગોળીઓ પ્રમથ આપવી.

કાળી દરાખ ઠળીયા વીનાની એક તોલો, કાળા મરી એક તોલો, નિસોતર એક તોલો, સુંઠ અડધો તોલો અને પીપળીમુળ અડધો તોલો લઈ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ પાવલીભારને વજને મધમાં મેળવીને આપ-વાથી પેટ સાફ આવી અંતરગળ ઓછો થવા માંડે છે.

૩—સારક વિરેચન—કુંવાડીયાના બીયાં બે તોલા, સુંઠ, નીસોતર, હરડાદળ, બેહેડાદળ, આમળાં અને સોનામકીનાં પાંત્રા એ દરેક ચીજ બબે તોલા અને સાકર સાત તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી દરરોજ પાવલીભારને વજને મધ સાથે આપવાથી ઝાડો સાફ અને નરમ આવે છે, દરદીને ઝાડાને માટે જોર કરવું પડતું નથી અને દીનપરદીન રસ અને વાયુનું જોર કમતી થવા માંડે છે.

૪—અંતરગળહર લેપ—નગોડના પાત્રાંનો રસ, કાળીયા સરસના પાત્રાનો રસ, પીલવણના પાંત્રાનો રસ અને લીલી હળદરનો રસ એ દરેક ચીજ પાશેર પાશેર મેળવી તેમાં કાળું કોલમ તથા એળીયો પાશેર પાશેર નાંખી ઉકાળવું. જ્યારે ચોપડવા જેવું જાડું થાય ત્યારે નીચે ઉતારી અંતરગળ ઉપર લેપ મારી ઉપર રૂ લગાડી લંગોટ બાંધવો એવી રીતે આઠ લેપ લગાડવાથી અંતરગળ ઓછો થવા માંડે છે.

૫—હીંગ એક તોલો, એળીયો ત્રણ તોલા, સેરીલોબાન ત્રણ તોલા, ગુગળ ત્રણ તોલા, બોળ ત્રણ તોલા અને સોનાગેરૂ ત્રણ તોલા લઇ લીલી હળદરના રસમાં મેળવી ગરમ કરી જાડું થાય એટલે ચોપડવું અને રૂ લગાડી લંગોટ બાંધવો એ પ્રમાણે દરરોજ કરવાથી અંતરગળ ઓછો થઇ જાય છે.

૬—આંતરડામાં વાયુ ભરાવાથી આંતરડું ફુલી ગયું હોય તેનો ઉપાય—સુંઠ, હીંગડો, સંચળ પીપળીમુળ અને કુંવાડીયાના બીયાં એ દરેક ચીજ સરખે વજને લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બેઆનીભારને વજને સહવાર સાંજ બે વખત પાણી સાથે આપવાથી આંતરડામાં ભરાયલો વાયુ નીકળી જઇ દરદ દુર થવા માંડે છે. આ ઉપાયથી

સારણુનો દુંઆવો પણુ સારો થાય છે. દરદીને ખાંડ, ખટાસ અને વાયડી ચીજો આપવી નહીં.

# આંખનાં દરદો.

આંખને લગતા અનેક દરદો છે, પણુ તેમાંના ઘણુંભાગે થતા મુખ્ય દરદોનું સામાન્ય જ્ઞાન તો દરેકને હોવુંજ જોઇએ, એટલા માટે આ વિષયમાં ટુંકમાં તેનું વર્ણુન અને ઉપાયો વર્ણુવામાં આવ્યા છે. અને તેમાં આંખના રસ પડના રોગો તેમજ પાંપણુના અને અશ્રુમાર્ગના તથા ડોળા ઉપરના કાળા ભાગના વ્યાધિઓ અને સફેદ ભાગપર થનારા દરદો તેમજ આંખની કીકી ઉપરના પણુ અનેક પ્રકારના દરદો દરદીને દુ:ખ દે છે, સાધારણુ આંખ આવવી એમાં તો સઘળા સમજી શકે છે કે પ્રથમ આંખમાં ખટકો ઉપડી આવી ઉપર તથા નીચેની પાપણો સુજી જાય છે અને ડોળો રાતો થઇ જઇ આંખમાંથી પાણી અને ચીપડા નીકળવા માંડે છે, આંખની ઉપલી તેમજ નીચલી પાપણુમાં ખીલ વધેલા માલમ પડે છે જેમ આંખ થોડી આવેલી હોય તેમ તેમાં રતાસ કમતી હોય છે, ખટકો પણુ વધારે હોતો નથી તથા ચીપડા પણુ થોડા નીકળતા હોવાથી વધારે ચોંટી પણુ જતી નથી. અને જો ખુબ જોસમાં દુખવા આવી હોય છે તો અંદરથી પુષ્કળ પાણી નીકળે છે, આંખ ઉઘાડીને અજવાળામાં બીલકુલ જોઈ શકાતું નથી તેમજ પરૂ જેવા ચીપડા પણુ પુષ્કળ નીકળે છે એટલુંજ નહિ પણુ દરદીને અસહ્ય દુ:ખ ઉત્પન્ન થાય છે. આંખ ઉઘાડીને જોતાં તરત માલમ પડે છે કે ડોળાનો ભાગ બહુજ લાલ અને સુજેલો હોય છે અને

તેની સાથે કોઇકને ડોળાનું ફુલ પેક પણ સુજી ગયલું માલુમ પડે છે, હલકા પ્રકારની આંખ ચેપી હોતી નથી, પરંતુ ઘણીજ સખત આવેલી આંખમાંનું પરૂ પણ ચેપી હોય છે અને તે આંખ ઘણી બંધ થઇ ગયલી હોવાથી ઉઘડતાં પણ મુશ્કેલી પડે છે.

આંખ જેવું અમુલ્ય રત્ન દુનીઆમાં બીજું એક પણ નથી અને એ રત્ન જે ગુમાવી બેસે છે તેની આખી જીંદગી નકામી થઈ જાય છે. આખા શરીરના બીજા અવયવો કરતાં પણ જે ઘણીજ અગત્યની વસ્તુ છે અને જેનું કાળજીથી ઘણુંજ જતન કરવું જરૂરનું છે, તેની તરફ હાલના જુવાનીયાઓ અને અણસમજુ આદમીઓ વધારે બેદરકાર રહે છે. અતિશય સિનેમા જેવા નાટકો જોવાથી તેમજ હંમેશાં રાત્રે ઉજાગરો કરવાની ટેવ રાખવાથી વધારે ખુલ્લે પગે તડકામાં પગ બળે તેમ ઘણો પંથ કરવાથી તેમજ માથાપર અતિશય તાપ લાગે એવી રીતે વગર છત્રીએ તડકામાં મુસાફરી કરવાથી આંખમાં ફરતો ધુળ તણખલું કે જીવજંતુ વીગેરે બહારની વસ્તુ પડવાથી અગર આસલેટ કે ગરમી કરે એવા બીજા કોઇ પણ જાતના દીવાના અજવાળા વડે વાંચવાથી, બારીક વસ્તુને હંમેશાં આંખ ખેંચીને જોયા કરવાથી, અતિશય તેલ મરચાં કે ગરમાગરમ મરીમસાલાવાળા પદાર્થો વારંવાર ખાવામાં આવવાથી, દારૂ વિગેરે માદક પદાર્થોનું સેવન કરવાથી આંખ ચઢી આવી દુઃખવા આવે છે, આવી રીતે આંખ દુઃખવા આવવાના બે વિભાગ પાડવામાં આવ્યા છે. ૧—સાદી સાધારણ આંખ આવવી અને બીજી સખત દાહયુક્ત આંખમાં પાક થઇને દુઃખવા આવવી. સાધારણ આંખ દુખવા આવવાથી પ્રથમ આંખ રાતી થઈ આવે છે [illegible]

પુષ્કળ પાણી ગળે છે અને આંખ ચોંટી જાય છે. પીળા પરૂ જેવા ચીપડા આવે છે, અને જેમ કાંકરો ખુંચ્યા કરતો હોય તેમ ખટકયા કરે છે. આંખની પાપણોપર સોજો આવે છે. આંખના પાળાપર ખીલ વધી જાય છે, દુખવા આવેલી આંખનો ચેપ બીજી સારી આંખને લાગવાથી તે પણ દૂખવા માંડે છે.

કેટલીક વખતે આંખના ડોળાપર લોહી ઉતરી આવે છે અને આખો ડોળો લાલચોળ થઈ જાય છે અને આંખમાંથી ગરમ પાણી ગળ્યા કરે છે, કેટલાકને આંખમાં ખજવાળ આવે છે અને કેટલાકને બળત્રા બળે છે. આવી રીતે આંખ આવવાનો વાવર ઘણી વખતે કુદરતી રીતે પણ નીકળી આવે છે, ત્યારે સંખ્યાબંધ આદમીઓ એ રોગનો ભોગ થઇ પડે છે. નાના બાળકોમાં એ વ્યાધિ ઝપાટાબંધ ફેલાઇ જાય છે, આવી રીતની દુખવા આવેલી આંખ જો ઘણા દીવસ સુધી બંધનીબંધ રહે અને અંદર હવા તથા અજવાળું જાય નહીં તો આંખના ડોળાના કાળા ભાગપર સફેદ છારી આવી જાય છે અગર ફુલું પડી જાય છે.

જીવજંતુ કે એવી બહારની કોઇ પણ વસ્તુ આંખમાં પડવાથી પણ આંખો ડોહોવાઇને રાતી થઈ સુજી આવે છે. આવી બહારની વસ્તુ અંદર જતી અટકાવવાનું કામ આંખની બંને પાપણો રક્ષણકર્તા હોવાથી ઘણી સારી રીતે બજાવે છે.

ઘણીજ સખત આંખ દુખવા આવવાના ચિન્હ અને તેની પીડા ઘણીજ સખત હોય છે. આંખ તદન પાકી ગઈ હોય એવા પીળા પરૂ જેવા ચીપડા પુષ્કળ નીકળે છે, અજવાળું બીલકુલ સહન થઈ શકતું નથી અને આંખ બંધની બંધ રહે છે. આ વ્યાધિ ખરેખરો સખત ચેપી હોય છે.

ઉપદંશાદી ચેપી અને ગરમીના વ્યાધિના ચેપથી એ વધારે લાગુ પડતો જોવામાં આવે છે.

શરીરને અવગુણકર્તા પદાર્થોનો ખાવાપીવામા અતિશય ઉપયોગ કરવાથી આ વ્યાધિ લાગુ પડી આંખનાં પોપચાં સુજી આવી અંદરથી ચીકણુ પાણી કે પરૂ જેવી પીળા રંગની રસી નીકળવા માંડે છે. આંખના ડોળા ઉપર એટલો બધો લોહીનો ભરાવો થઇ જાય છે કે અંદર ઘણીજ પીડા અને ખટકો ઉપડી આવે છે અને ડોળાના કાળા ભાગ ઉપર પણ લોહીનો ભરાવો થઇ જવાથી બીલકુલ જોઈ શકાતું નથી વખતે કોઇવાર તે જગાપર ચાંદુ પણ પડી આવે છે આ દરદમાં એવી સખત પીડા થાય છે કે દરદીને રાત દિવસ ઉંઘ આવતી નથી દરદીને અંધારામાં બેસી રહેવાનું વધારે ગમે છે તે જો બળાત્કારે અજવાળામાં જોવા માટે આંખ ઉઘાડે છે કે તરત એકદમ આંખમાંથી પાણી નીકળવા માંડે છે. આંખ આગળ પડદો રાખવો પડે છે તેનાથી બીલકુલ દેખાતું નહીં હોવાથી તેને દોરીને લઇ જવો પડે છે, આ દરદવાળાને એક આંખમાં દરદ થતું હોય છતાં પણ તે બીજી આંખ બંધનીબંધ રાખે છે કારણ કે દરદ વગરની આંખ ઉઘાડી જોવા જાય તો દરદવાળી આંખમાં અત્યંત પીડા ઉપડી આવી પુષ્કળ પાણી નીકળવા માંડે છે.

---

## આંખના દરદોના ઉપાય.



૧—અજમો એક તોલો અને ફુલવેલી ફટકડી બે આનીભાર લઇ તેને એક વાલ અફીણના પાણીમાં પલાળી કપડામાં પોટલી બાંધવી પછી તે પોટલીને ઠીકરાની ઠીબપર

મુકી ગરમ કરી તે પોટલીથી આંખની આજુબાજુ સહન થઇ શકે એવો નરમ શેક કરવો તેથી સાધારણ દુખવા આવેલી આંખ નરમ પડી અંદર થતું દરદ દુર થવા માંડે છે.

૨—એરંડાના પાંત્રા, અજમો અને આંમળાં એ ત્રણે ચીજો સરખે વજને લઈ તેને બારીક વાંટી તેની કપડામાં પોટલી બાંધી ઉપર પ્રમાણે શેક કરવાથી આંખની અંદર થતી તમામ પીડા ઓછી થવા માંડે છે.

૩—બેહેડાંની છાલ, બાવળીયાની પાલી અને રસવંતી એ દરેક ચીજ સરખે વજને લઇ બારીક વાટી તેને કપડામાં પોટલી બાંધી ઉપર પ્રમાણે શેક કરવાથી આંખમાં થતું દરદ દુર થવા માંડે છે.

૪—રસવંતી, હાથીદાંતનો વહેર અને લોધર એ ત્રણે ચીજો સરખે વજને લઇ બારીક વાટી પાણીમાં મેળવીને આંખની આગળ પાછળ લેપ કરવાથી આંખમાંની ગરમી ઓછી થઇ જઇ દરદ દુર થવા માંડે છે.

૫—બેહેડાની છાલ, રસવંતી, લોધર અને ફુલવેલી ફટકડી સરખે વજને લઇ બારીક વાટી પાણીમાં મેળવી આંખની આગળ પાછળ લેપ કરવાથી આંખની અંદરનો સોજો તેમજ રતાસ અને ખટકો ખચીતજ દુર થવા માંડે છે.

૬—નેત્રાંજન—ખાપરીચું બે આનીભાર, ખરા મોતીની ભસ્મ એક તોલો, ફુલવેલી ફટકડી એક આનીભાર, ફુલવેલો ટંકણખાર એકઆનીભાર તથા બરાસકપુર બે તોલા લઈ ખલમાં બારીક પીસી સુરમા જેવું કરી સીસાની સળીથી આંખમાં આંજવાથી આંખની તમામ પીડા અને દરદ દુર થવા માંડે છે. એ અનુભવસિદ્ધ છે.

૭—જો દરદીને આગળ ગરમીનો ઉપદંશાદિક વ્યાધ થયો હોય અને તેની વિક્રિયાથી આંખનો વ્યાધિ વળગ્યો

હોય તો આંખમાં આંજવાની દવાની સાથે સારક ગુણુવાળી દવા આપી દરદીના પેટમાંનો બગાડ દુર કરવો, ત્યારબાદ ઉપદંશના પ્રકરણુમાં લખેલા ઔષધો ખાવામાં પણ આપવાથી વિશેષ ફાયદો માલમ પડે છે, ખાવાપીવામાં ગરમ ચીજની સખત પહરેજી પળાવવી. તેલ મરચાં, દાહક પદાર્થો તેમજ દારૂ, તાડી, ગાંજો, તંબાકુ વીગેરે માદક પદાર્થો તેમજ પેટમાં વાયુ ઉત્પન્ન થાય એવા કઠોળ શાકભાજી, દહીં, કેળા વીગેરે પદાર્થો તેમજ પાચન થવામાં ભારે મીઠાસ-વાળા પદાર્થો ખાવા આપવા નહીં તેમજ ઉજાગરો કરવા દેવો નહીં અને જેમ બને તેમ આંખનું રક્ષણ કરવું.

સાધારણ ગરમીના જોરથી આંખ દુખવા આવી હોય તેના ઉપર નીચે મુજબ લોશન બનાવીને આંખમાં ટીપાં પાડવાં.

૧—ફુલવેલી ફટકડી એક તોલો લઈ તેને એક શેર ગુલાબજળમાં નાખી બંધ બુચની બાટલીમાં ગાળીને ભરી રાખવું સાંજ સહવાર આંખમાં ટીપાં પાડવાથી ગરમીના જોરથી આવેલી આંખ, ખીલ, રતાશ તથા તેનું દરદ દુર થવા માંડે છે.

૨—ફુલવેલો મોરથુથુ એક તોલો લઇ તેને એક શેર ગુલાબજળમાં મેળવી તેના ટીપાં આંખમાં પાડવાં.



# મગજ અને આંખમાં ગરમી વધવાથી ઉત્પન્ન થતા વ્યાધિઓ.

આંખના પોપચાં અને પાંપણોમાં ગરમી વધવાથી આંખના કેટલાક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, આંખની બંને પાપણોમાં ગરમી વધવાથી પોપચાંની અંદરના ભાગમાં પાળાઓપર ચેળ આવવા માંડે છે, પછી અંદર લોહી ઉતરી આવી ખીલ ઉપડી આવે છે અગર જીણી જીણી ફોડકીઓ થઇ આવે છે. આ ખીલ અતિશય ખટકે છે, આંખ દુખે છે અને પુષ્કળ પાણી ગળવા માંડે છે. આંખના ડોળા સાથે વારંવાર ખીલ ઘસાવાથી લોહી ઉતરી આવી આંખ લાલચોળ થઇ જાય છે. અને વખતે ડોળાના કાળા ભાગપર ફુલું પણ પડી આવે છે; આંખના ખીલવાળા દરદીને ઘણી વખતે ડોળા સાથે ખીલ ઘસાવાથી અગર આંખ બંધની બંધ રહેવાથી કાળા ડોળાપર ફુલું પડી આવવા વધારે સંભવ છે તેમજ અતિશય અંધારાવાળી અને ભેજવાળી જગ્યામાં ગોંધાઇ રહેનારને તેમજ ઘણા ગરમાગરમ મરીમસાલા, તેલ, મરચાં વિગેરે દાહક પદાર્થોનું સેવન કરનારને અને નિશાવાળી માદક ચીજો ખાનારપીનારને પણ વારંવાર ખીલ ઉપડી આવવાનો સંભવ હોય છે ખીલવાળા દરદીઓની આંખ ઘણેભાગે ચુંચળી હોય છે. આવી આંખવાળા દરદીને નિચે મુજબ ઉપાયો ચાલુ કરવા,

૧—નેત્રાંજન ગોળી—ફુલવેલી ફટકડી એક વાલ, ફુલવેલો ટંકણખાર એક વાલ, ફુલવેલો મોરથુથુ ત્રણ વાલ અને શુદ્ધ કરેલું ખાપરીયું સાત વાલ લઇને તેને બારીક પીસી

લીંબુના રસમાં ગોળી વાળી સુકવી રાખવી..આ ગોળી પાણીમાં ઘસી ખીલવાળા દરદીને આંખમાં આંજવાથી આંખના પોપચાનો સોજો અને ઉપડેલા ખીલ બેસી જાય છે.

૨–લાલ ખાપરીયાને પાણીમાં ઘુંટી તે પાણી ઠરવા દેવું પછી ઉપરથી નિતર્યું પાણી લઇ તેને ઉકાળી સુકવી નાંખી જે ખાપરીયું રહે તેને હરડા બેહેડા અને આમળાના પાણીમાં ઘુંટવું પછી તેમાં ચીનીકબાલા કુલવેલી ફટકડી, કુલવેલો મોરથુથુ અને કુલવેલો ટંકણખાર એ દરેક ચીજ ત્રણ ત્રણ વાલ અને બરાસકપુર અરધો તોલો મેળવી બારીક ઘુંટી સુરમા જેવું કરવું તેમાંથી ખીલવાળા દરદીને સીસાની સળીથી આંખમાં આંજવાથી આંખમાં ઉપડેલા ખીલ, રતાસ અને ગરમી દૂર થઇ જાય છે.

## આંખે ઝાખું દેખાવું.



આંખના કેટલાક રોગોનું આ પણ એક ખાસ ચિન્હ છે. આંખના કાળા ડોળાપર સફેદ છારી વળવાથી પણ ઝાખું દેખાય છે તેમજ મગજે અતિશય ગરમી ચઢી જવાથી, આંખ રાતી થઇ આવવાથી પણ ઝાખું દેખાય છે. આંખે ઝાંખ આવવાથી કોઇપણ ચીજ સ્પષ્ટપણે જોઇ શકાતી નથી એટલુંજ નહીં પણ આંખ આગળ આડો પડદો હોય અને જાળાં બંધાતા હોય તેમ આખો દીવસ અણખત લાગ્યા કરે છે ઝામરનો રોગ થવાથી પણ આંખે ઝાંખ આવી જાય છે અને તેની પીડા થવા ઉપરાંત ફક્ત આંખ આગળ ધુમાડાના ગોટાજ દેખાયા કરે છે અને દરેક ચીજ ધુમાડાથી ભરેલી હોય એવો ભાસ થાય છે.

ઝાંખવાળા દરદીને અતિશય ગરમ ચીજો ખાવાપીવાની સખત પહરેજી પળાવવી. ઉજાગરો કરવા દેવો નહીં, તેમજ મગજે અને આંખે ગરમી વધે એવા આહાર વિહારાદિકનો ત્યાગ કરાવવો જોઇએ, ઝામરવાનો રોગ ઘણોજ ભયંકર આંખનો વ્યાધિ છે આ રોગથી માથામાં અને આંખમાં અસહ્ય પીડા થાય છે જેથી દરદીને ખાવાપીવાનું પણ ભાન રહેતું નથી અને દુખાવાને લીધે બુમ બરાડા પાડયા કરે છે, આ રોગ મોટી ઉમરનાનેજ ઘણે ભાગે માલમ પડે છે તે ઘણે ભાગે જુવાનીમાં ઝાઝો જણાતો નથી. પરંતુ ઘડપણમાંજ ઘણાને દુખ દેછે તે પુરૂષ કરતાં સ્ત્રીઓમાં વધારે થતો જોવામાં આવે છે, આંખે બીલકુલ જોઈ શકાતું નથી આ રોગ ઘણોજ ભયંકર છે. તે ભાગ્યેજ કોઇને સારો થાય છે નહીં તો થોડાજ દીવસમાં આંખે અંધાપો આવે છે.

૧–હરડાની છાલ એક તોલો, બેહેડાની છાલ બે તોલા, અને આમળાં ત્રણ તોલા લઇ તેને રાત્રે શેર પાણીમાં પલાળી સહવારે પાંણી ગાળી લઇ તે પાણીની આંખમાં છાલક દરરોજ મારવી.

૨–શંખભસ્મ, બેહેડાંની છાલ, હરડાની છાલ, મનસીલ, પીપર, મરી, ઉપલેટ અને ઘોડાવજ એ સરખે વજને લઇ બકરીના દુધમાં ઘુંટી ગોળી વાળવી તે ગોળી પાણીમાં ઘસી આંખમાં આંજવાથી ઝામરની વેદના ઓછી થાય છે.

૩–હરડાદળ એક તોલો, બેહેડાદળ બે તોલા અને આમળા ત્રણ તોલા લઈ તેને શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે પાણી ગાળીલઇ તે પાણીને એક શેર ઘીમાં નાંખી ઉકાળવું જ્યારે પાણી બળીજઇ એકલું ઘી રહે ત્યારે ગાળી લેવું. આ ઘી ઝામરવાળાને દરરોજ એક તોલો ખાવામાં આપવાથી ઝામરની પીડા ઓછી થવા માંડે છે.

૪—લાલ ખાપરીયું ચાર તોલા લઇ બારીક વાટી પાણીમાં ઘુંટવું પછી ઠરવા દઈ ઉપરથી નીતર્યું પાણી ગાળી લઇ તે પાણી બાળી નાંખવું. પછી જે ખાપરીયું રહે તેમાં ફુલવેલી ફટકડી એક તોલો ફુલવેલો મોરથુથુ એક તોલો, ફુલવેલો ટંકણખાર એક તોલો અને બરાસકપુર અરધો તોલો લઇ સઘળાને બારીક ઘુંટી સુરમા જેવું કરી આંખમાં આજવાથી ઝામરની પીડા ધીમે ધીમે ઓછી થવા માંડે છે.

૬—કાસાંજન એક તોલો, ફુલવેલી ફટકડી એક તોલો, ફુલવેલો મોરથુથુ એક તોલો, ફુલવેલો ટંકણખાર એક તોલો, અને બરાસકપુર અડધો તોલો લઇ તેને લીંબુના રસમાં ઘુંટી ગોળી વાળી સુકવી પાણીમાં ઘસીને આંજવાથી ઝામરની વેદના અને ઝાંખ ઓછી થવા માંડે છે.



## હેડકી—વાંધણીનો વ્યાધિ.



આ એક જાતનો ઉર્ધ્વ વાયુનોજ વ્યાધિ છે, જે રસ્તે તે જવો જોઇએ તે રસ્તે ન જતાં જ્યારે ઉંચો ચઢે છે, ત્યારે ઓડકાર અથવા હેડકીને ઉત્પન્ન કરે છે, કેટલીકવાર અજીર્ણ થવાથી જે હેડકી ઉપડે છે તે એટલી તો સખત અને ઉપરાચાપરી આવે છે કે દરદીને કાયર કરી મુકે છે. આવી હેડકી અથવા ઓડકાર હીસ્ટિરીયાના રોગવાળી સ્ત્રીઓને અનેકવાર ઉપડી આવે છે એટલુંજ નહીં પરંતુ સગર્ભા સ્ત્રીઓને તો અસહ્ય દુઃખ દે છે. આવી રીતે હેડકીને બદલે કેટલીક વખતે ઉલટી પણ ઉપડી આવે છે.

હેડકીવાળા દરદીનો એક દાખલો મારા જોવામાં આવ્યો તે ઘણોજ ભયંકર અને સખત જોરમાં હતો. તેની હેડકી

એટલી બધી સખત જોરમાં હતી કે તેને ખાવાપીવાની તો શું પરંતુ બોલવા કે શ્વાસ લેવા જેટલો વખત હેડકી બંધ રહેતી નહોતી! આ વ્યાધિનો ઉપદ્રવ થવાનું કારણ ઘણે ભાગે જઠરાગ્નિની વિક્રીયા અને વાયુના પ્રકોપનુંજ હોય છે.

વાયડાં, વાશી અને ઠંડા તેમજ પાચન થવામાં ભારે અને જડ પદાર્થોનું ભક્ષણ કરનારને, શીતળ ખાનપાનાદીક ખાવાપીવાની ટેવવાળાને તેમજ અજીર્ણના રોગવાળાને અથવા ઝાડો કબજ થઈ જવાથી પકવાશયનો વાયુ ઉંચો ચઢી હેડકીને ઉત્પન્ન કરે છે. કોઈપણ વ્યાધિમાં આખરે ઉપડેલી હેડકી અસાધ્ય હોય છે. આ રોગ વૈદકશાસ્ત્રમાં પાંચ પ્રકારે વર્ણવ્યો છે.

આ વ્યાધિના નીચે પ્રમાણે ઉપચારો અનુક્રમે કરવા.

૧–હિકવાહર ચુર્ણ—કડુ સેકેલું એક તોલો, કાળા મરી એક તોલો, આમળાં, સુંઠ અને પીપર એકએક તોલો લઇ ખાંડી વસ્ત્રગાળ કરી એકેક વાલ એકેક કલાકને અંતરે મધમાં મેળવીને આપવાથી હેડકી અટકી જાય છે એ અનુભવસિદ્ધ ઉપાય છે.

૨–સુંઠ એક તોલો, મરી બે તોલા, પીપર ત્રણ તોલા બંગભસ્મ એક તોલો, એલચી એક તોલો અને મોરના પીંછાની રાખ અડધો તોલો લઈ સઘળાનું બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ વાલ મધમાં આપવાથી તમામ જાતની હેડકી આરામ થવા માંડે છે.

દરદીને ખોરાકમાં ફક્ત ગરમ દુધ અને મોસંબી લીંબુ શિવાય બીજું કાંઈજ આપવું નહીં.

૩–સોનાની ભસ્મ એક તોલો, સાકર અડધો તોલો અને સેકેલી એલચી સાત તોલા લઈ બારીક વાટી અડધા તોલા

માખણમાં મેળવી તેમાંથી અકેક વાલ ચાર ચાર કલાકે મધમાં આપવાથી હેડકીનો રોગ આરામ થવા માંડે છે.

૪–હેડકી ઉપર ધુમ્રપાન–હીંગ, અડદ, સુખડનો વેહેર અને તુલશીનાં બીયાં સરખે વજને લઇ દેવતામાં નાખી તેનો ધુમાડો ગળવાથી હેડકીનો ઉછાળો અટકી જાય છે.

૫–પાનનો રસ, આદાનો રસ, તુળશીનો રસ, કાંદાનો રસ અને લીલી ગળોનો રસ એ દરેક ચીજ અકેક તોલો લઇ સઘળાંને એકઠાં કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ચમચો આપવાથી હેડકીનો ઉપદ્રવ આરામ થવા માંડે છે એ અનુભવસિદ્ધ ઉપાય છે.

૬–નાકના બંને નસકોરાં બંધ કરી શ્વાસને થોડો વખત રોકી રાખવાથી અથવા પ્રાણાયામ કરવાથી પણ હેડકી બેસી જાય છે. અથવા અસાળીયો એક તોલો લઈ તેને શેર પાણીમાં પલાળવો, પલળી જાય એટલે તેને ચોળી નાંખી પાણી ગાળી લેવું તે પાણીમાં એક પતાસું નાંખી તે પાણી હેડકીવાળાને થોડું થોડું આપવાથી હેડકીનો વ્યાધી આરામ થવા માંડે છે.

હેડકીના અસાધ્ય લક્ષણો—જે દરદીનું શરીર હેડકી આવવાથી તણાઇ જતું હોય અથવા કમાનની પેઠે વળી જતું હોય અને જેની આંખો ખુલ્લી અને દ્રષ્ટી ઉંચીજ રહેતી હોય તે દરદીને આરામ થવાની આશાજ રાખવી નહીં. વિષયથી અથવા બીજા કોઈપણ વ્યાધિથી જેનું શરીર ઘણું ક્ષીણ અને અશકત થઇ ગયલું હોય તેનો તેમજ વૃદ્ધ માણસનો હેડકીનો રોગ અસાધ્ય જાણવો કોઇપણ વ્યાધિના અસાધ્યરૂપમાં છેવટે ઉપડેલી હેડકી દરદીનો જીવ લેનારીજ જાણવી.

# ઉદરરોગ–પેટના વ્યાધિઓ.



પેટને લગતા કોઇપણ જાતના રોગમાં તે ઉત્પન્ન થવાનું મુળ કારણ તપાસી જોઇશું તો માલમ પડશે કે તેમાં મળનો પ્રકોપ તો પ્રથમ થયેલો હોવોજ જોઇએ, મળની સાથે વાતાદિક દોષો ભેગા મળીને પરસેવો અને પાણીને વહેવડાવનારી નસોમાં પ્રવેશ કરી તેનું રૂંધન કરી અટકાવ કરે છે એટલે પ્રકોપ પામેલો દોષ પ્રાણવાયુને, જઠરાગ્નિને અને મલાશયના અપાન વાયુને બગાડી નાંખી ઉદર રોગને ઉત્પન્ન કરે છે. આવી રીતે ઉદરરોગ લાગુ પડયા પછી દરદીના પેટની નસો ફુલવા માંડે છે અને પેટ ચઢીને ગાગર જેવું થઈ જાય છે. અને જઠરાગ્નિ મંદ થઈ જવાથી ખોરાક ખવાતો નથી તેથી દીનપરદીન શરીર દુર્બળ અને અશકત થઇ જાય છે તે એટલે સુધી કે દરદીથી ચાલી હાલી શકાતું નથી શરીરમાં લોહી ફરી શકતું નહીં હોવાથી સોજા આવી જાય છે અને શરીરમાં ગ્લાનિ ઉત્પન્ન થવા સાથે બળત્રાં બળે છે, અપાન વાયુ અટકી જાય છે, તેમજ ઝાડો પીશાબ મહામુશીબતે ઉતરે છે અને રોગી સુસ્તિ અને ઘેનમાં પડી રહે છે. દરેક જાતના ઉદરરોગમાં આ લક્ષણો તો અવશ્ય જોવામાં આવે છે.

આયુર્વેદ વૈદકશાસ્ત્રના ગ્રંથોમાં ઉદરરોગની સંખ્યા આઠ પ્રકારની વર્ણવેલી છે. અને એ આઠે પ્રકારના ઉદરરોગ ઉપડવાનુ કારણ ઉપર બતાવ્યા પ્રમાણે મલાશય, પકવાશય અને જઠરાગ્નિ બગડવાનુંજ જોવામાં આવે છે.

જઠરાગ્નિ બગડેલો હોવાછતાં અને ઝાડા કબજ થઇ મળ એકઠો થયલો હોવા છતાં પ્રકૃતિને માફક હોય નહી

એવા વાયુકર્તા અથવા પાચન થવામાં ભારે પદાર્થોનું ભક્ષણ કરવાથી, ધુળ કચરો કે મટોડુ પેટમાં જવાથી અથવા કોઇએ કાવત્રારૂપે અપવિત્ર વસ્તુ અથવા ઝેરી ચીજો ખોરાકમાં ખવાડી દેવાથી તેમજ ભુખ લાગી હોય તે છતાં ખોરાક નહી ખાતા ચા અને બીજી માદક વસ્તુઓ પીવાની ટેવથી આ આઠે પ્રકારના ઉદરરોગ ઘણે ભાગે ઉત્પન્ન થતા જોવામાં આવે છે,

(૧) વાતોદર, (૨) પીત્તોદર, (૩) કફોદર, (૪) સન્નિપાતોદર, (૫) પ્લીહોદર, (૬) યકૃતોદર, (૭) બદ્ધગુદોદર, (૮) જલોદર.

ઉપર જણાવેલા આઠે પ્રકારના ઉદરરોગ મોહોટા રાજરોગ ગણાય છે અને તરત ઉપાય કરવામાં આવ્યો હોય તો મહામુશીબતે કેટલાક સારા થાય છે.

જો દરદી જીભ વશ રાખી ચોકકસ પરેજી પાળે એવો હોય અને શરીરે બળવાન હોય તેમજ રોગ શરૂ થતાંની સાથેજ યોગ્ય ઉપચાર કાળજીપુર્વક કરવામાં આવે તોજ આરામ થઇ શકે છે પરંતુ જો દરદીને હાથે, પગે અને મોંઢે સોજા આવી ગયા હોય. આંખો ઉંડી ઉતરી જઇ આંખના પોપચાં સુજી આવ્યા હોય અન્નપાણી ઉપર અભાવ ઉત્પન્ન થયો હોય ઝાડો તથા પીશાબ બંધ થઈ જતાં હોય તો તે દરદી સારો થઇ શકતો નથી.

૧—વાતોદર—પેટના આંતરડામાં વાયુ ભરાવાથી અથવા સોજો આવવાથી પેટ ધમણની માફક ફુલેલું રહે છે; તથા હાથ, પગ, નાભિ, કમર તથા કુખે સોજો આવે છે અને તેની સાથે ખાંસી પણ ઉપડી આવે છે. પેટપર ઠોકવાથી પાણીના પરપોટા જેવો અવાજ નીકળે છે, આંતરડામાં વાયુ આમ તેમ દોડાદોડ કરે છે. અને ઘુઘવાટા થયા કરે છે.

ઝાડો કબજ રહે છે અનાજ ખવાતું નથી અને દરદી દીનપર દીન ગળાતો જાય છે. વાયુથી થયલા ઉદરરોગમાં મુખ્ય આટલા ચિન્હો થાય છે.

૨–પિત્તોદર–પિત્ત–ગરમીથી થયલા ઉદરરોગમાં આખા શરીરમાં બળત્રા થાય છે, તાવ આવે છે, બેભાનપણું થાય છે, પાણીનો શોષ ઘણો પડે છે, પાણી જેવા અતિસારના ઝાડા થાય છે, મોઢાંનો સ્વાદ કડવો થઈ જાય છે અને પેટમાં તેમજ આખા શરીરમાં પીડા ઉત્પન્ન કરનારો સોજો આવે છે.

૩–કફોદર–કફના પ્રકોપથી ઉત્પન્ન થયલા કફોદર નામના ઉદરરોગમાં આખા શરીરમાં સોજો આવે છે શરીરની ચામડી બેહેર મારી જાય છે, ઉલટીની ઉબક આવવા જેવો ચુંથારો થાય છે, સુસ્તિ અને ઘેનમાં દરદી પડયો રહે છે, તેને ઉંઘ ઘણી આવે છે અને ખાવાપીવાની બીલકુલ ઇચ્છા થતી નથી, કફોદરવાળાનું પેટ એકદમ વધતું નથી પરંતુ ધીમે ધીમે વધીને પછી એકદમ આખે શરીરે સોજા આવે છે અને સાથે ઉધરસ ઉપડી આવે છે.

૪–સન્નિપાતોદર-ત્રણે દોષના પ્રકોપવાળા સન્નિપાતોદર નામના ઉદરરોગમાં, વાત, પીત્ત, અને કફ એ ત્રણે દોષનો પ્રકોપ સાથે જોવામાં આવે છે. ધુળ, કચરો કે માટીવાળી ખરાબ મેલી વસ્તુ પેટમાં જવાથી અગર અવડ પડેલા કુવા, વાવ કે તળાવનું બગડેલું પાણી પીવામાં આવવાથી, ટાઢાં વાસી, વાયડાં કે પાચન થવામાં ભારે અન્નપાનોનું વારંવાર સેવન કરવામાં આવવાથી ત્રણે દોષનો સાથે પ્રકોપ થઇ પેટના આંતરડાં સુજી આવીને સન્નિપાતોદર નામનો ઉદર રોગ ઉત્પન્ન થાય છે, તેથી દરદી અતિશય નબળો થઈ જાય છે, પાણીનો શોષ ઘણો પડે છે અને દરદીનું શરીર પીળું પાંડુરોગ જેવું થઈ જાય છે.

૫–પ્લીહોદર–અત્યંત ગરમ અને દાહ કરનારા પદાર્થોનું વારંવાર ભક્ષણ કરવાથી અથવા પાચન થઇ શકે નહીં એવા ભારે પદાર્થોનું સેવન કરવાથી જે દોષનો પ્રકોપ વધારે હોય તે દોષનો તાવ લાગુ પડે છે, અને તે ઘણા દિવસ સુધી નિકળતો નથી. પાચનશક્તિ તદન બગડી જાય છે અને ખોરાક ખાધા પછી હંમેશાં તાવ વધે છે, લોહીમાં બગાડ થાય છે અને પેટમાં ડાબી બાજુએ બરોળની ગાંઠ થાય છે, તે ઘણી વધે છે અને ધીમે ધીમે આખા પેટમાં પસરી જઈ શરીર સુકાઇ જાય છે અને પેટ મોટું થાય છે, શરીરનો રંગ સફેદ થઈ જાય છે. પ્લીહોદરમાં આટલા ચિન્હ દરેક દરદીઓને જરૂરજ થાય છે.

પ્લીહોદરના દરદીને અનાજ ખાવાપર બીલકુલ ઇચ્છા થતી નથી તેનું પેટ રાત દિવસ ભરેલુંજ રહે છે, પાણીનો શોષ વધારે પડે છે અને જેમ જેમ દરદી પાણી વધારે પીએ છે તેમ તેમ તેને અતિસાર જેવા ઝાડા થવા માંડે છે. ઘણે ભાગે દરદીના હાથપગપર તેમજ મોંઢાપર સોજો આવી જાય છે, અને હાથપગ સુકાઇ જઇ પેટ મોટું થવા માંડે છે અને દરદીને બીલકુલ કોઇ વાતનું ચેહેન પડતું નથી.

૬–યકૃતોદર–પેટની જમણી બાજુએ યકૃત એટલે રક્તાશય રહેલું છે, કે જ્યાં થઇને આખા શરીરમાં લોહીનું ફરવાનું શરૂ થાય છે, ત્યાંથી શરીરમાં લોહીનો ફેલાવો ન થતાં યકૃતમાં ભેગું થાય છે તેથી રકતાશયનું કદ વધી જાય છે, અને અંદર સખત દરદ ઉત્પન્ન થાય છે. કેટલીક વાર ઉલટીમાં પણ લોહી પડે છે, અને ઘણે ભાગે પ્લીહોદરના જેવા ચિન્હ માલમ પડે છે અને તેની સાથે પેટ મોટું થઈ જાય છે, તેને યકૃતોદર કહે છે.

૭–બદ્ધગુદોદર–નાળકોટ–પાચન થવામાં અતિશય ભારે પદાર્થોનું વારંવાર ભક્ષણ કરવાથી, ધુળ, કચરો, મટોડું કે

એવા પદાર્થો ખાવામાં જવાથી, ઝાડો સાફ ન આવવાથી, પેટમાં મળ એકઠો થવાથી ગાંઠા બંધાઇ જઈ સુકાઈ જાય છે અને આંતરડામાં મળ ભેગો થઇ સોજો ઉત્પન્ન કરે છે. પેટનો આકાર ગોળ ઘડા જેવો થઇ જાય છે, ચામડીપર ચળકાટ માલમ પડે છે અને પેટપર લીલી નસો દેખાય છે હાથપગ અને મોંઢે સોજા આવે છે, ઝાડો પીશાબ મહામુશીબતે થોડો થોડો ઉતરે છે ખાવાપીવામાં બીલકુલ ઇચ્છા થતી નથી અને શરીર ક્ષીણ થઇ જાય છે.

૮—જલોદર—અતિશય આકરો જુલાબ લીધા પછી કે સખત ઉલટીનું ઔષધ લીધા પછી અથવા બસ્તીકર્મ મળ દ્વારે પીચકારીનો ઉપાય વારંવાર કીધા પછી અતિશય શિતળ પદાર્થો વારંવાર ખાવાપીવામાં આવે તો પેટના આંતરડામાં વાયુ અને પાણી ભરાઇ જઈ આંતરડાંને ફુલાવી દેછે અને કોઠામાં પાણી ભરવાથી પેટ પખાલની માફક ફુલી જાય છે અને તેને ઠોકતાં અંદરથી બોદો અવાજ નીકળે છે, ડુંટીની આજુબાજુ ચારે તરફ પેટ ચળકતું દેખાય છે, હાથેપગે અને મોંઢે સોજા આવી જાય છે, દરદીને ખાવા પીવાપર બીલકુલ ઇચ્છા થતી નથી, ઝાડો પીશાબ ઘણો કમતી ઉતરે છે, અને દરદીને ઘણી અકળામણ થાય છે આવા જલોદરના વ્યાધિવાળા દરદી ભાગ્યેજ જીવે છે.

આ આઠે જાતના ઉદરરોગ મહામુશીબતે સારા થાય છે પણ જો દરદી શરીરે બળવાન અને જુવાન હોય અને વ્યાધિની શરૂઆતમાંજ યોગ્ય ઉપાય કરવામાં આવે તોજ આરામ થવાની આશા રહે છે, પણ જો હાથેપગે અને મોંઢે સોજા આવી ગયા હોય, અન્નપાણીપર અરૂચી થઇ ગઇ હોય અને આંખો ઉંડી ઉતરી જઈ પોપચાં સુજી ગયા હોય, વારંવાર પેટમાં પાણી ભરાયા કરતું હોય તો તે દરદી સારો થઇ શકતો નથી.

# ઉદરરોગના ઉપાય.



૧--સીંધવ શેર એક લાવી બારીક વાટી આંકડાના પાંત્રા છુંદી તેના રસમાં કરમોડી તડકે સુકવી નાંખવું. એજ રીતે સાતવાર કરમોડી તડકે સુકવવું પછી કુંવારના રસમાં એજ રીતે સાતવાર કરમોડી તડકે સુકવવું પછી અંદર સાજીખાર, સંચળ અને વરાગડું મીઠું પાશેર પાશેર ખાંડી મેળવીને એક હાંલ્લામાં ભરી ઉપર કોડીયું ઢાંકી કપડમીટ કરવું પછી તે હાંલ્લાને અડાયાં છાણાનો ગજપુટ અગ્નિ આપવો બીજે દીવસે કાઢી બારીક ચુર્ણ કરી તેમાંથી અકેક વાલને વજને ચાર ચાર કલાકને અંતરે ગાયના મુત્ર સાથે આપવાથી આઠે પ્રકારના ઉદરરોગમાં આરામ થવા માંડે છે. દરદીને ખોરાકમાં ફક્ત પાણીમાં બાજરીનો લોટ અને મીઠું નાંખી ઉકાળી પીવા આપવું એ શિવાય બીજું કાંઈજ આપવું નહીં આ અનુભવસિદ્ધ ઉપાય છે. દરદીને પીવામાં કુવાનું પાણી ગરમ કરીને ઠંડું પાડી આપવું.

૨--વાયવડંગ, સાજીખાર, સીંધવ, સંચળ, ટંકણખાર, જવખાર, કાચલવણ અને મીઠું એ ચીજો સરખે વજને લઇ બારીક વાટી એક લીલું નાળીયર લઈ તેની ગાબડી કાઢી તેમાંથી પાણી કાઢી નાંખી તેમાં ઉપલું ચુર્ણ ભરવું પછી પાછી ગાબડી બંધ કરી ઉપર કપડમીટ કરી ગજપુટ અડાયાં છાંણાની ભઠ્ઠીમાં પકાવવું, શીતળ થયા પછી બીજે દીવસે કાઢી બારીક વાટી તેમાંથી બબે વાલને વજને દીવસમાં બે વખત સહવાર સાંજ ગાયના મુત્ર સાથે આપવાથી આઠે જાતના ઉદરરોગ અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે.

૩–સુંઠ, મરી, પીપર, ચીત્રો, સંચળ, મીઠું, સીંધવ, જવખાર, અજમો અને કુલવેલી હીંગ 'એ સઘળી ચીજો સરખે વજને લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ચાર ચાર કલાકને અંતરે ત્રણ ત્રણ વાલ ગાયના મુત્ર સાથે આપવાથી આઠે પ્રકારના ઉદરરોગવાળાને આરામ થવા માંડે છે.

૪–ફુટકડી, સંચળ, સુરોખાર, જવખાર, નવસારખાર, સીંધવખાર, સંચોરો એ દરેક ચીજ એકેક તોલો અને સાજીખાર આઠ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી એક ઘડામાં ભરી તેનાપર કોડીયું ઢાંકી કપડમીટ કરવું પછી ગજપુટ અડાયાં છાંણાની ભઠ્ઠીમાં પકાવવું, શીતળ થયા પછી બારીક વાટી દરરોજ ત્રણ ત્રણ વાલને વજને દિવસમાં ત્રણ વખત ગાયના મુત્ર સાથે આપવાથી તમામ જાતના ઉદરરોગ આઠજ દિવસમાં આરામ થવા માંડે છે, એ અનુભવસિદ્ધ ઉપાય છે. આ ઔષધ ચાલતું હોય તે દરમ્યાન દરદીને બાજરી અને મીઠાં શિવાય બીજો કાંઈજ ખોરાક આપવો નહીં તેમજ અતિશય ઠંડુ પાણી પીવા ન આપતાં ઉકાળીને ઠંડુ કરેલું કુવાનું પાણી પીવા આપવું.

૫–ઉદરાષ્ટક કવાથ–દેવદાર, ચીત્રાછાલ, નીસોતર આસન, ચવક, નાગરમોથ, સુંઠ અને સીંધવ એ દરેક ચીજ એકેક તોલો લઈ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેમાં ગાયનું મુત્ર પાશેર મેળવી તેના ત્રણ ભાગ કરવા દરરોજ ચાર ચાર કલાકે એકેક ભાગ આપવાથી આઠે પ્રકારના ઉદરરોગ આરામ થવા માંડે છે. દરદીને બાજરી અને મીઠા શિવાય ખોરાકમાં બીજું કાંઇજ આપવું નહીં,

૬–આંકડાના પાંત્રા એક શેર, અજમો એક શેર, સાજીખાર, સીંધવ, સંચળ, સુરોખાર, નવસારખાર, શંખના કકડા અને સાભરશીંગુ એ દરેક ચીજ પાશેર પાશેર લઇ

એક ઘડામાં ભરી તેનું મોંઢુ કોડીયાથી ઢાંકી કપડમીટ કરી અડાયાં છાણાની ગજપુટની ભઠ્ઠીમાં પકાવવું, પાકી ગયા પછી બારીક વસ્ત્રગાળ કરી તેમાંથી દર ચાર ચાર કલાકે બબે વાલ ગાયના મુત્ર સાથે આપવાથી આઠે પ્રકારના ઉદર રોગમાં આરામ થાય છે. દરદીને ખોરાકમાં ફક્ત બાજરીની કાંજી મીઠું નાંખી આપવી એ શિવાય બીજું કાંઇજ આપવું નહીં.

---

## ઉન્માદ—(ગાંડાપણું.)



વાયુ, પીત્ત અને કફ એ ત્રણ દોષમાંના હરકોઈ દોષનો પ્રકોપ થવાથી, મનમાં ધારેલું કામ પાર નહીં પડવાથી, બળવાન માણસ સાથે મલ્લયુદ્ધ કરવાથી અતિશય ધાસ્તિ, શોક કે ભય ઉત્પન્ન થવાથી, અતિશય હર્ષ ઉત્પન્ન થવાથી, ભાંગ, ગાંજો, દારૂ કે એવી બીજી કેફી વસ્તુઓનો વારંવાર ઉપયોગ કરવાથી, નબળા માણસોના વાતાદિ દોષો દુષિત થઇને અવળે રસ્તે ઉતરી મનોવાહીની નાડીમાં પ્રવેશ કરી બુદ્ધિને બગાડે છે, ત્યારે માણસનું ચિત્ત ભ્રમિત થઇ જઇ ગાંડાપણું ઉત્પન્ન થાય છે, ઉન્માદ રોગને મગજ સાથે સંબંધ હોવાથી દરદીનું મગજ શાંત રહે તેવા ઉપાયો કરવા. ઉજાગરો કરવા દેવો નહીં અને ઉંઘ આવે એવા ઉપચારો કરવા. હર્ષનો, શોકનો કે ભયનો એકાએક મનને અતિશય ધક્કો પહોંચવાથી, ખાવા પીવાને અયોગ્ય એવી અપવિત્ર વસ્તુ ખાવાપીવામાં આવવાથી, દેવ, ગુરૂ અને તપસ્વિ બ્રાહ્મણોનો દ્રોહ કરવાથી ઉન્માદ ઉત્પન્ન થાય છે, અને તે અંતઃકરણને બગાડી નાખી, બુદ્ધિનું સ્થાન જે મન તેને દુષ્ટ બનાવી

મોહ પમાડે છે, અને તેથી ઉન્માદવાળાનું ચિત્ત ચગડોળે ચઢયા જેવું થઇ જાય છે, ઉન્માદવાળાની અક્કલ ઓછી થઇ જાય છે, એટલુંજ નહીં પણ તેની દ્રષ્ટિમાં પણ દોષ દેખાય છે, અને તે અત્યંત બીકણ બની જાય છે અથવા તો અતિશય તોફાનપર ચઢી જાય છે.

આવી રીતે વાત પિત્તાદિ દોષોના પ્રકોપથી અથવા માનસિક વ્યથાના કારણે ઉત્પન્ન થયલા ઉન્માદ શિવાય ગ્રહના દોષોથી પણ કેટલાકને ઉન્માદ ઉત્પન્ન થાય છે, તેને ભુતોન્માદની પણ સંજ્ઞા અપાય છે. આ ઉન્માદમાં જે ગ્રહના જેવા ચિન્હ હોય છે, તેવાજ ચિન્હવાળો ઉન્માદ તેને લાગુ પડે છે, અને તેજ પ્રમાણે તે દરદી વર્તે છે. જે ગ્રહ સંબંધી ઉન્માદ ઉપડયો હોય તે ગ્રહની શાંતિ, હોમ, જપ, દાન, અનુષ્ઠાન વિગેરે કરવાથી તે શાંત થાય છે અને ગ્રહ તથા પિશાચાદિથી જે પીડા ઉત્પન્ન થઇ હોય તે પલાયન થવા માંડે છે. ઉન્માદવાળો માણસ ઘડીમાં ગાયન ગાય છે, ઘડીમાં હસે છે, ઘડીમાં રડે છે, વગર કારણે લવારો કરે છે, ગાળો પણ દે છે તેને લજ્જા તેમજ શરમ હોતી નથી, માથુ ભમેલું રહે છે, ઉંઘ આવતી નથી અને ખોટા ખોટા અનેક પ્રકારના વહેમ આવવાથી તેના જીવને ઉદ્વેગ રહે છે, અને તેથી તોફાન કરે છે. આથી પણ વધારે અને જુદા જુદા પ્રકારના ઉપદ્રવો ઉન્માદવાળાને ઉપડે છે.

આ રોગવાળાને પૂરતા બંદોબસ્તમાં રાખવો પડે છે, કારણ કે તે પારકાને તેમજ પોતાની જાતને પણ ઘણી વખત નુકશાન કરે છે, અને ઓચિંતો આપઘાત કરવાની અણીપર પણ આવી જાય છે. આ રોગની સંખ્યા વૈદક શાસ્ત્રમાં ૭ પ્રકારની વર્ણવેલી છે.

# ઉન્માદવાળાના ઉપાય.

ઉન્માદવાળાને અપસ્મારના વિષયમાં વર્ણવેલા ઉપાયો પ્રથમ આપી જોવા અને તેથી જો ફાયદો માલમ પડે નહીં તો પછી નીચે પ્રમાણે ઉપાય કરવા. ઉન્માદવાળાને વાયુકર્તા તેમજ ઠંડા અને શીતળ પદાર્થો બીલકુલ આપવા નહીં અને યોગ્ય બંદોબસ્તમાં દરદીને રાખવો.

૧–ઉન્માદરીપુ રસ—પારદકર્જલી એક તોલો, ગળો-સત્વ, સુવર્ણ ભસ્મ, મોતીની ભસ્મ, ચાંદીની ભસ્મ, અભ્રક ભસ્મ, જંજેટાનો ક્ષાર અને વાવડીંગ એ દરેક ચીજ અકેક તોલો, બ્રાહ્મીના સુકા પાંત્રા પંદર તોલા, સુંઠ એક તોલો, ઘોડાવજ ત્રણ તોલા અને સતાવરી એક તોલો લઇ બારીક વાટી વસ્ત્રગાળ કરી બ્રાહ્મીના પાંત્રાના રસમાં ત્રણ દીવસ ઘુંટી વટાણા જેવડી ગોળીઓ વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકને અંતરે ત્રણ ત્રણ ગોળી પાણી સાથે આપવાથી ઉન્માદ વાયુ તેના તમામ ઉપદ્રવો સાથે ઓછો થવા માંડે છે. ઉન્માદવાળાને જે ઠેકાણે અને જે કારણથી ઉન્માદ થયો હોય તે કારણ અને તે ઠેકાણું દુર કરાવવું. અતિશય દીલગીરીમાં શોકાતુરપણે બેસી રહેતો હોય તો તેને હાસ્ય ઉત્પન્ન થાય એવા રમતગમતના સાધનોથી ખુશીમાં રાખવાના ઉપાયોની યોજના કરવી. જે દરદી ઘણું તોફાન કરતો હોય તેને સખત બંદોબસ્તમાં રાખી ભય અને બીક બતાવવાથી તેનું તોફાન તરત બંધ પડી જાય છે અને જે કારણથી ઉન્માદ વાયુ ઉત્પન્ન થયો હોય તે કારણ દૂર થવાથી ઉન્માદ શાંત થઈ જાય છે. આ ગોળીઓ અનુભવસિદ્ધ છે.

ઉન્માદના અસાધ્ય લક્ષણો—જે રોગીની આંખો હંમેશાં ફાટેલીજ રહે છે, અને જે ઘણીજ ઝડપથી ચાલ્યા કરે છે તેમજ જે ચાલી શકતો નથી અને ઉભો થતાંજ પડી જાય છે જેનું શરીર કંપે છે અને જેને કપડાં પહેરવાનું ભાન હોતું નથી અને વગર વિચારે ગમે તે ખાય છે તથા આખો દીવસ ભટકયાજ કરે છે તે ઉન્માદનો રોગી સુધરી શકતો નથી.



# પ્રમેહ—ઉપદંશ—ગરમી.



પ્રમેહના વ્યાધિને ગરમીના રોગ સાથે નીકટનો સંબંધ હોવાથી એનું વર્ણન અને ઉપાય પણ આ સ્થળેજ આપવામાં આવ્યું છે. પ્રમેહના રોગની સંખ્યા વૈદકશાસ્ત્રના ગ્રંથોમાં વીસ પ્રકારની વર્ણવેલી છે અને તે વાતાદિ દોષોના પ્રકોપથી અને અત્યંત ગરમી થવાથી પણ ઉત્પન્ન થતો જોવામાં આવે છે. તેમજ બીજાના ચેપથી પણ લાગુ પડે છે. પ્રમેહના દરદીનો ચેપ લાગવાથી પ્રમેહજ ઉત્પન્ન થાય છે અને ચાંદીના દરદીના સમાગમથી ચાંદીનોજ વ્યાધિ વળગે છે.

પ્રમેહના વ્યાધિવાળાને પીશાબે તનખ મારવી; સોજો આવવો, દુખાવો થવો અને તેના જોરનો તાવ આવવો એ મુખ્ય લક્ષણો હોય છે. તે શિવાય પીશાબ મહામુશીબતે અટકી અટકીને થવો અને મુત્રમાર્ગમાંથી પીળા રંગની પરૂ જેવી રસી પડવી વીગેરે અવશ્ય થાય છે અને એ વ્યાધિ જેમ વધારે વખત રહી જુનો થાય છે તેમ તે જવો

મુશ્કેલ થઈ પડે છે તેને મધુપ્રમેહ એવું નામ આપવામાં આવ્યું છે બીજા પ્રકારનો ઉપદંશ કે જેમાં મુત્ર માર્ગમાં અંદર તેમજ બહાર ચાંદી પડે છે તેને ફીરંગ રોગ કહે છે.

આ રોગ ઘણે ભાગે એકબીજાના ચેપથી લાગુ પડે છે અને તે પ્રથમ અનાર્ય ફીરંગી લોકોના મુલકમાં ઉત્પન્ન થઈ ત્યાંથી હિંદુસ્થાનમાં આવેલો લાગે છે અને તે એક બીજાનો ચેપ લાગવાથી દરેક જગોએ ફેલાયલો માલમ પડે છે. અનિતિને અવળે માર્ગે જનારા લોકોને એ રોગ વિશેષ થતો જોવામાં આવે છે, ગુપ્ત રોગોથી પીડાતી કેટલીક સ્ત્રીઓના સમાગમમાં આવનારને તરત લાગુ પડે છે આ રોગથી પીડાતા દરદીઓ તે થવાનું ખરેખરૂં કારણ કબુલ કરતા નથી પરંતુ તે છુપાવવાને અનેક પ્રકારના પ્રયત્નો કરે છે તેથી ઘણું માઠું પરીણામ આવે છે અને આખરે પણ તે છુપું રહી શકતું નથી. આ દરદ લાગુ પડયા પછી એક અઠવાડીયાની અંદર જે ભાગમાં તે લાગુ પડે છે ત્યાં ખંજવાળ આવે છે અને ધીમે ધીમે સોજો આવવા માંડે છે તે એટલે સુધી વધે છે કે તે ભાગની ચામડી ઉંચી ચઢી શકતી નથી અગર નીચે ઉતરી શકતી નથી. મુત્રમાર્ગમાં ચાંદી પડેલી હોવાથી પીશાબ થતી વખતે અત્યંત બળત્રા બળે છે. ત્યાર બાદ સફેદ રસી જેવો ચીકણો પદાર્થ પડવા માંડે છે. દરદીનું મન ખુશમાં રહેતું નથી કોઇ કોઇ વાર એના જોરનો તાવ પણ આવી જાય છે. આવા પ્રકારનો ઉપદંશ કે જેમાં ફક્ત ચાંદીજ પડે છે તેની સાથે સાથળના મૂળમાં કે વેઢામાં બદ ઉપડી આવે છે, અને તેમાં અતિશય દરદ થાય છે. તે એકદમ પાકતી નથી તેમ ઓગળતી પણ નથી અને પથ્થર જેવી સખત થઈ જઈ તેની અંદર સખત દુખાવો થાય છે. એથી પણ વધારે એ રોગ જેમ જુનો થતો જાય તેમ શરીરમાં વધારે પસરતો જાય છે, અને

એની ગરમીની અસર ઠેઠ હાડકાં સુધી પહોંચી જાય છે. ચામડી ઉપર વિસ્ફોટક જેવા ફોલ્લા પડી આવે છે, એટલુંજ નહીં પણ શરીરના દરેક સાંધાઓ રહી જાય છે અને તેમાં દરદ ઉપડી આવે છે, કેટલાકને આંખે ગરમી આવીજવાથી આંખ જતી રહે છે; અને તેથી પણ વધારે ગરમી ઉંડી ઉતરી જાય તો હાડકામાં પસરી જઇ હાંડકું સડવા માંડે છે, અને શરીર દીનપરદીન સુકાતું જાય છે અને ક્ષય રોગ લાગુ પાડી હાથે પગે સોજા આવી જાય છે, અને છેવટે દરદી પીલાઈ પીલાઇને મરણ પામે છે.



## ગરમી—ઉપદંશના ઉપાય.



ઉપદંશ સંબંધી ગરમીના દરેક રોગમાં પ્રથમ રેચક દવા આપી કોઠો સાફ કરવો જોઇએ, પછી લોહી સુધરે એવી સારક દવા શરૂ કરવી. તેલ મરચાં, મરીમસાલા વગેરે ગરમ ચીજો તેમજ ખટાસવાળા પદાર્થો બંધ કરી સખત પરેજી પાળવી જોઇએ, અને પ્રથમ નીચે લખેલા ઉપાયો અનુક્રમે શરૂ કરવા.

૧—એલચી એક તોલો, જેઠીમધના મુળીયા એક તોલો, પાખણભેદ એક તોલો, ગોખરૂ બે તોલા, એરંડમુળ ત્રણ તોલા, ધમાસો એક તોલો, વરીયાળી એક તોલો, ગળો એક તોલો, રેવંચીની ખટાઇ એક તોલો એ સઘળી ચીજો મેળવી અધખોખરી કરી તેના આઠ ભાગ સરખા કરવા, દરરોજ એકેક ભાગ એક શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી લઇ તેના ત્રણ ભાગ કરી ચાર ચાર કલાકને અંતરે

એકેક ભાગ આપવાથી પ્રમેહની સખત બળત્રા અને તેને લગતી તમામ પીડા પાંચજ દિવસમાં દૂર થવા માંડે છે.

૨–ફુલવેલી ફટકડી એક તોલો, ફુલવેલો સુરોખાર એક તોલો, પકવેલો નવસારખાર એક તોલો, ઇસબગુળ એક તોલો, રેવંચીની ખટાઇ એક તોલો અને સોનાગેરૂ એક તોલો લઇ બધાને બારીક વાટી ચુર્ણ કરવું, દરરોજ ત્રણ ત્રણ વાલને વજને ત્રણ ત્રણ કલાકે સાકર અને કાળી દરાખ વાટી તેના પાણી સાથે પીવા આપવાથી પ્રમેહનો સખત બળત્રા અને તમામ પીડા પલાયન થવા માંડે છે.

૩–હરડાં બેહેડા અને આમળાં ત્રણે ચીજ પાશેર પાશેર લઇ બશેર પાણીમાં રાત્રે પલાળી રાખવા, સહવારે નીતર્યું પાણી ગાળી લઇ તે પાણીમાં ચુનાનું નીતર્યું પાણી તેટલાજ પ્રમાણમાં ઉમેરી લેવું, પછી જેઠીમધના મુળીયા ત્રણ તોલા અને રેવંચીની ખટાઈ ત્રણ તોલા ખાંડી બારીક વસ્ત્રગાળ કરી તેમાંથી ચાર ચાર વાલને વજને ચાર ચાર કલાકને અંતરે ઉપર બતાવેલા નવટાંક પાણી સાથે આપવાથી ઉપદંશની ગરમીથી ઉત્પન્ન થયલો પ્રમેહ તેમજ તેની સખત બળત્રા અને તમામ પીડા પંદર દીવસમાં દુર થવા માંડે છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. દરદીને ખોરાકમાં ફક્ત દુધ ભાત આપવા.

૪–જેઠીમધના મુળીયા ત્રણ તોલા લઇ તેને અધખોખરા કરી અડધો શેર પાણીમાં રાત્રે પલાળી રાખવા સહવારે પાણી ગાળી લઇ તેમાં ખાટા લીંબુનો રસ ત્રણ તોલા તથા સાકર એક તોલો બારીક વાટી અંદર નાંખી દેવા પછી તેના ત્રણ ભાગ કરી દરરોજ ચાર ચાર કલાકે એકેક ભાગ કાળી દરાખ ઠળીયા કાઢી તેને વાટી તેની સાથે આપવાથી પ્રમેહની તમામ તનખ વીગેરે ત્રણજ દીવસમાં બંધ થવા માંડે છે.

૫—પાખાણભેદ, મુગલાઈબેદાણા, ગોખરૂ, ગળો એ દરેક ચીજ અકેક તોલો અને બહુફળી ત્રણ તોલા લઇ શેર પાણીમાં નાંખી ઉકાળવી જ્યારે પાશેર પાણી રહે ત્યારે તેને ગાળી તેના ત્રણ ભાગ કરવા દરરોજ ચાર ચાર કલાકે અકેક ભાગ આપવાથી પ્રમેહની તમામ પીડા અને બળત્રા શાંત થવા માંડે છે.



# કમળો અને તેના ઉપાય.



કમળાના રોગથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. આ રોગવાળાનું શરીર પીળું દેખાય છે માટે એને પીળીયો પણ કહે છે. આ રોગમાં દરદીને દરેક વસ્તુ પીળા રંગની દેખાય છે, તેનું કારણ કે શરીરમાં પિત્તનો પ્રકોપ થઇ તે બગડેલું પિત્ત લોહીની સાથે મળીજઈ લોહીને પીળા રંગનું કરી નાંખે છે અને તે લોહી આખા શરીરમાં ફરવાથી પ્રથમ આંખ, અને હાથ પગના નખને પીળા કરી નાંખે છે ત્યારબાદ શરીરની ચામડીને પણ પીળી બનાવી દેછે એટલુંજ નહી પરંતુ કમળાના દરદીના શરીરમાંથી પરસેવો પણ પીળા રંગનો નીકળે છે, પીશાબ પીળા રંગનો થાય છે, પરંતુ ઝાડો તો સફેદ રંગનો હોય છે, કારણકે કમળાના દરદીનો જઠરાગ્નિ મંદ હોવાથી જે ખોરાક ખાય છે, તેનો આમ થઈ જાય છે, અને તેની સાથે ઉલટીની ઉબક આવ્યા કરે છે, જે કમળાના રોગીને બેભાનપણું આવી જતું હોય, હાથ, પગ અને મોંઢાપર સોજો કે થોથર આવી ગયા હોય અને જેને રાતા રંગનો ઝાડો કે ઉલટી થતાં હોય તે કમળાનો દરદી સારો થતો નથી.

૧–ફુલવેલી ફટકડી અને ફુલવેલો સુરોખાર એકેક તોલો, પાણીમાં નાંખી પકવેલો નવસારખાર એક તોલો, રેવંચીની ખટાઇ એક તોલો, આમળાં ત્રણ તોલા અને ગળો એક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું અને એ ચુર્ણની બરાબર સાકર ખાંડી મેળવી દેવી, તેમાંથી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ વાલને વજને પાણીસાથે આપવાથી કમળો તથા પિત્તવિકારના તમામ ઉપદ્રવો દૂર થવા માંડે છે, દરદીને ખોરાકમાં અનાજ ન આપતાં ફકત ગરમ કરેલું દુધ અને મોસંબી લીંબુનો રસ આપવો.

૨–એરંડાના કુમળાં પાંત્રા નંગ સાત અને કાળા મરીના દાણા તેર તથા કાળી દરાખ ઠળીયા વિનાની નવટાંક લઇ ત્રણે ચીજને બારીક ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકને અંતરે ત્રણ ત્રણ ગોળી ગરમ કરેલા દુધ સાથે આપવાથી કમળાનો રોગ તેના તમામ ઉપદ્રવો સહિત સાતજ દીવસમાં સારો થવા માંડે છે. દરદીને આ દવા ચાલે તેટલો વખત ફકત એકલું ગરમ કરેલું દુધજ આપવું. બીજો કોઇપણ જાતનો ખોરાક આપવો નહીં.

૩–કડુ તોલો એક લઇ તેને દેવતાપર બળીજાય નહી એવી રીતે સેકવું પછી તેને બારીક વાટી તેમાં કાળા મરી તોલો એક, ટંકણખાર ફુલવેલો એક તોલો તથા નવસાર ખાર પાણીમાં નાંખી પકવેલો એક તોલો મેળવી તેમાંથી ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ વાલ પાણી સાથે આપવાથી કમળાનો રોગ તેના તમામ ઉપદ્રવો સાથે સારો થવા માંડે છે. આ દવા ચાલે ત્યાં સુધી દરદીને ફકત દુધ અને ભાત શીવાય બીજો કાંઇજ ખોરાક આપવો નહીં. એનાથી કમળો તથા યકૃતમાં બગાડ થવાથી થયલા ઉપદ્રવો તમામ આરામ થવા માંડે છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. કમળાના રોગને.

લાંબી મુદત થઈ જાય છતાં તેના ઉપાય કરવામાં આવે નહીં તો આખા શરીરમાં પસરી જાય છે અને પેટમાં ઉતરી પડે છે એટલે અસાધ્ય થઇ જઇ સારો થતો નથી. કમળાના જે દરદીને ઉલટીના ઉછાળા આવ્યા કરે અનાજપર અરૂચી થાય શરીર ગરમ રહે, પાણીનો શોષ પડે, થાક અને હાંફ ચઢી જાય અને જેને કાળા અતિસાર જેવા ઝાડા છુટી જાય તે દરદી સારો થતો નથી.

૪–ખાટા દાઢમનો રસ એક તોલો, ખાટા લીંબુનો રસ એક તોલો અને તુલસીનાં પાંત્રાનો રસ એક તોલો લઇ તેની અંદર બેઆનીભાર પકવેલો નવસાર નાખી ત્રણ ભાગ કરવા દરરોજ ચાર ચાર કલાકે એકેક ભાગ આપવાથી કમળાનો રોગ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થવા માંડે છે. દરદીને ફકત દુધ અને ભાત શિવાય બીજો કાંઇજ ખોરાક આપવો નહીં કમળાના દરદીને દુધ આપવામાં કોઇપણ જાતનો વહેમ રાખવો નહીં.

## ઉધરસ–ખાંસી અને તેના ઉપાય.

આપણામાં એક કહેવત છે કે "રોગનું ઘર ખાંસી" એ યથાર્થ છે. સાધારણ ઉધરસનો પણ જો કાળજી રાખી ઉપાય કરવામાં આવે નહીં તો તે દીનપરદીન વધારે બળવાન બની છાતી અને ફેફસાંને નબળા બનાવી ક્ષય અને દમ જેવા દારૂણ દુઃખ દેનારા દરદોને ઉત્પન્ન કરે છે. સંસ્કૃતમાં ખાંસીને કાસ એવું નામ આપવામાં આવ્યું છે તેનું કારણ એ કે શરૂઆતમાં ખાંસીનો અવાજ કાંસાના ભાંગેલા વાસણના અવાજને મળતો આવે છે. આ રોગમાં

આણુવાયુ અત્યંત બગડી વિકારયુક્ત થઇને ઉદાનવાયુ સાથે મળીજઇ ઉધરસને ઉત્પન્ન કરે છે. આ રોગમાં કફની સાથે પિત્ત મળેલું હોય છે. અત્યંત શરદી થવાથી, રસ વિકાર ઉત્પન્ન થઈ તે રસનું પાણી મગજેથી નીચે ઉતરી છાતી અને ફેફસાની અંદર કફને ઉત્પન્ન કરે છે. જે કફ શ્વાસનળીમાં ભરાઈ રહેવાથી શ્વાસોશ્વાસ લેવા મુકવામાં અડચણ આવે છે અને તે ચોંટેલા કફને બહાર કાઢવા માટે જોરમાં ખાંસી આવવા માંડે છે. આ ખાંસીનો રોગ પાંચ પ્રકારનો વૈદકશાસ્ત્રમાં વર્ણવ્યો છે અને તે અનુક્રમે એકથી બીજો વધારે બળવાન હોય છે.

નીચે લખેલા ઓષધો કોઈપણ કારણથી ઉત્પન્ન થયલા ખાંસીના રોગમાં આપવાથી આરામ થઇ જાય છે.

૧—વાંસકપુર એક તોલો, એલચી એક તોલો, અરડુસાના પાંત્રા એક તોલો, પીપર એક તોલો અને જેઠીમધનો શીરો સાત તોલા લઇ બારીક વાટી અરડુસાના રસમાં ઘુંટી ચણી બોર પ્રમાણે ગોળીઓ વાળવી, દરરોજ ત્રણ ત્રણ કલાકને અંતરે ચાર ચાર ગોળી પાણી સાથે ગળી જવાથી તમામ જાતની ઉધરસ આરામ થઇ જાય છે, આ ગોળી ખાનારે ફક્ત દુધ અને ભાત શીવાય બીજું કાંઇ ખાવું નહીં. આ ગોળીથી બેઠેલો અવાજ પણ ઉઘડી જાય છે.

૨—કાસારિ—ફટકડી આઠ તોલા લઈ તેને આંકડાના દુધમાં ખલ કરવો, પછી તેને ઠીકરાના કોડીયામાં ભરી દેવતા પર મુકી ફુલાવવી, ફુલી ગયા પછી પાછો આંકડાના દુધમાં ખલ કરી પાછી ફુલાવવી એવી રીતે ત્રણ વખત આંકડાના દુધમાં ખલ કરી ફુલાવવી, ત્યારબાદ બારીક વાટી તેમાં હીંગળોક અડધો તોલો, લવંગ અડધો તોલો, પીપર અડધો તોલો, જેઠીમધનો શીરો અડધો તોલો લઈ બારીક વાટી

વસ્ત્રગાળ કરી પાનના રસમાં ખલ કરી વટાણા પ્રમાણે ગોળી વાળવી, દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી પાણી સાથે આપવાથી પાંચે પ્રકારની ઉધરસ આરામ થવા માંડે છે, એ અનુભવસિદ્ધ ઉપાય છે.

૩—બેહેડાની છાલ એક તોલો, દાડમની છાલ એક તોલો, એલચી એક તોલો, પીપર એક તોલો, લવંગ એક તોલો, વાંસકપુર એક તોલો, જેઠીમધનો શીરો એક તોલો લઇ બારીક ચુર્ણ કરી ઠળીયા કાઢેલી કાળી દરાખ આઠ તોલા લઈ બારીક વાટી તેમાં ઉપલું ચુર્ણ મેળવી ચણીબોર જેવડી ગોળી વાળવી દરરોજ ચાર ચાર ગોળી ત્રણ ત્રણ કલાકે આપવાથી તમામ જાતની ઉધરસ અને હાંફ આરામ થવા માંડે છે, એ અનુભવસિદ્ધ ઉપાય છે.

૪—આંકડાના ફુલની અંદરની કળીયો એક તોલો, કાળા મરી એક તોલો, લવંગ એક તોલો, સુવર્ણ માક્ષીકની ભસ્મ તોલા ત્રણ, વાંસકપુર તોલા ત્રણ લઇ બારીક વાટી અરડુસાના રસમાં એક દિવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળીયો વાળવી. દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકને અંતરે પાણી સાથે આપવાથી તમામ જાતની ઉધરસ અને હાંફ આરામ થવા માંડે છે, એ અનુભવસિદ્ધ ઉપાય છે. ખાંસીનો દરદી જો શારરે અતિશય ક્ષીણ અને નબળો થઇ ગયો ન હોય તેમજ દરદી ખાવાપીવામાં પરેજી પાળે એવો હોય અને શરૂઆતમાં યોગ્ય ઔષધ ઉપચાર કરવામાં આવે તો આરામ થઈ જાય છે, પણ અતિશય નબળા માણસને તેમજ ઘરડા માણસને થયલો ખાંસીનો રોગ આરામ થતો નથી.

# કરમનો વ્યાધી અને તેના ઉપાય.

કરમના રોગથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. મોહોટી ઉમરના માણુસોના કરતાં પણ ન્હાના બચ્ચાંઓના પેટમાં તેનો પાક વિશેષ થતો જોવામાં આવે છે, અને તે ઘણે ભાગે સુતરના તાર જેવા ઝીણાં હોય છે. આ જીવડા જેમ જેમ મોટા થાય છે, તેમ તેની પીડા અને ઉપદ્રવ વધારે હોય છે. કેટલીકવાર બચ્ચાંઓને ઉલટી વાટે પણ કરમ પડે છે, અને એમાં નરજાતિ અને માદા એમ બંને હોય છે. આ ગોળ કરમના જેવા એક બીજા ચપટા કરમ પણ થાય છે, અને તે ઘણે ભાગે મોટી ઉમરના માણુસોનેજ થતા જોવામાં આવે છે. તેની લંબાઈ પણ વધારે હોય છે અને તે એકદમ સહેલાઇથી નીકળી જતા નથી; પરંતુ દરદીને અતિશય દુ:ખ દઇ કટકે કટકે નીકળે છે. કરમવાળા દરદીને વિચિત્ર પ્રકારના ઉપદ્રવો થાય છે. શરીરના અંદરના ભાગમાં તેમજ બહારના ભાગમાં બધા મળીને એકવીસ પ્રકારના કૃમી ઉત્પન્ન થવાનું વૈદકશાસ્ત્રમાં વર્ણવેલું છે, અને તેના બે વિભાગ પાડવામાં આવ્યા છે. અંદરના ભાગમાં ઉત્પન્ન થનારા કૃમીઓ કોઠામાં, મલાશયમાં તેમજ લોહીમાં અને માંસમાં પણ ઉત્પન્ન થાય છે, અને કેટલાક શરીરનાં બહારના ભાગમાં પરસેવાથી ઉત્પન્ન થનારા જુ, લીખ વીગેરેને પણ કૃમીની ગણત્રીમાં ગણેલા છે.

ખાધેલો ખોરાક પાચન થયો ન હોય છતાં ઉપર બીજો ખોરાક ખાવાથી અજીર્ણ ઉત્પન્ન થવાથી, ખટમધુર પદાર્થોનું વારંવાર ભક્ષણ કરવાથી મીઠાશવાળા પદાર્થો હંમેશાં ખાવાની ટેવ રાખવાથી, ઘી, ગોળ ખાંડ અને લોટ ભેગા કરી બના-

વેલા પદાર્થોનું વારંવાર સેવન કરવાથી કોઇપણ જાતની મહેનત કે કસરત ન કરતાં ખાઇને દીવસે સુઇ રહેવાથી અથવા પ્રકૃતિને માફક આવે નહિ એવા મિષ્ટાન્ન કે ભારે પદાર્થોનું હંમેશાં ભક્ષણ કરવાથી અને પેટમાં મળ એકઠો થઇ બગાડ ભેગો થવાથી પેટમાં કરમનો વ્યાધિ લાગુ પડે છે. જેને કરમનો ઉપદ્રવ થયો હોય તેને તાવ આવે છે, ઉલટીની ઉબક આવે છે, મોઢાનો સ્વાદ બગડી જાય છે, ખાવાપીવાપર અરૂચી ઉત્પન્ન થાય છે, પેટમાં દુખાવો થાય છે, છાતીમાં ગભરામણ અને પીડા ઉત્પન્ન થાય છે અને પેટમાં ઘુઘવાટા થઇ પાણી જેવા ઝાડા થાય છે.

૧—કરમની સોગટી—હરડાંદળ, બેહેડાંદળ, આમળાં, અવિષની કળી, વાપુંભા, સંચળ, સીંધવ, કાચકા, કંપીલો, હીકામાલી અને એળીયો દરેક ચીજ એકેક તોલો લઇ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરવું પછી તેમાં રેવંચીનો શીરો એક વાલ વાટી નાખી મેળવી દઇ કાચકીના પાંત્રાના રસમાં એક દીવસ ઘુંટી સોગટી બનાવી સુકવી રાખવી નાના બચ્ચાંઓ અને ધાવણા બાળકોને એક કે બે ઘસારા પાણી અથવા દુધમાં ઘસી પાવાથી પેટમાંનો તમામ બગાડ તથા કરમ નીકળી જાય છે. તેમજ તાવ, ખાંસી, સસણી, વરાધ, વાવળી વીગેરે મટી જઇ બાળક હસતું રમતું થઇ જાય છે. બાળકોની માતાઓને ખાંડ, ખટાસ, ચીકાસ અને વાયડી ચીજોની પરેજી પળાવવી.

૨—કૃમિરીપુ ચુર્ણ—કાળીજીરી, કાચકા, વાવડીંગ લીમડાની લીંબોડી, કરમાણીઅજમો અને હીમજીહરડે એ દરેક ચીજ એકેક તોલો અને નીસોતર તથા કંપીલો એ બંને ચાર ચાર તોલા લઈ ખાંડી બારીક ચુર્ણ કરી દરરોજ બબે વાલને વજને ચાર ચાર કલાકને અંતરે પાણી સાથે આપ-

વાથી તમામ જાતના કરમનો નાશ થઇ તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે નાની ઉમરના બાળકોને આ દવા ઘણા ઓછા વજનમાં આપવી.

૩—કંપીલો, કાચકા, દીકામાલી, એળીયો, વાયવડંગ અને ઇંદ્રજવ એ દરેક ચીજ એકેક તોલો લઇ કાચકીના પાંત્રાના રસમાં બારીક ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળી હરરોજ બબે ગોળી ત્રણ ત્રણ કલાકે ગરમ પાણી સાથે આપવાથી પેટમાંનો તમામ બગાડ નીકળીજઇ કરમનો રોગ જડ-મુળથી જતો રહે છે, નાના બાળકોને તેની ઉંમરના પ્રમાણમાં અડધી અથવા એક ગોળી પાણીમાં ઘસીને આપવી.

૪—કૃમીકોઠાર—નીસોતર, સોનામકી, કાચકા ઇંદ્રજવ, કોલમ અને કંપીલો દરેક ચીજ એકેક તોલો અને એળીયો તથા દીકામાલી અને હરડે એ બબે તોલા લઈ બારીક વસ્ત્રગાળ કરી કાચકીના પાંત્રાના રસમાં ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળી હર ત્રણ ત્રણ કલાકે બબે ગોળી ગરમ પાણી સાથે આપવાથી કરમનો ઉપદ્રવ ત્રણજ દીવસમાં આરામ થવા માંડે છે. નાના છોકરાંને ઉંમરના પ્રમાણમાં અડધી અથવા એક ગોળી આપવી. અને સગર્ભા સ્ત્રીઓને બીલકુલ આપવી નહીં.

૫—કરમાણી અજમો એક તોલો, વાયવડંગ એક તોલો, કંપીલો બે તોલા અને હીમજીહરડે એક તોલો અને સોના-મકી એક તોલો લઈ બારીક ખાંડી વસ્ત્રગાળ કરી બબે વાલને વજને ચાર ચાર કલાકને અંતરે મોટી ઉમરના માણસને મધ અગર પાણી સાથે આપવાથી કરમ અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે નાની ઉમરના બાળ-કોને ઘણે ઓછે વજને ઉમરના પ્રમાણમાં આપવું.



# ગુલ્મવાયુ—ગોળાનો રોગ.



ગોળાના દરદથી ઘણા દરદીઓ દુઃખ ભોગવે છે. પોતાની પ્રકૃતિને માફક આવે નહીં એવા ખાનપાનાદિક ખાવાપીવાથી અત્યંત પ્રકોપ પામેલા વાતાદિક દોષો પેટમાં ગુલ્મના ગોળાને ઉત્પન્ન કરે છે. અને તે ગોળો બંને બાજુના પાંસળાઓમાં, નાભિમાં, હૃદયમાં અને બસ્તીમાં એમ પાંચે સ્થાનોમાં જઇ પીડા ઉત્પન્ન કરે છે. જે ગુલ્મની ગાંઠ નાભિમાં અને બસ્તીમાં ફરતી રહે છે અથવા એકજ સ્થાને ઘર કરીને અચળ રહે છે તેમાં હંમેશાં દુખાવો અને દરદ થયાજ કરે છે, અને દીનપરદીન તે ગોળ અને મોહોટી થતી જાય છે.

વાતપીત્ત અને કફના પ્રકોપથી તેમજ ત્રણે દોષોનો ભેગો પ્રકોપ થવાથી તથા લોહીની ગાંઠ બંધાઇ જવાથી પણ ગુલ્મના ગોળાની ગાંઠ ઉત્પન્ન થાય છે. ગુલ્મવાળાનું પેટ પ્રથમ કબજ થઇ જાય છે અન્ન ઉપર અરૂચી ઉત્પન્ન થઇ ઓડકાર અતિશય આવે છે એટલુંજ નહીં પણ દીનપર દીન શકિત ઓછી થતી જાય છે આંતરડા ખેંચાય છે અને અંદર અવાજ થાય છે. આવા લક્ષણો ગુલ્મ થવાની અગાઉ દરેક દરદીઓને થતા જોવામાં આવે છે. ગુલ્મના રોગવાળાને ઝાડો અને પીશાબ મહામુશીબતે થાય છે.

પાચન થઇશકે નહીં એવા ભારે મિષ્ટાન પદાર્થો, ઠંડા, વાસી, વાયડાં અને શિતળ પદાર્થોનું વારંવાર સેવન કરનારને મળ અથવા અપાનવાયુનો અવરોધ થવાથી પેટના આંતરડામાં વાયુનો ગોળો ઉત્પન્ન થઇ આંતરડુ ફુલી આવે

છે અને જે ભાગમાં તે ગોળો જાય છે ત્યાં દરદ ઉત્પન્ન થાય છે. આ રોગ વૈદકશાસ્ત્રમાં પાંચ પ્રકારનો વર્ણવેલો છે.

૧–ગુલ્માંતક ચુર્ણ–કુલવેલી હીંગ ત્રણ તોલા, અજમો, અજમોદ, સીંધવ, સાજીખાર, સંચળ, જીરૂં, શાજીરૂં, નવસાર, વાયવડંગ, સુંઠ, મરી, પીપર, પીપળીમુળ એ દરેક ચીજ અકેક તોલો અને કુંવાડીયાના બીયાં ત્રણ તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે આનીભારને વજને ગરમ પાણી સાથે આપવાથી ગુલ્મવાયુનો ગોળો દુર થવા માંડે છે.

૨–ગુલ્માંતક ગુટીકા–વાપુંભા, વાયવડંગ, અજમો, અજમોદ, અનીસુન, રાઈ, શંખભસ્મ, સુંઠ, મરી પીપર. સંચળ, સીંધવ, સાજીખાર અને હીમજીહરડે એ દરેક ચીજ અકેક તોલો અને કુલવેલી હીંગ ત્રણ તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તે ચુર્ણને લસણની કળી શેર અડધો બારીક વાટી તેની અંદર ઉપલું ચુર્ણ મેળવી એક દીવસ ખલ કરી ચણીબોર જેવડી ગોળી કરવી, દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી ગરમ પાણી સાથે આપવાથી વાયુના ગોળાનો રોગ અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. દરદીને ખોરાકમાં ફક્ત બાજરી સેકીને તેની કાંજી પાણીમાં ઉકાળી મીઠું નાંખી આપવી એ શીવાય બીજું કાંઈજ આપવું નહીં.

૩–ગુલ્મવિનાશક ગોળી—ટંકણખાર, સંચળ, સીંધવ, સાજીખાર, કુંવાડીયાના બીયાં, સુંઠ, મરી, પીપર, પીપળી મુળ એ દરેક ચીજ અકેક તોલો અને કુલવેલી હીંગ ચાર તોલા લઇ સઘળાને ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી એક દીવસ આદાના રસમાં ઘુંટી ચણીબોર જેવડી ગોળી વાળવી. દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકે ગરમ

પાણી સાથે આપવાથી વાયુના ગોળાનો રોગ તેના તમામ ઉપદ્રવો સહીત આરામ થવા માંડે છે.

ગોળાનું અસાધ્ય રૂપ—જે ગોળાનો દરદી શરીરે ઘણો ક્ષીણ અને નબળો પડી ગયો હોય તે તથા જેને ગુલ્મ ઘણા લાંબા વખતથી ઘર કરીને રહ્યો હોય તે તથા જેને અનાજ ઉપર તદન અભાવ થયો હોય તે તથા જે દરદી તાવ, તૃષા તથા શોષ અને ઉલટીથી પીડાતો હોય તેમજ જેને હાથે પગે અને નાભિપર સોજો આવ્યો હોય તે તથા અતિસારવાળાને અને ખાંસી, હાંફ અને જેને શુળ મારતી હોય તે જરૂર મરણ પામે છે.



# પાંડુ રોગ.



પાંડુ અથવા પીંડ રોગીઓની પરીક્ષા તરતજ થઇ જાય છે. પાંડુરોગવાળાના હાથ પગ ગળાતા જાય છે અને પેટ મોહોટું થતું જાય છે જઠરાગ્નિ મંદ પડી જવાથી નવું લોહી ઉત્પન્ન થતું નથી અને શરીરની અંદરના રક્ત રજકણો ઘટી જવાથી શરીર ફીકું અને ધોળુ પડી જાય છે. તેની સાથે પિત્ત મળેલું હોય તો શરીરનો રંગ અતિશય પીળો અને દેડકા જેવો દેખાય છે. ઘણા દીવસના જીર્ણ જ્વરથી બરોળની ગાંઠ વધે છે અને તેમાંથી પણ પાંડુના ચીન્હ માલમ પડે છે. પાંડુરોગવાળાની આંખો તદન ધોળી પડી જાય છે તેમજ નખમાં અને હોઠમાં બીલકુલ રતાશ રહેતી નથી આ રોગ જુદા જુદા વિકારથી પાંચ પ્રકારે ઉત્પન્ન થાય છે.

અતિશય તેલ મરચાં વિગેરે ગરમાગરમ મસાલાવાળા પદાર્થોનું વારંવાર સેવન કરનારને તેમજ અતિશય દાહ ઉત્પન્ન કરનારા ખોરાકનું નિત્ય ભક્ષણ કરનારને તથા અતિશય ખાટાં પદાર્થોપર વધારે પ્રીતિ રાખનારને, માંસ, મદ્ય, માછલાં વિગેરેનું નિરંતર સેવન રાખનાર તથા અતિશય વિષયાસકત માણસને અથવા ધુળ, માટી કે કચરાવાળી વસ્તુ પેટમાં જવાથી તથા ભુખ લાગ્યા છતાં ખોરાક ન લેતાં વારેઘડીએ ચાનું સેવન રાખનારને લોહીમાંના રાતા રજકણો ઘટી જઇ દરદીનું શરીર ફીકકું પડી જાય છે તેમજ લોહીની સાથે પીત્ત મળી જવાથી શરીર પીળું પડી જાય છે. પાંડુ રોગવાળાને હાથેપગે અને મોંઢે સોજા આવી જાય છે શરીર દીનપરદીન ગળાઈ જાય છે અને પેટ મોટું થઈ જાય છે. પાચનશકિત બીલકુલ જતી રહે છે. અને ઝાડો તથા પીશાબ પીળા રંગનો થાય છે. શરીરમાં સુસ્તી તથા બેચેની રહે છે. તથા કોઈ કોઇ દીવસ તાવ પણ ભરાઈ આવે છે અને એટલે સુધી નબળાઇ થઇ જાય છે કે દરદી પોતાની મેળે ઉઠી શકતો નથી અને શરીર ધ્રુજી જાય છે. આ રોગમાં જો દરદીને અતિસાર જેવા ઝાડા ઉલટી, પાણીનો શોષ અને હાંફ ઉપડી આવે તો રોગ અસાધ્ય થઇ જાય છે અને દરદી પીલાઇ પીલાઇને મરણ પામે છે.

પાંડુ રોગવાળાને નીચે પ્રમાણે અનુક્રમે ઉપાય કરવા.

૧-પાંડુ પ્રયોગ—લોખંડના વાસણમાં ગાયનું દુધ ઉકાળવું, ત્રણ ઉભરા આવે ત્યારે નીચે ઉતારીને લોખંડના કકડાને લાલચોળ તપાવી દુધમાં બોળવો, એવી રીતે ત્રણ વાર ગરમ કરી દુધમાં બોળવો પછી તે દુધમાંથી પાશેર દુધ લઇ તેમાં શુદ્ધ શિલાજીત બે વાલને વજને નાંખવી. દુધમાં શિલાજીત ઓગળી જાય એટલે તે દુધની સાથે

જાંબુમાં અથવા કુંવારના રસમાં મારેલી લોહભસ્મ અથવા મંડુરભસ્મ એક વાલ શુદ્ધ ગળોસત્વ એક વાલ અને પીપર અડધો વાલ મેળવી ત્રણ ભાગ કરી દીવસમાં ત્રણ વખત આપવાથી પાંડુ રોગની તમામ પીડા પંદર દીવસમાં આરામ થવા માંડે છે. આ ઉપાય ચાલે ત્યાંસુધી દરદીને ફક્ત ગાયનું ગરમ કરેલું દુધ અને મોસંબી શિવાય બીજું કાંઈજિ આપવું નહીં, આ અનુભવસિદ્ધ ઉપાય છે.

દરદીને કુવાના પાણીમાં લોખંડ તપાવીને લાલચોળ કરી છમકારેલું પાણી પીવા આપવું. ચા તદન બંધ કરાવવી. ફક્ત દૂધ શીવાય બીજું કાંઈજિ આપવું નહીં.

૨—લોહભસ્મ એક તોલો, આમળાં ત્રણ તોલા, ગળો-સત્વ એક તોલો, હીમજીહરડે એક તોલો, બેહેડાંની છાલ એક તોલો, પીપર ત્રણ તોલા અને પીપળીમુળ ત્રણ તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ વાલને વજને ચાર ચાર કલાકે આમળાના મુરબ્બામાં આપવાથી પાંડુ રોગ અને તેની તમામ પીડા પલાયન થવા માંડે છે.

૩—ઈંદ્રજવ એક તોલો, પટોળપત્ર એક તોલો, કરીયાતું એક તોલો, હરડાદળ એક તોલો, બેહેડાદળ એક તોલો, આમળા એક તોલો અને લોહભસ્મ ત્રણ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે પાણી સાથે ત્રણ ત્રણ વાલ આપવાથી પાંડુરોગ અને તેની તમામ પીડા દુર થવા માંડે છે.



# નાના બાળકોનાં રોગો.



ધાવણા બાળકોનું શરીર બગડવાથી બાવીસ પ્રકારે વ્યાધિ ઉત્પન્ન થાય છે, પરંતુ તેનું મુખ્ય કારણ ઘણે ભાગે દુધના વિકારથી ઉત્પન્ન થયેલું જોવામાં આવે છે. ધાવણના દુધમાં જે દોષનો પ્રકોપ વધારે હોય છે, તે દોષનો વ્યાધિ તેને વળગે છે. વાયુનો વિકાર વધી જવાથી દુધ વાયડું અને ભારે થઇ જાય છે અને તે દુધ બચ્ચાંઓને પાચન થઈ શકતું નથી, અને તેનાથી વાવળી, વરાધ, તાવ, લીલા રંગના ઝાડા, પેટમાં દરદ વિગેરે થવા માંડે છે.

૧–બાળાગોળી–સુવા, કાચકા, વાયવડંગ, કરીયાતું, કોલમ, અજમો, કંપીલો, વાપુંભા, દીકામાલી, સુંઠ, મરી, પીપર, કાળીજીરી અને કડુ એ દરેક ચીજ એકેક તોલો અને એળીયો ત્રણ તોલા લઈ તેને બારીક ખાંડી કાચકીના પાંત્રાના રસમાં એક દીવસ ઘુંટી પછી તેની બાજરીના દાણા જેવડી ગોળીયો વાળવી. આ ગોળી જે બાળકની તબીયત બગડી હોય તેને તેની ઉમરના પ્રમાણમાં એકથી ત્રણ ગોળી વાટી પાણીમાં અથવા દુધમાં આપવાથી, તાવ, કરમ અને તેથી થતા ઝાડા; ઉધરસ, સસણી–વરાધ અને વાવળી વીગેરે ઉપદ્રવો આરામ થવા માંડે છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. વરસ દીવસની અંદરના નાના બાળકને અડધી ગોળી દુધમાં વાટી આપવી. અને બચ્ચાંને ધવડાવનાર બાઇને સખત પરેજી પળાવવી.

૨–કૃમિરીપુ–બાળકોના કરમ ઉપર–એળીયો, દીકામાલી, એકેલા કાચકાની મીંજ, કંપીલો, મોટી હરડે અને કરીયાતું

એ દરેક ચીજ એકેક તોલો લઈ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી કાચકીના પાંત્રાના રસમાં એક દિવસ ઘુંટી રાઈના દાણા પ્રમાણે ગોળી વાળવી કરમના ઉપદ્રવવાળા બાળકને તેની ઉમરના પ્રમાણમાં એકથી ત્રણ ગોળી દરરોજ દીવસમાં એક વાર દુધ અગર પાણીમાં વાટી પાવાથી કરમ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઈ જાય છે.

૩—સસણી--વરાધ વિનાશક-સીતાપના પાંત્રા ત્રણ,અરણીના પાંત્રા ત્રણ, અરડુસાના પાંત્રા ત્રણ અને કાળામરીનો એક દાણો લઈ તે સઘળાને પાણીમાં વાટી તેનો રસ કાઢવો તેમાંથી દસ દસ ટીપાં દરરોજ સહવારે સસણી—વરાધવાળા બાળકને પાણીમાં મેળવી પાવાથી સસણીનો વિકાર સાત દિવસમાં સારો થાય છે.

નાની ઉમરના ધાવણા બાળકને તેની ઉમરના પ્રમાણમાં એક અથવા બે ટીપાં દુધમાં મેળવી પાવા.



# વાયુના વ્યાધિ અને ઉપાય.

વાત વ્યાધિનું યથાર્થ વર્ણન લખવા માંડીએ તો આખો ગ્રંથ ભરાઇ જાય છતાં પણ તેનો છેડો આવે નહીં અશક્ત શરીરવાળાઓને વાયુ વિશેષ દુખ દેછે. અને નબળા પડેલા શરીરના જુદા જુદા ભાગોમાં પસરી જઇ ત્યાં જુદી જુદી રીતે દુખ દેછે. જે જગ્યાએ તેનો જમાવ થાય છે ત્યાં તે દુખ દીધા શિવાય રહેતો નથી અને તે જગ્યાઓના ભેદે કરીને જુદે જુદે નામે ઓળખાય છે. આવી રીતે વધી ગયલો વાયુ શરીરના જુદા જુદા ભાગોમાં એંસી પ્રકારે રોગ

ઉત્પન્ન કરે છે. પરંતુ તેમાં મુખ્યત્વે ગતિ અને મતિનો ભંગ કરનારા અને સાંધાઓને શિથિલ કરી દરદ ઉત્પન્ન કરનારા હોય છે.

૧—પક્ષાઘાત પીયુષ—રસસીંદુર એક તોલો, તામ્રભસ્મ લોહભસ્મ, સીસાની ભસ્મ, કલાઈની ભસ્મ, અભ્રકભસ્મ, ચાંદીની ભસ્મ એ દરેક ભસ્મ અકેક તોલો, સુવર્ણસીંદુર એક તોલો અને સુંઠ મરી અને પીપર બબે તોલા; લવંગ, જાયફળ, જાવંત્રી અને અજમાના ફુલ અકેક તોલો લઇ બારીક વાટી ઉપલી ભસ્મો સાથે મેળવી આદાના રસમાં એક દીવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી આદાના રસ તથા મધ સાથે આપવાથી પક્ષાઘાત—લકવાનો વાયુ, કંપવાયુ, સાંધાનો વાયુ, ખેંચતાણ, આંકડી, શીરાસંકોચ વાયુ, મોં વાંકુ થઈ જવાનો અડદીયો વાયુ શરીરમાં કળતર અને દુખાવો થવાનો રોગ વીગરે તમામ પ્રકારના સરદી અને વાયુના દરદો દુર થવા માંડે છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. આ દવા ચાલતી હોય ત્યારે દરદીને ખોરાકમાં તેલ, મરચાં, ખાંડ, ખટાસ, ભાત, દાળ તથા વાયડાં અને ઠંડા શાકભાજી તથા કોઇપણ જાતનું કઠોળ આપવું નહીં. આ ઔષધ નાના બાળકોને તથા સગર્ભા સ્ત્રીઓને આપવું નહીં.

૨—વાતાંકુશરસ—શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક અકેક તોલો લઇ તેને ખલમાં ઘુંટીને કજ્જલી કરવી પછી તેમાં શુદ્ધ કરેલો વછનાગ, સુંઠ, મરી, પીપર, અજમો, અજમોદ અને ચીત્રો એ દરેક ચીજ અકેક તોલો લઈ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી કજ્જલીમાં મેળવી દઇ તે બધાને આદાના રસમાં એક દિવસ ઘુંટી મગ પ્રમાણે ગોળીઓ વાળવી દરરોજ બબે ગોળી ચાર ચાર કલાકને અંતરે વાટી

મધમાં આપવાથી વાયુના પ્રકોપથી ઉત્પન્ન થયલા તમામ વ્યાધિઓનો વિનાશ કરે છે. દરદીને કોઇપણ જાતની ખટાસ, તેલ, મરચાં, ભાત, ખાંડ અને વાયડાં શાકભાજી તથા કઠોળ આપવા નહીં. આ ઔષધ નાના બાળકને તેમજ સગર્ભા સ્ત્રીઓને આપવું નહીં,

૩–વાતવિનાશક કવાથ–કુંવાડીયાના બીયાં, આસન, અનીસુન, સુકો કુદનો, ચીતરો, ગળો, અરડુસો, સુંઠ એ દરેક ચીજ અકેક તોલો અને રાસના બે તોલા લઈ એ સઘળાને અધખોખરા કરી ચાર ભાગ કરવા, દરરોજ અકેક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે તેના ત્રણ ભાગ કરી ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી તમામ જાતના વાયુથી ઉત્પન્ન થયલા વ્યાધિઓ સાત દિવસમાં સારા થવા માંડે છે એ અનુભવસિદ્ધ ઉપાય છે.

૪–અનુભવસિદ્ધ સર્વભદ્રરસ–રસસીંદુર બે તોલા, અભ્રક ભસ્મ એક તોલો, ચાંદીની ભસ્મ એક તોલો, સુવર્ણ ભસ્મ એક તોલો, શુદ્ધ કરેલી મનસીલ એક તોલો, માણેક રસ એક તોલો, જસત ભસ્મ બે તોલા, લોહ ભસ્મ બે તોલા, વાંસકપુર, મોટી હરડે, એલચી બેહડા અને આમળાં એ દરેક ચીજ બબે તોલા, સુંઠ, મરી અને પીપર બબે તોલા લઇ ખાંડી વસ્ત્રગાસ ચુર્ણ કરી તેમાં શુદ્ધ શીલાજીત ચાર તોલા તથા ગુગળ દસ તોલા મેળવી વટાણા પ્રમાણે ગોળી વાળવી, ગોળી વાળતાં ઘીનો હાથ દેવો એટલે વળશે. ચાર ચાર કલાકે એકેક ગોળી પાણી સાથે આપવાથી તમામ જાતના વાયુનો નાશ કરી બળ, બુદ્ધિ તથા વિર્ય વધારે છે.



# હાંફ, અમુજાણ અને દમ.



આયુર્વેદ વૈદકશાસ્ત્રમાં આ રોગ પાંચ પ્રકારનો વર્ણવ્યો છે. જો કે તે અનેક કારણોથી ઉત્પન્ન થાય છે, છતાં મુખ્ય ત્વે કરીને તેમાં વાતાદિક દોષોના પ્રકોપનું જોર વિશેષ જોવામાં આવે છે. મહાશ્વાસ, ઉર્ધ્વશ્વાસ, ક્ષુદ્રશ્વાસ, તમક શ્વાસ અને છિન્નશ્વાસ એવા એનાં નામો આપવામાં આવ્યા છે. એવું તો અમે કેટલાક કેસોમાં નજરે જોયલું છે કે આ રોગની ઉત્પત્તિ પ્રથમ સરદી અને સળેખમમાંથી થાય છે. આ રોગ થવાનું મુખ્ય કારણ પ્રકોપ પામેલા વાયુ કફની સાથે મળી જઇને શ્વાસનળીને રોકીદઇ સર્વ રગોમાં પસરી જાય છે, અને તેમાંથી શ્વાસ રોગ ઉત્પન્ન થાય છે. વાયુના પ્રકોપની સાથે મળેલો કફ ઉંચે ચઢે છે અને શ્વાસ નળીને રોકી દઈ ઉંચો ચઢેલો શ્વાસ નીચે ઉતરી શકતો નથી.

૧–**કાસશ્વાસ ચીંતામણી ગુટીકાઃ**—(ઉધરસ, હાંફ, અમુજણ અને દમના રોગને દુર કરનાર) સુવર્ણમાક્ષીક ભસ્મ એક તોલો, અભ્રક ભસ્મ એક તોલો, વંગ ભસ્મ એક તોલો, શુદ્ધ કરેલો હીંગળોક એક તોલો, શુધ્ધ હડતાલ ભસ્મ એક તોલો, મોતીની ભસ્મ અડધો તોલો, લોહભસ્મ અડધો તોલો, કેસર અડધો તોલો. કસ્તુરી અડધો તોલો, અને બરાસ કપુર અડધો તોલો લઇ એ બધાને એક દિવસ ખલમાં બારીક ઘુંટવું, ત્યારબાદ જંજેટાનો ક્ષાર એક તોલો, અરડુસાનો ક્ષાર એક તોલો, વાંસકપુર એક તોલો, એલચી એક તોલો, પીપર એક તોલો, ભોંયરીંગણી એક તોલો, જવખાર એક તોલો, સીંધવખાર એક તોલો, ટંકણખાર ફુલવેલો એક તોલો, લવંગ એક તોલો તથા જેઠીમધનો

શીરો ત્રણ તોલા લઇ બધાને ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી ભસ્મોમાં મેળવી એક દિવસ અરડુસાના પાંત્રાના રસમાં ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી દરરોજ ચાર ચાર કલાકે બબ્બે ગોળી વાટી મધમાં આપવાથી હાંફ, ઉધરસ, અમુજણુ તથા દમના રોગીની દુર્દશા દુર થવા માંડે છે. આ ગોળી નાની ઉમરનાં બાળકોને તેમજ સગર્ભા સ્ત્રીઓને આપવી નહી. પરેજીમાં ખાંઠ, ખટાસ, તેલ, મરચાં તેમજ ભારે અને વાયડો ખોરાક ખાવો નહી તેમજ ચા પીવી નહીં અને સખત બ્રહ્મચર્ય પાળવું.

૨—શ્વાસ કાસાંતક ચુર્ણ—કપુર, લવંગ, જવખાર, સીંધવ, ટંકણખાર, કકડા શીંગ, હીંગોતરીના પાંત્રા, અકલગરો, પીપર એ દરેક ચીજ અકેક તોલો લઈ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબ્બે આનીભારને વજને મધમાં મેળવીને આપવાથી હાંફ, અમુજણુ અને દમના દરદીને આરામ થવા માંડે છે.

૩—કાસશ્વાસાંતક કવાથ—અરડુસો, ભારંગીનુંમૂળ, ભોંયરીંગણી, કાકડાશીંગ, જેઠીમધનું મુળીયું, અતિવિષની કળી, અજમો, અજમોદ અને અનીસુન એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાંડી અધખોખરી કરી તેના આઠ ભાગ કરવા દરરોજ અકેક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી દમનું દરદ દુર થવા માંડે છે.

૪—અનુભવસિદ્ધ શ્વાસકુઠાર—શુદ્ધ પારો એક તોલો, શુદ્ધ ગંધક એક તોલો અને શુદ્ધ વછનાગ એક તોલો, શંખભસ્મ, વંગભસ્મ, ખેરસાલ, ભોંયરીંગણીના મુળ, વાંસકપુર, લવંગ, પીપર અને જેઠીમધનો શીરો એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી

ગંધક પારાની કજ્જલી કરી તેમાં મેળવી દેવું પછી તેને પાનના રસમાં ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે ગોળી વાટી આદાના રસમાં આપવાથી દરેક જાતનો દમનો રોગ, હાંફ, અમુંજાણ, ઉધરસ અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. દરદીને તેલ, મરચાં અને ખટાસ ખાવા દેવી નહીં. આ ગોળી નાની ઉમરના બાળકોને તથા સગર્ભા સ્ત્રીઓને આપવી નહીં.

# સ્ત્રીઓનો પ્રદર રોગ અને તેના ઉપાય.

આયુર્વેદવૈદકશાસ્ત્રવેત્તાઓએ પ્રદર રોગની પીડા ચાર પ્રકારની વર્ણવેલી છે. પરંતુ એક સોમ નામનો પ્રદર છે તે પણ એનો ભેદજ છે, એમ ગણી પાંચ પ્રકારે પ્રદર રોગની પીડા ઉત્પન્ન થાય છે.

આવો પ્રદર કેટલીકવાર નાની ઉમરની બાળકીઓને પણ થાય છે તેને બાળપ્રદર એવું નામ આપવામાં આવ્યું છે અને તે શરીરના નબળા બાંધાનું પરિણામ હોય છે.

આ વ્યાધિવાળી સ્ત્રીઓ ક્યાંતો શરમથી અગર બેદરકારપણાથી તેનો કાંઇપણ ઉપાય નહીં કરતાં દીનપરદીન પોતાનું શરીર પાયમાલ કરી નાંખે છે, આ રોગ લાગુ પડવાના મુખ્ય કારણો નીચે પ્રમાણે જોવામાં આવે છે.

અતિશય દાહ કરનારા ગરમ અને વધારે તેલ, મરચાં વાળા તીખા તમતમતા તથા ખટાશવાળા પદાર્થોનું હંમેશાં સેવન કરનારને, અતિશય ઉપવાસ કરી અનાજ ન ખાતાં,

ચા પીવાની ટેવ રાખનારને અને ગરમીના રોગની અસર શરીરમાં રહી જવાથી અથવા હદ ઉપરાંત અનિયમિત રીતે વિષયનું સેવન કરનારને, કાંઇપણ મહેનત ન કરતાં ખાઇને સુઇ કે બેસી રહેનારને તેમજ જે સ્ત્રીને વારેઘડીએ કસુવાવડ થતી હોય તેને અથવા બીજા કોઇ કારણથી જેનું શરીર નબળું પડી ગયું હોય તેને પીશાબ માર્ગે સફેદ છાશ જેવું ચીકાસવાળું નબળાઇનું પાણી નીકળ્યા કરે છે તેને પ્રદર–ધુપાણીનો રોગ કહે છે.

૧–પ્રદરરોગારિષ્ટ—આસોપાલવના ઝાડની છાલ શેર પાંચ લાવી તેને અધખોખરી કરી વીસ શેર પાણીમાં નાંખી ઉકાળવી જ્યારે અડધું પાણી બળી જાય ત્યારે ગાળીલઇ તે પાણી એક કાચની બરણીમાં ભરી તેમાં સાકર શેર ત્રણ નાંખવી પછી તેમાં નીચે લખેલા વસાણા ખાંડીને નાંખવા:— કમળના ફુલની અંદરના કેસર, આંબાનો મોહોર, ગુલાબનાં ફુલ, અરડુસો, આસન, સતાવરી, જાંબુના ઠળીયા, જીરૂં, કાથો, સુંઠ, સુખડનો વેહેર, નાગરમોથ, બલબીજ, દારૂહલદ અને શાહજીરૂ એ દરેક ચીજ પાંચ પાંચ તોલા લઇ તેને ખાંડી ચુર્ણ કરી ઉપલા પાણીમાં નાંખવું ત્યારબાદ ધાવડીના ફુલ શેર એક લઇ ખાંડી ચુર્ણ કરી અંદર મેળવી દેવું પછી બરણીનું મોઢું સખત ઢાંકણું ઢાંકી બંધ કરવું કે અંદર હવા જાય નહીં. એવી રીતે એક મહીના સુધી બરણીનું મોં બંધ રાખવું, પરંતુ આઠ આઠ દીવસે તેને હલાવતા રહેવું. એક મહીના પછી તે સઘળાને કપડાથી ગાળીલઇ કાચના બંધ બુચવાળી બરણીમાં ભરી રાખવું. તેમાંથી દરરોજ ચાર કલાકે બબે તોલા આપવાથી તમામ જાતના પ્રદરના રોગ આરામ થવા માંડે છે. તેમજ લોહીના ઝાડા, મરડો તથા ગરમીના અને પિત્તવિકારથી ઉત્પન્ન થયલા તમામ દરદો દૂર થઇ જાય છે. એ અનુભવસિદ્ધ

ઉપાય છે. આ દવા ચાલે ત્યાં સુધી દરદીને ફકત ઘી, ઘઉં, ચોખા દાળ, મીઠું અને મગ એટલીજ ચીજો ખાવા આપવાથી રોગ જડમુળથી જતો રહે છે. ચા, કાફી વીગેરે બીલકુલ આપવા નહીં.

૨–**પ્રદર ખંડન ગુટીકા**–સુવર્ણમાક્ષીકની ભસ્મ, કલઇની ભસ્મ, સીસાની ભસ્મ, ચાંદીની ભસ્મ, પરવાળાની ભસ્મ, સુવર્ણ ભસ્મ, અભ્રક ભસ્મ એ દરેક ભસ્મો બબે તોલા તથા લોહભસ્મ આઠ તોલા લઈ ખલમાં ઘુંટી પછી તેમાં લજામણીના પાંત્રા દસ તોલા અને બીલીનો ગર; આંબાની ગોટલી, જાંબુના ઠળીયા, દારૂહલદ, અતિવિષની કળી, ઇંદ્રજવ, પાષાણભેદ, રસવંતી, સુંઠ, બહુફળી, જેઠીમધનો શીરો, નાગરમોથ, ધાવડીના ફુલ અને સાકર એ દરેક વસ્તુ ચાર ચાર તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી ભસ્મોમાં મેળવી દેવું. પછી કડાછાલ, આસોપાલવની છાલ અને વડની કુમળી વડવાઇ એ દરેક ચીજ અકેક શેર લઇ તેને અધખોખરી કરી સાત શેર પાણીમાં નાંખી ઉકાળવું. જ્યારે અડધું પાણી બળી જાય ત્યારે ગાળી લઈ તેને પાછું ઉકાળી માવા જેવું જાડું થાય ત્યારે નીચે ઉતારી તેમાં ઉપલું મેળવેલું ચુર્ણ નાંખી હલાવી તેની વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટીનાંખી મધ સાથે આપવાથી તમામ જાતના પ્રદર તેની તમામ પીડા સાથે પંદર દીવસમાં દુર થવા માંડે છે એ અનુભવસિદ્ધ ઉપાય છે. પરેજી ઉપર પ્રમાણે પળાવવી. તેલ, મરચાં, ખાંડ, ખટાસ અને ચા બીલકુલ આપવા નહીં. અને બ્રહ્મચર્ય પળાવવું.

૩–**સ્વેત પ્રદર પ્રયોગ**–લોધર, મોચરસ, મજીઠ, ભોંય કોહોળુ, ગોખરૂ, રેવંચીની ખટાઇ: રસવંતી, કૌચાં, બલબીજ

એખરો, તમાલપત્ર, નાગકેસર પીપળીમુળ, સુંઠ, મુસળી ધોળી, બાવળનો ગુંદર એ દરેક ચીજ એકેક તોલો અને સાકર સાત તોલા લઇ બારીક વસ્રગાળ ચુર્ણ કરી દરરોજ ચાર ચાર કલાકે બબેઆનીભાર પાણી સાથે આપવાથી સ્વેત પ્રદર, રકત પ્રદર તેમજ નબળાઇના પાણી પાડવાનો રોગ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થવા માંડે છે. દરદીને ખાંડ, ખટાસ, તેલ, મરચાં તથા વાયડા શાકભાજી વિગેરે આપવા નહી. દુધ, ઘી, ઘઉં, ચોખા, દાળ વિગેરે સાત્વીક ખોરાક આપવો અને ચા બીલકુલ પીવી નહીં તેમજ સખત બ્રહ્મચર્ય પાળવું.

૪—માયાફળ, દાડમના બીયા, કાથો, મજીઠ, પીપળીમુળ, સુંઠ, શંખજીરૂ, ધાવડીના ફુલ, રસવંતી અને સાકર એ દરેક ચીજ સરખે વજને લઇ બારીક વસ્રગાળ ચુર્ણ કરી બબે આનીભારને વજને ચાર ચાર કલાકને અંતરે ગાયના દુધ સાથે આપવાથી દરેક જાતના પ્રદર અને તેની તમામ પીડા પલાયન થઇ જાય છે આ રોગવાળા દરેક દરદીને ગરમી કરનારી દરેક ચીજો, ખટાસ, ખાંડ, ચા વીગેરે બીલકુલ આપવા નહીં અને બ્રહ્મચર્ય પળાવવું.



# ક્ષય રોગ અને તેના ઉપાય.



આ વ્યાધિનું નામજ સુચવે છે કે દીનપરદીન શરીર ક્ષીણ થઇ તેનો નાશ થાય છે. મિથ્યા આહાર-વિહાર કરવાથી વાત, પિત્ત અને કફ ત્રણે દોષો વિકારયુક્ત થઇ ક્ષય રોગને ઉત્પન્ન કરે છે, વિકાર પામેલો વાયુ જઠરાગ્નિને બગાડી કફ અને પિત્તને પણ વિકારયુક્ત કરે

છે. આ રોગમાં રસાદીક ધાતુનું શોષણ થઇ જાય છે માટે એને શોષ રોગ પણ કહે છે. ફકત એકલા વિર્યનોજ ક્ષય થવાથી આ રોગ ઉત્પન્ન થાય છે એમ કાંઈ નથી પણ શરીરમાં રહેલી સાતે ધાતુઓને વહેવાની ગતિમાં અવરોધ આવવાથી પણ આ રોગ ઉત્પન્ન થવાનો વધારે સંભવ છે ખભા અને પાંસળાઓમાં તાવનો તપારો રહેવો, હાથ, પગ અને આંખમાં અગન બળવી, ઉધરસ આવવી, પાંસળામાં અગર છાતીમાં કે પેટમાં દુખાવો થવો, ઘાંટો બેસી જવો તેમજ અરૂચિ અને અતિસાર થવો એ ક્ષયના ખાસ ચિન્હો ગણાય છે ક્ષયરોગમાં દરદીએ ધીરજ શ્રદ્ધા રાખી લાંબો વખત ઔષધોપચારનું સેવન કરતું જોઇએ એટલુંજ નહીં પરંતુ તે મનને વશ રાખનારો અને જીતેંદ્રિય હોવો જોઇએ.

વધારે ઝાડા થાય એવી રેચક દવાઓ ક્ષયના દરદીને કદીપણ આપવી નહીં કારણ કે એ રોગમાં બળ અને મળનું રક્ષણ કરવું જોઇએ. ક્ષયરોગમાં સખત જુલાબની દવા આપનાર દરદીનો જીવ લેનારોજ જાણવો. આ રોગવાળા દરદીની વિષયવાસના ઘણી વધી જાય છે અને શરીરમાં અશક્તિ હોવા છતાં પણ મન શાંત થતું નથી એવો એ વ્યાધીનોજ ખાસ સ્વભાવ છે માટે દરદીને સદ્બોધ આપી સખત બ્રહ્મચર્ય પળાવવું.

આ રોગવાળાના હાડમાં જીણો તાવ લાગુ પડે છે. અને તે લાંબો વખત ઘર કરીને રહે છે. તેથી દરદીનાં ફેફસાં વધારે બગડે છે. અને દીનપરદીન વધારે અશક્તી થાય છે. આ તાવ કોઇ કોઈ વખત જોરમાં ભરાય છે અને પાછો અંદર ઉતરી જાય છે. માટે પ્રથમ હાડકાંમાંથી તાવ નીકળી જાય એવા ઉપાય કરવાની ખાસ જરૂર છે. જ્યાંસુધી તાવ તદ્દન જાય નહીં અને દરદીનો જઠરાગ્નિ ખુલે નહીં

ત્યાંસુધી તેને મગનું પાણી, જવનું પાણી અથવા દૂધની કાંજીપરજ રાખવો જોઇએ કારણ કે જઠરાગ્નિ મંદ હોવાથી ખોરાક પાચન થઇ શકતો નથી અને તેથી તાવનું જોર વધી જાય છે અગર દરદીને અજીર્ણ ઉત્પન્ન થઈ ઝાડા થવા માંડે છે. ખોરાક પાચન થઈ તેનું લોહી બનવાને બદલે કફ ઉત્પન્ન થઈ ઉધરસ વધારે આવવા માંડે છે. પ્રથમ તાવ કમતી થાય એવા ઉપાયો અનુક્રમે નીચે પ્રમાણે કરવા:—

૧—ક્ષય જ્વરારિ—ગળોસત્વ એક તોલો, કરીયાતું એક તોલો, લીંબડાની લીંબોડી એક તોલો, સુવર્ણમાક્ષીક બે તોલા, જેઠીમધ એક તોલો, કાકડાસીંગ એક તોલો, અતિ-વિષની કળી એક તોલો અને પારદકજ્જલી અડધો તોલો લઇ દરેક વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી અરડુસાના રસમાં અને ગળોના રસમાં એકએક દીવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી દુધ સાથે આપવાથી ક્ષયનો હાડીજ્વર તથા શરીરમાં બળતી બળત્રા અને ખાંસી વીગેરે આરામ થવા માંડે છે.

૨--ક્ષયામૃત અવલેહ—અરડુસાના પાંત્રાનો રસ પાંચ શેર કાઢી તેને ચુલાપર મુકી ઉકાળવું જ્યારે માવા જેવું જાડું થાય ત્યારે નીચે ઉતારી તેમાં સુવર્ણ ભસ્મ મોતીની ભસ્મ, શુદ્ધ કરેલો હીંગળોક, જસતની ભસ્મ, વાંસકપુર અને ચીનીકબાલા એ દરેક ચીજો અડધો અડધો તોલો લઈ બારીક ઘુંટી ઉપલા અરડુસાના સત્વમાં મેળવી દેવું અને અંદર ચોખ્ખું મધ શેર એક મેળવી કાચની બરણીમાં ભરી રાખવું દરરોજ અડધો તોલો ચાર ચાર કલાકે પાણી સાથે આપવાથી ક્ષયરોગનો તાવ તથા ઉધરસ ઓછા થઇજઇ જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને દીનપરદીન શકિત આવી ક્ષયરોગ સારો થવા માંડે છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે.

૩–ક્ષયાંતક ગોળી–મોતીની ભસ્મ, સુવર્ણ ભસ્મ, અભ્રક ભસ્મ, ચાંદીની ભસ્મ, કાસનીની જડ, જાંબુના ઠળીયા, જેઠીમધનો શીરો, ચીનીકબાલા, સેકેલી એલચી, એ દરેક ચીજ એકેક તોલો અને અરડુસાના પાંત્રા ત્રણ તોલા તથા ગળોસત્વ ત્રણ તોલા અને તુલસીના બીયાં બે તોલા લઇ બારીક વાટી પાનના રસમાં એક દીવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટી મધ સાથે આપવાથી ક્ષય અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે. આ ઉપાય ચાલે ત્યાંસુધી દરદીને દુધ અને કાંજી શીવાય બીજું કાંઇજ આપવું નહીં.

૪–ક્ષય કેસરી ગુટીકા–આંબાનો મોહોર, એલચી સેકેલી વાંસકપુર, જેઠીમધનો શીરો, કાસનીની જડ, ચીનીકબાલા, કોલમ, જવખાર, સીંધવ, ટંકણખાર, હીંગોતરીના પાંત્રા એ દરેક ચીજ એકેક તોલો અને અરડુસો ત્રણ તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી પાનના રસમાં એક દીવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી. દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટી મધમાં આપવાથી ક્ષયનો તાવ, ઉધરસ, હાંફ, છાતીમાંથી પડતું લોહી અને દુખાવો વીગેરે દરદો દુર થઇ દરદી દીનપરદીન સારો થવા માંડે છે.

દરદીને ફક્ત ખોરાકમાં દુધની, સાબુચોખાની અને બદામની કાંજીપર રાખવો. એ શીવાય બીજું કાંઇજ આપવું નહીં તથા ચા બીલકુલ આપવી નહીં અને સખત બ્રહ્મચર્ય પળાવવું.



# નબળાઈ તથા વિર્યવિકારના દરદો.

વિર્યાશયમાં ગરમી ઉતરીપડવાથી અથવા ગરમીના ઉપદંશાદિ ચેપી રોગની અસર શરીરમાં રહી જવાથી અગર ઘણાજ ગરમાગરમ મરી મસાલા, તેલ મરચાંવાળા પદાર્થો વિશેષ ખાવાથી તેમજ વગર કારણે અતિશય ઉપવાસ કરવાથી કે ખોરાક વખતસર નહીં ખાતાં બેદરકારી બતાવી ચા, સોડા, કોફી, લેમન વિગેરે પીવાની ટેવ પડવાથી અતિશય માદક પદાર્થો જેવાં કે દારૂ, તાડી, ગાંજો, ભાંગ, તમાકુ વિગેરેનું અતિશય વ્યસન રાખવાથી, રાત્રે હંમેશાં ઉજાગરો કરવાથી અને દિવસે ઉંઘ્યા કરવાથી, દુધ, ઘી વિગેરે પૌષ્ટિક ખોરાક બીલકુલ નહી ખાતાં લુખા સુખા ખોરાક ઉપર નિર્વાહ ચલાવવાથી અને શરીરમાં અશક્તિ હોવા છતાં શકિત વધારનારા વાજીકરણ વિગેરે પ્રયોગો કે ઔષધોનું સેવન નહીં કરતાં વિષયમાં અતિશય આશક્ત થઈ જઇ સ્રીસંગમાં લુબ્ધ થઈજઇ દેશ કાળ, રુતુ, વિગેરેનો કાંઇપણ વિચાર નહીં રાખતાં અયોગ્ય આહાર વિહારમાં મઝા મારવાથી અથવા નાની કે કાચી ઉંમરમાંજ સંસારવ્યવહારમાં શરૂ થઈ જવાથી અથવા ખરાબ સંગતથી કે હસ્તક્રિયાની કુટેવથી વિર્ય વહીજઇ વિર્યાશય નબળું અને કમજોર પડીજઇ હિનવિર્ય બની જાય છે.

આવા વિર્યની ક્ષીણુતાવાળા અને શુક્રપાતના વ્યાધિથી અશક્ત થયલા નબળાઇના દરદીઓ હંમેશાં સ્રી સંબંધી હાસ્યરસની વાતો સાંભળવા તથા વાંચવામાં તેમજ શૃંગાર-રસના નાટકો અને ભવઇઓ જોવામાં વધારે ભાગ લેતા માલમ પડે છે. આવા શક્તિ વગરના બળહિન અને નિસ્તેજ માણસનું

વિર્યાશય ઘણું નબળું હોવાથી હાસ્યરસની વાતોમાંજ કે સ્પર્શ માત્રમાંજ તેને વિર્યશ્રાવ થઇ જાય છે, તેથી વિર્ય વાહિની નસો કમજોર પડી જાય છે, અને તેની યાદશક્તિ ઓછી થઇ જાય છે. આવા વિર્યક્ષિણતાના રોગીઓનું મગજ ભમી જાય છે, ચક્કર આવે છે, છાતી, ફેફસાં અને રકતાશય નબળું પડી જાય છે, જઠરાગ્નિ મંદ થઈ જવાથી ભુખ લાગતી નથી, છાતીનો ધબકારો વધી જાય છે, સ્વભાવ બિકણ અને ચીડીયો થઇ જાય છે. દરેક કામમાં નાહિંમતપણું આવી જાય છે, અને કેટલીક વખત જીંદગીથી પણ કંટાળી જાય છે.

ગરમીથી અગર બીજા કોઇ કારણથી અત્યંત વિર્યશ્રાવ થઇ જવાથી મગજની નબળાઇ થઈ હોય અને મગજ ખાલી પડી ગયું હોય એવા દરદીનું માથું હમેશાં ભમ્યા કરે છે, આંખે અંધરાં આવે છે, યાદશકિત ઓછી થઈ જાય છે, કામકાજપર કંટાળો આવે છે, સ્વભાવ ચીઢીયો થઇ જાય છે અને થોડી મહેનત કરવાથી પણ હાંફ ચઢી જાય છે, આવા દરદીઓના શરીર સુકાઇ ગયલાં નિસ્તેજ અને કમજોર જોવામાં આવે છે. આવા દરદીના મગજને અને શરીરને પુષ્ટી અને શકિત મળે એવો પ્રયોગ પ્રથમ શરૂ કરવો જોઇએ.

૧—મગજતરીની રાબડી—બદામનો મગજ બે તોલા, પીસ્તાનો મગજ બે તોલા, પીપળીમુળ એક તોલો, એલચી એક તોલો અને અકલગરો અડધો તોલો તથા સાકર સાત તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું તેમાંથી દરરોજ અડધો તોલો ચુર્ણ પાશેર દુધમાં નાંખી ઉકાળી અંદર જરા ઘી નાંખી સહવારે તથા રાત્રે બે વખત આપવાથી મગજને તથા શરીરને પુષ્ટી મળી શકિત વધે છે.

૨–શકિતસજીવન પાક–પંજાબી, સાલમ, ધોળી મુસળી, કાળી મુસળી, ગોખરૂ, એખરો, ઉટીંગણુના બીયાં, કમરકસ, બલબીજ, સતાવરી અને કોચાં એ દરેક ચીજ અકેક તોલો અને આસન આઠ તોલા લઈ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું ત્યારબાદ તજ, તમાલપત્ર, નાગકેસર અને એલચી એ દરેક ચીજ અકેક તોલો તથા જાયફળ, જાવંત્રી, કેસર અને કસ્તુરી એ દરેક ચીજ અડધો અડધો તોલો તથા સુવર્ણ ભસ્મ, પ્રવાળ ભસ્મ, અભ્રક ભસ્મ, બંગ ભસ્મ, ચાંદીની ભસ્મ, એક એક તોલો અને શુદ્ધ તામ્રભસ્મ અડધો તોલો મેળવી દેવી પછી બદામનો મગજ અડધો શેર તથા પીસ્તાનો મગજ અડધો શેર લઈ તેને બારીક વાટવા અને અડદનો લોટ શેર એક ઘીમાં સાંતળી બધાની સાથે મેળવી દેવો ત્યારબાદ ચાર શેર સાકરની ચાશણી છતારી જાડી કરીને ઉપલી તમામ ચીજો અંદર મેળવી ઠારીદઈ તેના કકડા પાડવા, દરરોજ ત્રણ ત્રણ તોલાને વજને સહવાર સાંજ પાશેર ગરમ કરેલાં દુધ સાથે આપવાથી હરકોઇ કારણથી થયલી નબળાઇ નાબુદ થઈ જાય છે, આ પાક ધાતુપુષ્ટીને માટે પહેલા નંબરનો છે. આ પાક ખાનારે બીલકુલ ચા પીવી નહીં અને ખટાસ ખાવી નહીં તેમજ સખત બ્રહ્મચર્ય પાળવું.

૩–શકિત સજીવન અવલેહ—તજ; તમાલપત્ર નાગ કેસર અને એલચી એ દરેક ચીજ અકેક તોલો, સુંઠ, મરી, પીપર, પીપળીમુળ, અને લવંગ એ દરેક ચીજ અડધો અડધો તોલો, આસન ધોળી મુસળી બલબીજ, કોચાં, સતાવરી અને ઉટીંગણુના બી એ દરેક ચીજ બબે તોલા જાવંત્રી ચકલગરો અને જાયફળ બબે તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું, પછી તેમાં શુદ્ધ અભ્રકભસ્મ, બંગભસ્મ, લોહ ભસ્મ, ચાંદીની ભસ્મ, શુદ્ધ કરેલી તામ્રભસ્મ,

સુવર્ણ ભસ્મ એ દરેક ભસ્મ અડધો અડધો તોલો બારીક ઘુંટી ઉપલા ચુર્ણ સાથે મેળવી દેવી, ત્યાર બાદ સાકર શેર એકની જાડી છતારી ચાસણી કરી ઉપલા ચુર્ણમાં મેળવી, અંદર ચોખ્ખુ મધ શેર એક નાંખી એકમેક કરી હલાવી કાચના બુચવાળી બરણીમાં ભરવું. આ અવલેહ વિર્ય વિકારના તથા નબળાઇના દરદીને દરરોજ ચાર ચાર કલાકે અડધો અડધો તોલો ગરમ દુધ શેર અડધા સાથે આપવાથી નબળાઈનો રોગ નાબુદ થઇ જાય છે. આ અવલેહ વિર્યવર્ધક, પૌષ્ટિક, સ્તંભન કરનાર અને શકિતવર્ધક છે. આ ઔષધ ખાનારે ચા બીલકુલ પીવી નહીં અને સખત બ્રહ્મચર્ય પાળવું.

૪—પુષ્ટિ પ્રયોગ—સુંઠ, સતાવરી, ધોળી મુસળી, એખરો, ગોખરૂ, નિર્ગુંડી, અકલગરો, નાગકેસર અને એલચી એ દરેક ચીજ એકેક તોલો અને સાકર સાત તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ સાંજ સહવાર બે વખત અડધો અડધો તોલો ગરમ કરેલા પાશેર દુધ સાથે આપવાથી બળ, બુદ્ધિ તથા વિર્ય વધે છે. આ ઉપાય ચાલે ત્યાં સુધી દરદીને ચા બીલકુલ આપવી નહીં અને સખત બ્રહ્મચર્ય પળાવવું.



# સુવારોગ અને તેના ઉપાય.



પરાપૂર્વથી ચાલતા આવેલા આપણા આયુર્વેદ વૈદકશાસ્ત્રના અનેક ગ્રંથોમાં સગર્ભા સ્ત્રીઓએ પાળવાના નિયમો તથા તેની યોગ્ય માવજત અને સુતિકા સ્ત્રીઓને રાખવી જોઇતી સાવચેતી તેમજ તેને પાળવાના નિયમોનું આ જમાનામાં ઉલ્લંઘન કરવામાં આવતું હોવાથી અને બેદરકાર

રહેવાથી સુવારોગ જેવા ખરાબ પરિણામ આવે છે. સ્ત્રીઓને પ્રસવ થયા પછી તેની યોગ્ય માવજત થાય નહીં અગર તેમાં કાંઇ ખામી આવે તો સુતિકારોગ—સુવારોગ લાગુ પડે છે.

પ્રસવ થયાં પહેલાં જેટલી સંભાળ રાખવાની જરૂર છે તેના કરતાં પણ વધારે કાળજી પ્રસવ થયા પછી રાખવી જોઇએ અને તે સુતિકા સ્ત્રીને અનુભવી અને કેળવાયલી દાયણોને સોંપવી જોઇએ.

સુવાવડી સ્ત્રીના શરીરમાં વાયુનો વધારો ન થાય એવા ઉપ્પણ ઉપાયો જારી રાખવા જોઇએ અને જેમ બને તેમ વાયુ અને સરદીથી તેનું રક્ષણ કરવું જોઇએ. એ પ્રમાણે જો કરવામાં ન આવે તો સુવાવડ કથળી જાય છે અને સુવારોગ લાગુ પડે છે, સુવારોગમાં અનેક અપચિન્હો થાય છે પણ તેમાં વિશેષ કરીને તાવ, ઝાડા અને ઉધરસ એ મુખ્ય ચિન્હો છે. જઠરાગ્નિ મંદ પડીજાય ખોરાક પાચન થતો નથી અને પેટમાં ઘુઘવાટા થઈ ઝાડા છુટી જાય છે દીનપરદીન શકિત ઓછી થતી જાય છે અને શરીર ગળાઈ જાય છે, અને તેની સાથે હાંફ અને ખાંસી પણ ઉપડી આવે છે.

૧—સુતિકાજવરહર કવાથ—દેવદાર, ઉપલેટ, સુંઠ, પીપર, કાયફળ, નાગરમોથ, કરીયાતું, કડું, ધાણા, ગોખરૂ, ધમાસો, ભોંયરીંગણી, ગજપીપર, અતિવિષ અને ગળો એ દરેક ચીજ અકેક તોલો લઈ અધખોખરી કરી શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના બે ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી સુવાવડનો તાવ, ખાંસી, માથાનો દુખાવો તથા કમરમાં થતો દુખાવો દુર થવા માંડે છે.

૨—રાસના ચાર તોલા, એરંડમુળ, ગળો. ઘોડાવજ, નાગરમોથ, પહાડમુળ. દેવદાર, અતિવિષ, વાવડીંગ. પીપર

અને સાટોડીનું મુળ એ દરેક ચીજ અકેક તોલો લઈ અધખોખરી કરી તેના છ ભાગ કરવા દરરોજ અકેક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર પાણી રહે ત્યારે ગાળી લઈ દર બબે કલાકે આપવાથી સુવારોગનો તાવ, શુળ તથા બીજા તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે.

૩–સુતિકામૃત—સુંઠ અડધો શેર ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેને પાંચશેર દુધમાં નાંખી ઉકાળી માવો કરવો, તે માવાને એક શેર ઘીમાં સાંતળવો પછી નીચે ઉતારી તેમાં સતાવરી, તજ, એલચી, મરી, પીપર, તમાલપત્ર, વરીયાળી, સુવા, ચવક, ચીતરો અને નાગરમોથ એ દરેક ચીજ ત્રણ ત્રણ તોલા લઈ ખાંડી બારીક વસ્ત્રગાળ કરી ઉપલા ચુર્ણમાં મેળવી દેવું પછી તેમાં લોહભસ્મ, બંગભસ્મ, અભ્રકભસ્મ અને ચાંદીની ભસ્મ અકેક તોલો નાંખી સાકર શેર ત્રણની જાડી ચાસણી કરી મેળવી દેવી પછી સઘળું એકમેક કરી થાળીમાં ઠારીદઈ તેના બે બે તોલાના કકડા પાડવા દરરોજ સહવારસાંજ અકેક કકડો આપવાથી સુતિકારોગ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઈ જાય છે.

આ પાક સુવાવડી સ્ત્રીઓને અમૃતસમાન ગુણ આપે છે, આ પાક ખાનારે ખોરાકમાં ફકત દૂધ અને ભાત શિવાય બીજું કાંઇજ ખાવું નહીં.

૪–સુતિકા સજીવન રસ—શુદ્ધ પારો અને શુદ્ધ કરેલો ગંધક અકેક તોલો લઈ તેને ઘુંટીને કજ્જલી કરવી. ત્યાર બાદ અભ્રકભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ અને બરાસકપુર એ દરેક ચીજ અકેક તોલો લઇ ખલમાં ઘુંટીને ઉપલી કજ્જલી સાથે મેળવી દેવા પછી મોથ, બલબીજ, અરડુસો, ભારંગ મુળ, દેવદાર, અતિવિષની કળી, કાકડાશીંગ, જેઠીમધનો

શીરો અને ગળોત્સવ એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી ભસ્મોમાં મેળવી દેવું. ત્યારબાદ સઘળી ચીજો અરડુસાના રસમાં એક દિવસ ઘુંટી મગ પ્રમાણે ગોળી વાળવી. દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટી મધમાં મેળવીને આપવાથી સુવારોગ સંબંધી તમામ પીડા પલાયન થવા માંડે છે.



# સ્ત્રીઓના ગુપ્ત વ્યાધીઓ.



## અનિયમિત આર્તવ, અતિઆર્તવ તથા નષ્ટાર્તવ અને પીડીતાર્તવ.



ઘણીએક સ્ત્રીઓને દર મહીને મહીને રૂતુ પ્રાપ્ત ન થતાં મુદ્દત અગાઉ અથવા પછી પેટ અને પેઢુમાં અતિશય દુખાવો થઈ થોડો થોડો રૂતુશ્રાવ થયાં કરે છે તેને અનિયમિત આતર્વનો રોગ કહે છે, તેમજ મહીનામાં બે વખત કે તેથી પણ વધારે વખત દેખાયાં કરે છે, અને જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં લાંબો વખત દેખાયા કરે છે જેથી શરીરમાં ઘણીજ નબળાઈ થઈ જાય છે. તેને અતિઆતર્વનો રોગ કહે છે.

કેટલી સ્ત્રીઓને યોગ્ય ઉમર થયાં છતાં રૂતુ પ્રાપ્ત થતું નથી અને શરીરમાં તેમજ પેટ અને પેઢુમાં દરદ થયા કરે છે તેને નષ્ટાર્તવ કહે છે.

આવા નષ્ટાર્તવના રોગવાળી સ્ત્રીઓને યોગ્ય રસ્તે લોહી ન જતાં બીજે કોઇપણ રસ્તે લોહી પડવાના ઘણા દાખલાઓ મળી આવે છે. તેમજ કોઇને મગજે અથવા આંખે ગરમી આવી જાય છે. આવી નષ્ટાર્તવવાળી સ્ત્રીઓને કેટલીકવાર પેટ અથવા પેઢુમાં લોહીની ગાંઠ બંધાઈ જાય છે અને તેમાં દુખાવો થાય છે. આવા નષ્ટાર્તવના રોગવાળી કેટલીક સ્ત્રીઓના શરીર ફુલી જાય છે, અને તેની સાથે ખેંચતાણ, આંકડી વીગેરે બીજા અનેક રોગ ઉત્પન્ન થાય છે, તેની સાથે તેવી સ્ત્રીઓ સંતતિનું સુખ જોવા ભાગ્યશાળી થતી નથી. આવી સેંકડો સ્ત્રીઓ તેના યોગ્ય ઉપચારો ન કરતાં શરમને લીધે રીબાયા કરે છે. અથવા તો વહેમી લોકોના ભમાવવાથી ભુવાજતીઓને ઘેર ભટકયા કરે છે.

ઉપર લખેલા સ્ત્રીઓને લગતા તમામ ગુપ્ત દરદોના દુખો દુર કરવા માટે નીચે મુજબ ઉપાયોની યોજના કરવી જોઇએ.

અનિયમિત આર્તવવાળી અબળાઓને ઘણે ભાગે શરીરમાં વાયુનો પ્રકોપ વધારે હોય છે અને તેને જેનાથી વાયુ ઉત્પન્ન થાય એવા વાયડાં અને ઠંડા પદાર્થો ખાવાપીવાપર વધારે પ્રેમ હોય છે. માટે તેવા પદાર્થો બંધ કરી મહીનાની મુદત થવા આવે એટલે નીચે મુજબ ઉપાયો ચાલુ કરવા.

૧—ટંકણખાર ફુલવેલો, નવસારખાર પકવેલો, કાળાતલ, અસાળીયો, સુંઠ અને બોરડીની લાખ એ દરેક ચીજ અકેક તોલો લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી સાંજ સવાર બેઆનીભારને વજને ગોળની ચા સાથે આપવાથી દરમાસે અટકાવ સાફ આવી તેને લગતા તમામ દરદો દુર થઈ જાય છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. આ ઔષધ સગર્ભા સ્ત્રીને આપવું નહીં.

૨—રૂતુશુદ્ધિ કવાથ—આંબાહલદ ત્રણ તોલા, કાળા તલ, એક તોલો, અસાળીયો એક તોલો, વાંસના ગાંઠા એક તોલો, સુવા એક તોલો અને સુંઠ એક તોલો લઇ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ચાર ભાગ કરવા. રૂતુ પ્રાપ્ત થવાની મુદતની આઠ દીવસ અગાઉ દર ત્રણ ત્રણ કલાકે એકેક ભાગ આપવાથી અનિયમિત આવતો અટકાવ નિયમસર સાફ આવે છે એટલુંજ નહીં પણ તેને લગતા તમામ દરદો દુર થઇ જાય છે. આ ઔષધો ગર્ભ-વાળી સ્ત્રીઓને આપવા નહીં.

૩—અતિઆર્તવ—નીયમ કરતાં વધારે હદ ઉપરાંત અને ઘણા દિવસ સુધી અટકાવ દેખાયા કરે તેને અતિઆર્તવ અથવા લોહીવા થયો એમ કહે છે.

આવા દરદવાળી સ્ત્રીઓનું શરીર નીસ્તેજ અને ધોળું પડી જાય છે. તેનામાં શકિત બીલકુલ રહેતી નથી અને હાંફ ચઢી આવે છે, કમરમાં ફાટ અને દુખાવો થાય છે, હાથપગ અને શરીરમાં ચુંથારો થાય છે, ખોરાક બરાબર પાચન થઈ શકતો નથી અને પેટમાં વાયુનું જોર વધારે માલમ પડે છે.

અતિઆર્તવવાળી સ્ત્રીઓના દુખ દરદો દુર કરવા માટે નીચે મુજબ ઉપયો કરવા.

૧—ગોપીચંદન, બાવળનો ગુંદર, સહદેવીના પાંત્રા, મોચરસ અને લજામણીના પાંત્રા એ દરેક ચીજ એકેક તોલો અને સાકર સાત તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બે આનીભારને વજને ચાર ચાર કલાકે દુધ સાથે આપવાથી અતિઆર્તવ અને તેની તમામ પીડા પાંચજ દીવસમાં પલાયન થઈ જાય છે. અને નિયમીત રીતે આર્તવ આવે છે.

૨–માયાં, દાડમના બીયાં, મોચરસ, કાથો, પીતપાપડો મજીઠ, ભોંયકોહોળુ અને બહુફળી એ દરેક ચીજો અકેક તોલો લઈ બારીક ચુર્ણ કરી તેમાં ચાર તોલા સાકર મેળવી દરરોજ ચાર ચાર કલાકે બબે આનીભારના વજને દૂધ સાથે આપવાથી અતિઆર્તવ અને તેની તમામ પીડા દૂર થઇ જાય છે.

૩–કરીયાતું, નાગરમોથ, દારૂહળદર, સુખડનો વેહેર અને લીલા ગોખરૂ એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવું. દરરોજ ચાર ચાર કલાકે બબે આનીભારને વજને મધમાં મેળવીને આપવાથી અતિઆર્તવ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે.

આવા દરદવાળા દરદીઓને અતિશય ગરમ, તેલ, મરચાં, મસાલો, ખાંડ, ખટાંસ અને ચા બીલકુલ આપવાં નહીં.

૧–નષ્ટાર્તવના દરદવાળી સ્ત્રીઓને દરરોજ એક તપેલામાં સહન થાય એવું ગરમ પાણી ભરી તેમાં એક તોલો એળીયો વાટી નાખી કમર સુધી પાણી આવે એવી રીતે બેસાડી રાખવી જયારે પાણી તદન ઠંડુ થઇ જાય ત્યારે ઉઠી જવું. એવી રીતે દરરોજ દીવસમાં બે વખત કરવાથી નષ્ટાર્તવનો રોગ નાબુદ થઈ જાય છે. અને દર માસે વગર દરદે અટકાવ સાફ આવવા માંડે છે. આવા દરદવાળા દરદીઓને ખાંડ, ખટાસ તથા ઠંડા અને સરદી કરનારા પદાર્થો ખાવા આપવા નહીં તથા વધારે સરદીવાળી જગામાં બેસવું કે રહેવું નહીં.

૨–કડવા સેકટાના છોડાં, રાઇ, સુવા, અસાળીયો, મુળાના બી અને મેથી એ દરેક ચીજ અકેક તોલો લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દર ત્રણ ત્રણ કલાકે બબે આનીભારને

વજને ગોળની ચા સાથે આપવાથી નષ્ટાર્તવનું દરદ નષ્ટ થઇ જઈ નિયમિત રીતે દર માસે રૂતુશુદ્ધિ થાય છે.

૩—સુંઠ, મરી, પીપળીમુળ, ભારંગમુળ, અસાળીયો, મેથી, સુવા અને કાળાતલ એ દરેક ચીજો અકેક તોલો લઈ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના બે ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે પીવા આપવાથી અટકાવ સાફ આવવા માંડે છે. આ ઉપાયો ચાલતા હોય ત્યારે દરદીને ખટાસવાળા અને ઠંડા પદાર્થો ખાવાપીવા આપવા નહીં તેમજ સરદીવાળી જગ્યામાં સુવું કે બેસવું નહીં.

આ દવાઓ ગર્ભવાળી સ્ત્રીઓને આપવી નહીં. આવી રીતે ઉપાયો કરવાથી આર્તવ સંબંધી તમામ દોષો દૂર થઇ દરમાસે નિયમિત રીતે રૂતુ પ્રાપ્ત થાય છે, તેને શુદ્ધ આર્તવ કહે છે. એ શુદ્ધ આર્તવનો શુદ્ધ વિર્ય સાથે સંબંધ થવાથી ગર્ભ ઉત્પન્ન થાય છે, ગર્ભ ધારણ થયલી સ્ત્રીઓને નીચે પ્રમાણે ચિન્હો થવા માંડે છે.

શરીર તેજસ્વી બને છે, મોંઢામાં પ્રીક અને મોળ આવે છે, અમુક જાતનો ખોરાક ખાવાપર પ્રિતિ ઉત્પન્ન થાય છે અને કેટલાકપર અભાવો ઉત્પન્ન થાય છે અને પાચન શકિત મંદ પડી જીવ કચવાયા કરે છે અને ઉલટી થવા જેવું થાય છે અને શરીરમાં સુસ્તિ રહે છે.

આટલા ચિન્હો તો ગર્ભવંતી સ્ત્રીઓને દરેકને થાય છે અને એથી પણ વધારેમાં કેટલીકને અત્યંત ઉલટી ઉપડે છે અને કાંઈપણ ટકતું નથી, આવા સમયમાં ઘણો ગરમ નહીં તેમજ ઘણો ઠંડો નહીં એવો મધ્યમસરનો હલકો ખોરાક આપવો જોઇએ તેમજ ગજા ઉપરાંત મહેનત કરવી નહીં અને કોઇપણ વસ્તુ ખાંડણીયામાં ખાંડવી નહીં તેમજ

વાંકાવળીને વજનદાર વસ્તુ ઉંચકવી નહીં તેમજ પુરૂષનો સહવાસ બીલકુલ રાખવો નહીં અને હંમેશાં મન ખુશમાં રહે તેમ કરવું અપવાસ કરવો નહીં, ઘણું ચાલવું નહિ કજીયો કંકાસ કરવો નહીં અને હંમેશાં આનંદમાં રહેવું.

આવીરીતે સાચવવામાં આવે નહીં તો અનેક પ્રકારની પીડાઓ ઉત્પન્ન થાય છે અને ગર્ભ ઉપર પણ ખરાબ અસર થાય છે.

ઉપર લખ્યા પ્રમાણે કાળજી નહીં રાખતાં બેદરકારપણે વર્તનારનો ગર્ભ ખોડખાંપણવાળો અથવા તો નિર્જીવ થઈ જઈ છોડ થઇ જાય છે, અથવા તો ગર્ભ ગળી જઇ ગર્ભશ્રાવ થઈ જાય છે તેને અધુરે ગયું એમ કહે છે, અને એથી પણ વધારે માસનો ગર્ભ પડીજાય તો ગર્ભપાત થયો એમ કહે છે. જેને ગર્ભશ્રાવ થવાનો હોય તે સ્ત્રીને નીચે પ્રમાણે નઠારાં ચિન્હો થવા માંડે છે.

શરીરમાં દાહ ઉત્પન્ન થાય છે, પેટમાં, પાંસળામાં અને પેઢુમાં દુખાવો થવા માંડે છે, પીશાબ અને ઝાડો બંધ થઇ જાય છે; અગર હદ ઉપરાંત અતિશય થવા માંડે છે અને છેવટે ગર્ભશ્રાવ થઈ અધુરે માસે ગર્ભ પડી જાય છે.

ગર્ભશ્રાવ થવા જેવાં ચિન્હો માલમ પડે કે તરત નીચે પ્રમાણે ઉપાયોની યોજના કરવી.

૧—જેઠીમધના મુળીયાં, વરધારો, સતાવરી, દેવદાર, મજીઠ, કમળના કેસર એ દરેક ચીજ સરખે વજને લઈ તેના બરાબર વજને સાકર મેળવી ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બબે આનીભારને વજને દર ચાર ચાર કલાકે દુધ સાથે [illegible] અધુરે જતું અટકી જાય છે, આ ઉપાય [illegible] સુધી ચાલુ રાખ[illegible] [illegible]

૨—મુકાસીંગોડા, કમળના કેસર, વરીયાળી, વરધારો, જેઠીમધના મુળીયા, લજામણીના પાંત્રા અને સાકર એ દરેક ચીજ ચાર ચાર તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી બબે આનીભારને વજને ચાર ચાર કલાકને અંતરે દુધ સાથે આપવાથી અધુરે માસે ગર્ભ ગળાઇ જતો બંધ થાય છે. અને અધુરે જતું અટકી જાય છે.

૩—ગર્ભસજીવન પાક—ભોંયકોહોળું વીસ તોલા, વરધારો દસ તોલા, લજામણીના પાંત્રા પાંચ તોલા અને સતાવરી, પીપળીમુળ અને કમળના કેસર એ દરેક પાંચ પાંચ તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી બશેર સાકરની ચાસણી કરી પાક કરવો. આ પાક દરરોજ ચાર ચાર કલાકે અકેક તોલો દુધ સાથે આપવાથી અધુરે જતુ અટકી જાય છે, આ અનુભવસિદ્ધ ઉપાય છે.

૪—લજામણીના પાંત્રા, કમળના કેસર, સતાવરી, વરધારો, જેઠીમધ અને સાકર એ દરેક ચીજ સરખે વજને લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ચાર ચાર કલાકે બબે આનીભારને વજને દુધ સાથે આપવાથી અધુરે જતું અટકી જાય છે.

૫—આસન, કમળના કેસર, વરધારો, લીલા ગોખરૂ, સતાવરી, બહુફળી અને લજામણીના પાંત્રા એ દરેક ચીજ ચાર ચાર તોલા અને સાકર સાત તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દર ચાર ચાર કલાકે બબે આનીભારને વજને દુધ સાથે આપવાથી અધુરે જતું અટકી જાય છે તથા તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે.

જ્યાંસુધી આ દવા ચાલે ત્યાંસુધી દરદીને અતિશય ગરમ, તેલ, મરચાં વીગેરે દાહ કરનારા પદાર્થો તથા ચા વીગેરે ચીજો ખાવાપીવા આપવી નહીં.

# ચામડીના દરદો.

એટલું તો નિર્વિવાદ છે કે જે જગ્યાએ લોહીનો બગાડ ભેગો થઇ જમાવ થાય છે અને તેને યોગ્ય સમયે રસ્તો કરી બહાર કાઢી નાખવામાં આવે નહિ તો તે દીન પરદીન કોહવા માંડે છે. આવા બગડેલા લોહીમાં હંમેશાં જંતુઓ તો જરૂર હોવાજ જોઈએ અને તેની સંખ્યાં ૨૧ પ્રકારે આપણા વૈદકશાસ્રમાં વર્ણવેલી છે. તેમાં કેટલાક શરીરના અંદરના ભાગમાં લોહીમાં ઉત્પન્ન થાનારા હોય છે અને કેટલાક શરીરના બહારના ભાગમાં થતા પ્રત્યક્ષ માલમ પડે છે. ચામડી ઉપર થતા તમામ દરદોની પરીક્ષા અને તેના ઉપાયો ટુંકમાં નીચે મુજબ છે.

દરાજ, ખસ, ખુજળી, ખરજવા, ગડગુમડ, બદ પાઠાં વીગેરે તમામ દરદોનો સમાવેશ લોહી વિકારથી ઉત્પન્ન થતા ચામડી ઉપરના દરદોમાં થઇ જાય છે.

દાદર અથવા દરાજ—આ એક પ્રસરતો અને ચેપી રોગ છે. તે ઘણે ભાગે સાંધાઓમાં કે જ્યાં હમેશાં પરસેવો થતો હોય એવી જગ્યામાં અને કમ્મરના કંદોરામાં તથા જાંઘના વેઢામાં વિશેષ થતો જોવામાં આવે છે. આ દરદમાં પણ જંતુઓ હોય છે અને તે લોહીની અંદર ઉત્પન્ન થઇ ચામડીમાં છુપાઇ રહે છે. હમેશાં ખાટા અને તીખા તમતમતા તથા તેલ મરચાવાળા પદાર્થો વિશેષ ખાનારને અને શરીરના દરેક સાંધાઓની જગ્યાપર મેલ એકઠો થવા દેનારને તે વિશેષ થતો જોવામાં આવે છે. શરીરનો તમામ મેલ દુર થાય તેવી રીતે શરીર ચોળીને આખે શરીરે

અરીઠાનું ફીણુ લગાડી ન્હાનારને દરાઝ બીલકુલ દુખ દેતી નથી. અરીઠાના ઝાડરૂપી અમુલ્ય બક્ષીશ ઇશ્વરે આપણને ફોગટમાં આપી છે છતાં પણ આપણે વિદેશી વસ્તુઓના મિશ્રણવાળા અપવિત્ર અને કિંમતમાં ઘણાં મોંઘા સાબુ શરીરે ચોળીને સેવાપૂજા કરીએ છીએ. એ આપણી અજ્ઞાનતા કે બીજું શું કહેવાય ? જે જગ્યાએ દરાજ ઉત્પન્ન થાય છે તે જગ્યાએ લાલ કુંડાળાના જેવી આકૃતિઓ ઉપડી આવે છે. અને તેમાં પુષ્કળ ખંજવાળ આવે છે. પ્રથમ તો ખંજવાળવાની સાથે મીઠી ચેળ આવે છે પણ પછી જ્યારે એના ભીંગડા ઉખડી જાય છે અને લોહી નીકળે છે ત્યારે પુષ્કળ અગન બળ્યા કરે છે. દરાજ જેમ જુની થતી જાય છે તેમ વધારે કાળી પડતી જાય છે અને વધારે ઉંડી ઉતરતી જાય છે માટે થતાની સાથેજ જો તેના ઔષધોપચાર કરવામાં આવે તો તે જલદીથી જતી રહે છે. દરેક જાતની દરાજ જેમ જુની અને ઉંડી ઉતરતી જાય તેમ તેમાંથી આગળ જતાં ખરજવાનો વ્યાધી વળગે છે.

૧—દદ્રુખંડન ચુર્ણ—લકડીઓ ગંધક બે તોલા, શંખજીરૂ બે તોલા, કુંવાડીઆના બીઆ બે તોલા, મનસીલ અડધો તોલો, બરાસકપુર એક તોલો લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરવું, આ ચુર્ણ લીંબુના રસમાં મેળવી દરાજ ઉપર લગાડી ઘસવાથી એકજ દીવસમાં દરાજ દુર થવા માંડે છે, અને ખજવાળ બંધ પડવા માંડે છે. લીંબુના રસમાં લગાડવાથી જો અગન ઘણી બળે તો પાણીમાં મેળવી લગાડવું આ અનુભવસિદ્ધ ઉપાય છે. દવાવાળા હાથ સાવચેતીથી ધોઇ નાંખવા.

૨—કંપીલો એક તોલો, કલોંજીજીરૂં એક તોલો, કુવાડીઆના બી એક તોલો, બરાસકપુર એક તોલો, લઇ-

સફેતો એક તોલો અને મનસીલ અડધો તોલો લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી સુખડના તેલમાં મેળવી લગાડવાથી દરાજ, ખરજવું તથા ખુજળી , અને ખસના ફોલ્લા નાબુદ થવા માંડે છે.

૩—આંબાના પાંતરાની રાખ, કુંવાડીઆના બી, કંપીલો, કલોંજી જીરૂ અને મનસીલ એ દરેક ચીજ અકેક તોલો અને કપુર અડધો તોલો લઇ બારીક વસ્ત્રગાળ કરી કરંજીઆના તેલમાં મેળવી મલમ કરવો. આ મલમ દરાઝ, ખુજળી, ખસના ફોલ્લા, ખરજવાં વીગેરેપર દીવસમાં બે વખત લગાડવાથી ચામડી ઉપર થનારા ખજવાળના દરદો દુર થવા માંડે છે.

૪—ખાખરાના બીયાં એક તોલો, કુંવાડીયાના બીયાં એક તોલો, કપુર એક તોલો, મનસીલ અડધો તોલો, મોરથુથુ પકવેલો બેઆનીભાર, કંપીલો એક તોલો અને કલઇસપેતો એક તોલો લઈ બારીક વાટી વસ્ત્રગાળ કરી કરંજીયાના તેલમાં મેળવી મલમ કરી લગાડવાથી દરાજ, ખરાજવાં, ખસના ફોલ્લાની ખમવી પડતી પીડા પલાયન થવા માંડે છે.

૫—લકડીઓ ગંધક એક તોલો, ગોપીચંદન એક તોલો, કલઇસપેતો એક તોલો, મનસીલ અડધો તોલો, મોરથુથુ કુલવેલો બેઆનીભાર અને બરાસ એક તોલો લઇ ખલમાં બારીક ઘુંટી સુખડના તેલમાં મેળવી મલમ કરવો, આ મલમ દીવસમાં બે વખત લગાડવાથી દરાઝ, ખરજવાં, ખસ, ખુજલી વીગેરે ચામડીના તમામ દરદો દુર થવા માંડે છે.

ગડગુમડ અને ફોલ્લા—લોહીના બગાડથી શરીરના જે ભાગમાં બગડેલો પદાર્થ અથવા લોહી જામી જાય છે તે ભાગપર સોજો આવી જાય છે, અને ગડગુમડ કે ફોલ્લા

નીકળી આવે છે. આ ફોલ્લા કેટલીકવાર ન્હાના હોય છે, અને જે મોટા થાય છે તેને ગડગુમડ કહે છે, તેમાં પણ કેટલાક ગડના મોંઢા ઉંધા હોવાથી તે અંદર પાકે છે, પ્રથમ સોજો આવી તેમાં અસહ્ય વેદના થાય છે અગર દુખાવો થઈ ગટકા ઉપડી આવે છે. ગડગુમડવાળા ભાગપર પ્રથમ જરા લાલ થઈ આવે છે, પછી તેમાં અગન બળે છે અથવા તીવ્ર વેદના થાય છે, કેટલાક ગડમાં વેદના ઓછી હોય છે, અને તેને પાકીને ફુટતાં ઘણી વાર લાગે છે. પાકયા પછી તેના પર મોઢું થઇ તેમાંથી લોહી અથવા લોહીની સાથે મળેલું પરૂ નીકળવા માંડે છે. કોઈવાર પરૂ ઘણું જાડુ હોવાથી તેમાં તેનો પીચો ભરાઇ રહે છે. તે પીચો જ્યારે નીકળી જાય છે ત્યારે દરદ હલકું પડે છે, અને સોજો ઉતરવા માંડે છે, સખત સોજાવાળા ગુમડાંના દરદીને તેની વેદનાનો તાવ આવે છે, તે પાકીને અંદરનો પીચો નીકળી ગયા પછી તાવ ઉતરી જાય છે અને દરદ હલકું પડી અંદરથી સફેદ પાણી જેવી રસી નીકળવા માંડે છે.

કાંઈપણ મહેનતનું કામ નહીં કરતાં ખાઇને સુઇ બેસી રહેનારને અથવા હંમેશાં કબજીયાતના રોગવાળાને લોહીમાં બગાડ ઉત્પન્ન થવાથી અથવા અતિશય ગરમાગરમ મરી મસાલાવાળા અને અતિશય મિઠાસવાળા પદાર્થો ખાવાવાળાને અને ખાટા પદાર્થોનું હંમેશાં સેવન કરનારને આવા ગડગુમડો વિશેષ થતા જોવામાં આવે છે.

નાના બાળકોને સારી રીતે શરીર ચોળીને નહીં નહવડાવવાથી શરીરપર મેલ બાઝી જાય છે અને તેથી પણ ગડગુમડ અને ફોલ્લાઓ નીકળ્યા કરે છે.

નાસુર અને ભગંદરનો રોગ ઘણે ભાગે મર્મસ્થાનોની જગ્યાપર થતો જોવામાં આવે છે.

મધુમેહ અને ગરમીના ચેપી દરદોની અસર લોહીમાં પસરી જવાથી પણ ગડગુમડ, બદ, પાઠાં, નાસુર વીગેરે દરદો વિશેષ થતા જોવામાં આવે છે.

પાઠાનું દરદ એક મ્હોટુ અને ઉંડુ ગોડ છે, તેના પર ઝીણી ઝીણી ફોલ્લીઓ થઈ આવી તે વધી જઈ મોટું થઈ જાય છે. ફોલ્લીઓ ફુટી જાય છે અને ત્યાં ઝીણા ઝીણા છીદ્રો પડે છે, એ દરદ ઘણે ભાગે વાંસામાં, હાથપર, જાંગપર કે કવચિત છાતીપર કે પેટપર નીકળે છે. આવી જાતના દરદો માટે નીચે મુજબ ઉપાયો અજમાવી જોવા.

નાના ફોલ્લા શિવાયના મોહોટા ગડગુમડ ઉપર જો તે બેસીજઈ વેરાઇ જાય એમ ન હોય તો અને જો દરદ ઘણું થતું હોય તો અળસીને બારીક ખાંડીને પાણીમાં નાંખી ખદખદાવી કપડાપર પાથરી તેની પોટીસ બનાવી ઉપરાચાપરી દરદ ઉપર બાંધવાથી તે જલદીથી પાકીને ફુટી જાય છે અને મોંઢુ થઇ તેમાંથી રસી નીકળવા માંડે છે, અને લોહી તથા પરૂ બહાર નીકળી જાય છે. તમામ બગાડ બહાર નીકળી ગયા પછી નીચે લખેલા મલમની પટ્ટી કરી દરદ ઉપર મારવી.

૧–દેશી સિંદુર એક શેર લઈ ત્રણ શેર તેલમાં નાંખી ઉકાળવું, જ્યારે રંગ કાળો થઈ જાય ત્યારે તેમાં મીણ શેર અડધો નાંખી નીચે ઉતારી નાંખવું. મલમ કરતી વખતે શરૂઆતથીજ તાપ નરમ રાખવો. કારણ કે તાપ સખત લાગવાથી ચાસણી સખત થઇ જવા સંભવ છે, માટે ધીમા તાપથી જોઇએ તેવી પાકી ચાસણી થાય કે તરત નીચે ઉતારી નાંખવો.

આ મલમ દરેક જાતના ફોલ્લા, ગડગુમડ, બદ, પાઠા વીગેરેપર પટ્ટી મારવામાં કામ લાગે છે, આ મલમ દરદને પકવવાનું તથા રૂઝવવાનું બંને કામ કરે છે.

મલમપટ્ટી મારી ઉપર પોટીસ બાંધવાથી દરદ જલ્દીથી પાકીને ફુટી જાય છે.

જે દરદ પોટીસ મુકવા છતાં પણ પાકે નહી તેને પટ્ટીપર નીચલો પાઉડર ભભરાવીને પટ્ટી મારવી.

૨–પકવવાનો પાઉડર–ફુલવેલો મોરથુથુ એક તોલો, મનસીલ એક તોલો, અને લાલ ચીકણું કંકુ એક તોલો, તથા મીંઢળનો ભૂકો એક તોલો લઇ બારીક પાઉડર કરી ઉપલા મલમની પટ્ટીપર છાંટીને પટ્ટી મારવાથી દરદ જલ્દીથી પાકીને મોંઢુ થઇ ફુટી જાય છે. આ પાઉડર ઝેરી છે. ખાવામાં જાય નહી તેની ખુબ સાવચેતી રાખવી.

૩–મલમ રુઝ લાવવાનો–એક શેર તેલ લઇ તેને ખુબ ગરમ કરી ચુલાપરથી નીચે ઉતારી નાંખી તેની અંદર પાશેર રાળનો ભુકો થોડો થોડો નાંખી હલાવતા જવું એટલે રાળ ઓગળીને એકરસ થઇ જશે એકરસ થયા પછી એક થાળીમાં પાણી ભરી તેમાં મલમ નાંખી ખુબ પ્રીણવું પછી તમામ પાણી કાઢી નાંખી અંદર કલઇસપેતો તોલો એક તથા બરાસકપુર તોલો અડધો બારીક ઘુંટી ઉપલા મલમમાં મેળવી દઈ હલાવવું, આ મલમ ઘણોજ ઠંડો છે અને નહીં રૂઝાતા દરદો અને ઘારાંઓપર લગાડી પટ્ટી મારવાથી જલ્દીથી રૂઝ આવી જાય છે. આ મલમ ઘણો ઠંડો છે અને દાઝેલા માણસના જખમપર લગાડવાથી પણ જલ્દી રૂઝ લાવે છે.

૪—રૂઝનો મલમ—ઘી શેર એક ગરમ કરી ખુબ ગરમ થાય એટલે નીચે ઉતારી અંદર પાશેર રાળનો બારીક ભુકો થોડો થોડો નાંખી હલાવતા જવું, જ્યારે રાળ પીગળી જઇને એક રસ થઇ જાય ત્યારે અંદર હીરાદખાણુ એક તોલો, કલઈસપેતો એક તોલો અને બોદાપથરી એક તોલો લઇ બારીક ઘુંટી અંદર મેળવી દઈ મલમ કરવો. આ મલમ રૂઝ લાવવામાં ઘણોજ સારો છે. એનાથી ચાંદી, ટાંકી અને નહિં રૂઝાતા ફોલ્લાઓના ઘારાંઓ જલ્દીથી રૂઝાઈ જાય છે.

૫—ત્વચામંડન રૂઝની ભુકી—બોદાર પથરી, ફુલવેલી ફટકડી, કલઇ સપેતો, હીરા દખણુ કાથો, અને ગોપીચંદન એ દરેક ચીજ અકેક તોલો અને બરાસ અડધો તોલો લઈ સઘળાને બારીક ઘુંટી ઝીણો પાઉડર કરવો. આ પાઉ-ડર નહીં રૂઝાતા ઘારાં, ચાંદી, ટાંકી, નાસુર વીગેરેપર લગાડવાથી જલદીથી રૂઝ આવી જાય છે.

૬—પકવવાનો ઉપાય—બદ, પાઠાં વીગેરે નહીં પાકતાં સખત દરદોપર પકવવાને માટે કુદરડીના પાંત્રા, કપડવંજી સાબુ, રાની કોલસો અને મીંઢળ એ તમામ ચીજ સરખે વજને લઇ બારીક વાટી પાણીમાં ખદખદાવી પોટીસની માફક કપડાપર લગાડી દરદપર બાંધવું એનાથી દરદ જલ-દીથી પાકી જાય છે અને રસી બહાર નીકળવા માંડે છે દરદપર કાળા મલમની પટ્ટી લગાડી ઉપર પોટીસ મુકવાં.

૭—દરદને ઓગાળી નાંખવાનો મલમ—ગંદો બેરજો એક શેર લાવી તેમાં શેરીલોબાન પાશેર તથા સુકી હળદર પાશેર બારીક વાટી નાંખી મેળવી દઇ જાડા કપડાપર પટ્ટી બનાવી દરદ ઉપર લગાડવાથી ગમે એવું સખત દરદ ઓગળીને વેરાઇ જાય છે

૮—દરદને પકવવાનું પોટીસ—ગમે એવું સખત દરદ હોય અને સહેલાઇથી પાકતું ન હોય તો તેનાપર ખજુતરની હુગાર, મીંઢળ, કપ્રડવ'જી સાબુ અને પપાઇના પાંત્રા સરખે વજને વાટી પાણીમાં મેળવી ખદખદાવી કાપડપર લગાડી પોટીસ કરી બાંધવાથી ગમે એવું સખત દરદ પણ પાકીને ફુટી જાય છે તમામ બગાડ બહાર નીકળી ગયા પછી મલમની પટ્ટી કરી દરદપર મારવાથી રૂઝ આવી આરામ થઇ જાય છે.



# અનુભવસિદ્ધ અનુપાનો.

## દોહરા.

અધીક ગુણ અનુપાનથી, ઔષધનો થઈ જાય;
જરૂર ફાયદો તે કરે લખ્યા પ્રમાણે ખાય–૧
કરીયાતું પીતપાપડો, તાવ તણું અનુપાન;
સંગ્રહણીના રોગમાં, છાશ ઘણી ગુણવાન–૨
તાવ તણી ગરમી ઘણી, હદથી જો વધી જાય;
ઔષધ સાથે ઉષ્ણ જળ, પીવાથી સુખ થાય–૩
કડાછાલ અતિસારમાં, ગણો ઘણી બળવાન;
કંપીલો ને કાચકો, કરમ તણું અનુપાન–૪
કમળો પાંડુ બરલનો, લોહ કાટ છે ખાસ;
કુંવાર સાથે આમળાં, પીધાથી પીત્ત નાશ–૫
શ્વાસ કાસ ને દમ મહીં, ભારંગીનું મૂળ;
ગુગળ લસણ ને હીંગથી, જાય વાયુ ને શુળ–૬
પ્રમેહ માટે બહુફળી, પ્રદરમાં મધ ખાસ;
ચિત્તભ્રમ વાયુ ફેફરૂ, બ્રાહ્મી વજથી નાશ–૭
સોનું ક્ષયમાં શ્રેષ્ટ છે, ગળોસત્વની સાથ;
પીશાબ પથરી રોગમાં, શીલાજીત લો હાથ–૮
મોતી મસ્તક રોગમાં, નેત્ર રોગ પણ જાય;
લોહી સુધારે મજીઠ જો, સાકર સાથે ખાય–૯
આઠ પ્રકારે ઉદરના, રોગ ઘણા બળવાન;
જુલાબ સાથે ગાયનું, મુત્ર ઘણું ગુણવાન–૧૦
ઉષ્ણ ઉપાયે વાયુને, શીતળથી પીત્ત જાય;
ક્ષારયોગથી કફ અને, ત્રિદોષથી શું થાય ?–૧૧
અર્ષ મસાના રોગમાં, સુરણ સૌથી શ્રેષ્ટ;
કુંવાઠીયો ને બાવચી, કુષ્ટ રોગમાં શ્રેષ્ટ–૧૨
મોરશીખાની ભસ્મથી, ઉલટી હીકવા નાશ;
અનુપાન અનુભવ કરી, લખ્યા આટલા ખાસ–૧૩